મુદ્રક—અમરચંદ બહેચરદાસ મહેતા
બી. પી. પ્રેસ—પાલીતાણા.

ગ્રન્થ પ્રાપ્તિસ્થાન—

શાહ લાલચંદ નંદલાલ વકીલ.
ઠે. કોઠીપોળ મુ. વડોદરા.

માસ્તર કુંવરજી દામજી.
ઠે. મોતીકડીઆની ધર્મશાળા મુ. પાલીતાણા.

પ્રકાશક— શાહ લાલચંદ નંદલાલ
શ્રી મુક્તિકમલ જૈન મોહન જ્ઞાનમંદિર
ઠે૦ રાવપુરા મહાજન ગલી.
મુ. વડોદરા.

પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય ગીતાર્થપ્રવર શાસનપ્રભાવક
આચાર્ય મહારાજ ૧૦૦૮.



શ્રીમાન્ વિજયમોહનસૂરીશ્વરજી મહારાજ.

બી. પી. પ્રેસ—પાલીતાણા.

# નિવેદન.



'શ્રી પ્રશ્નોત્તર મોહનમાળા' નામના આ ગ્રન્થને શ્રી મુક્તિકમળ જૈન મોહનમાળાના ૪૦ મા પુષ્પ તરીકે પ્રગટ કરતાં મને ઘણોજ હર્ષ થાય છે. આ ગ્રન્થમાળાએ પોતાના જન્મની શરૂઆતનાં વર્ષો કરતાં છેલ્લા દશકામાં જે વિશિષ્ટ પ્રગતિ સાધી છે, અને અત્યુત્તમ પુસ્તકોનું પ્રકાશન કરી જન સમાજનું ધ્યાન ખેંચવામાં જે સફળતા મેળવી છે, એ સર્વ સુયશ ! ગ્રન્થમાળાના આદ્ય પ્રેરક પ્રાતઃસ્મરણીય પૂજ્યપાદ્ આચાર્ય મહારાજ શ્રી વિજયમોહનસૂરીશ્વરજી મહારાજશ્રી અને તેઓશ્રીના પટ્ટાલંકાર સચ્ચારિત્ર ચૂડામણિ આચાર્ય મહારાજશ્રી વિજયપ્રતાપસૂરિજી મહારાજ તેમજ પંન્યાસજી શ્રીમાન્ ધર્મવિજયજી મહારાજના સત્પ્રયત્નને આભારી છે. પઠન પાઠનાદિની સતત પ્રવૃત્તિમાંથી પણ સમય મેળવી પ્રેસ કોપી તૈયાર થવી, પ્રુફો ટાઇમસર શોધી આપવાં વિગેરે ગ્રન્થપ્રકાશનોપયોગી કાર્યોમાં સહકાર આપી અમારી આ પ્રવૃત્તિને તેઓશ્રી સરલ બનાવી આપે છે તે માટે અહર્નિશ તેઓશ્રીનો ઉપકાર માનવામાં આવે છે.

આ પ્રશ્નોત્તરગ્રન્થમાં પંન્યાસપ્રવર શ્રીમાન્ ખાંતિવિજયજી ગણીવર્યે પોતાના મુંબઈમાં થયેલા બે ચાતુર્માસ દરમ્યાન પુછેલા પ્રશ્નોના સવિસ્તર ઉત્તરો ઉપરાંત, અન્ય મુનિરાજો અને શ્રાવકો તરફથી પુછવામાં આવેલા ઉપયોગી પ્રશ્નો અને તેના ઉત્તરોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. કેટલાક પ્રશ્નોત્તરો ચાલુ જમાનાને અંગે ઘણાજ ઉપયોગી થઈ પડે તેમ છે. યદ્યપિ ચારે અનુયોગ સંબંધી પ્રશ્નો તેમજ ઉત્તરો છે. તો પણ દ્રવ્યાનુયોગ સંબંધી ઝીણવટવાળા પ્રશ્નોત્તરો વધુ પ્રમાણમાં આ ગ્રન્થમાં દાખલ થયા છે.

આ ગ્રન્થમાં એકંદર ત્રણ શ્રેણિઓ છે. તેમાં પ્રથમ શ્રેણિમાં તો પં૦ શ્રી ખાંતિવિજયજીનાં પ્રશ્નો અને આચાર્યશ્રીએ આપેલા ઉત્તરોનોજ સંગ્રહ છે. જ્યારે બીજી બન્ને શ્રેણિઓમાં

ઉપર જણાવ્યા પ્રમાણે અન્ય મુનિરાજો તેમજ શ્રાવક વર્ગ તરફથી થયેલા પ્રશ્નો અને આચાર્ય મહારાજશ્રી તરફથી અપાયેલા ઉત્તરોનો સમાવેશ થાય છે. આ ગ્રન્થમાં એકંદર 'સવાત્રણસો (૩૨૫)' પ્રશ્નોતરોનો સંગ્રહ છે. વધુ ખુબી તો એ છે કે જે જે સ્થળે અન્ય ગ્રન્થોની સાક્ષિ આપવાની જરૂર જણાઇ છે ત્યાં શકય તે તે ગ્રન્થની અવિસ્તૃત અને સપ્રમાણ સાક્ષિઓ આપવામાં આવેલ છે. આટલા નાના ગ્રન્થમાં લગભગ ૭૫ ગ્રન્થોની સાક્ષિઓ છે, જેની યાદી અનુક્રમણિકા પછી સ્વતંત્ર આપવામાં આવી છે. પ્રત્યેક પ્રશ્નો વિષયાનુક્રમમાં પણ લીધા છે, તેમજ કેટલાક પ્રશ્નોના વધુ વિચાર રૂપે એક પરિશિષ્ટ પણ આપવામાં આવ્યું છે. આવા અનેક કારણોથી અત્યારસુધી છપાયેલા વિવિધ-પ્રશ્નોત્તર ગ્રન્થોમાં આ ગ્રન્થ અસાધારણ સ્થાન ભોગવશે એમ અમારૂં ચોક્કસ મન્તવ્ય છે.

પંન્યાસપ્રવર શ્રીમાન્ ખાંતિવિજયજી ગણિવર્યને આચાર્ય મહારાજશ્રી તરફથી મળેલા પોતે કરેલા પ્રશ્નોના ઉત્તરોથી કેટલો સંતોષ અને આનંદ થતો? તે બાબત પં૦ ખાંતિવિજયજીએ આચાર્ય મહારાજશ્રી ઉપર અનેક લાગણી ભર્યા પત્રો લખેલા જેમાંથી એક પત્રનો શ્લોક લઇ આ ગ્રન્થમાં સામેલકરવામાં આવેલ છે. જેથી જનતાને ઉત્તર આપનાર આચાર્ય મહારાજશ્રીની વિદ્વત્તા માટે અસાધારણમાન થવા જરૂર સંભવ છે.

આ ગ્રન્થનું સાદ્યન્ત સંશોધન પંન્યાસશ્રી ધર્મવિજયજી મહારાજશ્રીએ કર્યું છે, તેમને ગુરૂદેવ આચાર્ય મહારાજ શ્રીમાન્ વિજયપ્રતાપસૂરીશ્વરજી મહારાજે પ્રુફ શોધી આપવામાં સુંદર સહકાર આપ્યો છે. છતાં છદ્મસ્થ સુલભ પ્રમાદજન્ય કાંઇ સ્ખલના રહેવા પામી હોય તો અમને જણાવવા વાચક વર્ગને અમારૂં નમ્ર નિવેદન છે. તત્ત્વજ્ઞાન ભર્યા આવા પ્રશ્નોતર ગ્રન્થનું ચિન્તન, મનન અને નિદિધ્યાસન કરી ભવ્યાત્માઓ આત્મ-કલ્યાણમાં ઉજવળ બને એજ હૃદયાભિલાષા—

વડોદરા.
કોઠીપોળ.
શ્રા. શુ. ૫.

નિવેદક—
મોહન પ્રતાપીનંદ.
ચરણોપાસક—લાલચંદ.

विषयानुक्रमः

जयपुर

| પ્રશ્ન સંખ્યા. | વિષયાનુક્રમ | પૃષ્ઠ સંખ્યા. |
|---|---|---|
| | અવતરણ ... ... ... ... | ૧ |
| ૧ | બાહુબલીનું આયુષ્ય. ... ... ... | ૪ |
| ૨ | નરકના જીવોને પરમાધામી તપ્ત તરવું પાયતે. ... | ૫ |
| ૩ | ૨૪ દંડકમાં સાતનારકનો એક દંડક કહેવાનું કારણ. | ૫ |
| ૪ | ગુદાદ્વારા પિચકારીથી દવાના પ્રયોગમાં રાત્રિભોજન દોષ લાગે ? ... ... ... ... | ૬ |
| ૫ | મૃતક બાળી આવ્યા બાદ કયારે પૂજા થાય ? ... | ૬ |
| ૬ | સમ્યક્ત્વ પ્રાપ્તિ પછી શું શ્રેણિક માંસભક્ષી હતા ? | ૬ |
| ૭ | સાતવ્યસન સેવનારને સમ્યક્ત્વ હોય ? ... ... | ૭ |
| ૮ | गिहिलिंग सिद्धमरहो એનો અર્થ શું ? ... | ૧૧ |
| ૯ | મરિચિએ કપિલને પ્રભુ પાસે મોકલ્યો હતો કે મુનિઓપાસે? | ૧૨ |
| ૧૦ | વાસુપૂજ્યસ્વામી કુમાર હતા કે પરિણીત હતા ? ... | ૧૩ |
| ૧૧ | સૂર્ય ચન્દ્ર ગ્રહણની અસજઝાય ... ... | ૧૩ |
| ૧૨ | ભાદ્રપદ માસમાં શાંતિસ્નાત્રાદિ શુભ કાર્યો થાય ? ... | ૧૫ |
| ૧૩ | ભ્રમર ઇલિકા ન્યાય. ... ... | ૧૫ |
| ૧૪ | ચંદરાજા કુકડો થયો તે વખતે તિર્યંચગતિનો ઉદય કે મનુષ્યગતિનો ? ... .. ... | ૧૬ |
| ૧૫ | સુમંગલા કુમારી હતી કે કેમ ? ... ... | ૧૬ |
| ૧૬ | યોગથી પ્રકૃતિ-પ્રદેશબંધ, કષાયથી સ્થિતિ-રસબંધ, તો મિથ્યાત્વ તથા અવિરતિથી કયો બંધ ? ... | ૧૮ |
| ૧૭ | સાત નારકીનો એક દંડક અને ભુવનપતિના ૧૦ દંડક તેમાં કારણ શું ? ... ... ... | ૨૦ |
| ૧૮ | શ્રીકૃષ્ણવાસુદેવના પાંચભવ. ... ... ... | ૨૧ |
| ૧૯ | પાક્ષિક પ્રતિક્રમણમાં છીંક સંબંધી. ... ... | ૨૪ |
| ૨૦ | દૈવસિક પ્રતિક્રમણમાં છીંક સંબંધી. ... ... | ૨૪ |
| ૨૧ | દેવલોકની વાવડીઓમાં તિર્યંચપંચેન્દ્રિય હોય ? ... | ૨૫ |
| ૨૨ | બ્રાહ્મી અને સુંદરી વિવાહિત હતી કે અવિવાહિત ? .. | ૨૫ |

| પ્રશ્ન સંખ્યા. | વિષયાનુક્રમ | પૃષ્ઠ સંખ્યા. |
|---|---|---|

| પ્રશ્ન સંખ્યા. | વિષયાનુક્રમ | પૃષ્ઠ સંખ્યા. |
|---|---|---|

( ૯ )





---

## ॥ अथ द्वितीया श्रेणिः ॥

## વિષયાનુક્રમ

| પ્રશ્ન સખ્યા | વિષય | પૃષ્ઠ સંખ્યા. |
|---|---|---|

| પ્રશ્ન સંખ્યા. | વિષયાનુક્રમ | પૃષ્ઠ સંખ્યા. |
|---|---|---|

---

## ॥ अथ तृतीया श्रेणिः ॥

| પ્રશ્ન સંખ્યા | વિષયાનુક્રમ | પૃષ્ઠ સંખ્યા. |
|---|---|---|

| પ્રશ્ન સંખ્યા. | વિષયાનુક્રમે | પૃષ્ઠ સંખ્યા. |
|---|---|---|
| ૬૮ | વીછણના પેટમાંથી સંખ્યાબંધ બચ્ચાં નીકળે તે ગર્ભજ હોય કે ચપૂ... | ૧૭૮ |
| ૬૯ | કેવલીભગવંત કોનો લાવેલો આહાર વાપરે ? ... | ૧૭૮ |
| ૭૦ | દશજણને એકજ ક્ષેત્રમાં એક સાથે કેવલજ્ઞાન થાય તો પ્રથમ દેશના કોણ આપે ? ... ... ... | ૧૭૯ |
| ૭૧ | અનંતજીવો સિદ્ધાચલમાં મોક્ષે ગયા છતાં વર્ત્ત૦ ચોવીશીમાંથી એકનું પણ નિર્વાણ ત્યાં કેમ ન થયું ? ... | ૧૭૯ |
| ૭૨ | મહાવીર સ્વામિએ સોળ પ્રહર સુધી ધર્મદેશના આપી તો શું તીર્થંકરો રાત્રે દેશના આપે ? ... ... | ૧૭૯ |
| ૭૩ | કેવલી અવસ્થામાં લબ્ધિ ફોરવાય ? ... ... | ૧૮૦ |
| ૭૪ | ઝુંડ પ્રાણી કેવું હોય ? ... ... ... | |
| ૭૫ | પ્રભુની સાથે દીક્ષા લેનારાઓ કરેમિભંતે સાથે ઉચરે કે જુદું ? | ૧૮૦ |
| ૭૬ | જમાલિનો અનંત સંસાર કે બીજી રીતે ? ... | ૧૮૧ |
| ૭૭ | શરીરના કારણે ઉચ્ચરેલી પંચમી આગળ કરે ... તો ચાલે ? .. ... ... ... | ૧૮૨ |
| ૭૮ | પંખાનો પવન સચિત્ત કે અચિત્ત ? .. ... | ૧૮૨ |
| ૭૯ | અન્ય દર્શનીઓએ બનાવેલા ગ્રન્થો ભણવામા ... મિથ્યાત્વ લાગે ? ... .. ... | ૧૮૩ |
| ૮૦ | સાધુ સિવાય બાવા વિગેરે ને દાન આપતાં શ્રાવકને સમ્યક્ત્વમાં દૂષણ લાગે ? ... ... | ૧૮૩ |
| ૮૧ | સાધુઓ ગૃહસ્થને ત્યાંથી નિર્દોષ પાણી લાવ્યા બાદ તેમાં પોરા પડે તો શું કરે ? ... ... | ૧૮૪ |
| ૮૨ | દિવસે સુવું સાધુને કલ્પે કે નહિં ? ... ... | ૧૮૪ |
| ૮૩ | પરોવેલી ફુલની માળાથી પ્રભુ પૂજન થાય ? ... | ૧૮૪ |
| ૮૪ | તામલિ તાપસે સમકિત ક્યાં પ્રાપ્ત કર્યું ? ... | ૧૮૫ |
| ૮૫ | ધરતીકંપ થવાનું શું કારણ ? ... ... | ૧૮૫ |
| ૮૬ | કેવલી ભગવતને મનનું શું પ્રયોજન ? ... | ૧૮૬ |
| ૮૭ | સિદ્ધિગિરિને અભવિ ફરસે નહિં એટલે શું ? ... | ૧૮૭ |
| ૮૮ | રાત્રે ચોવિહાર કરનાર ( અણાહારી ) તમાકુ ખાઇ ... શકે ? બીડી પીવાય ? ... ... ... | ૧૮૮ |
| ૮૯ | મહાવીર સ્વામિના વખતે જ્ઞાનદ્રવ્ય શેમાં વપરાતું હશે? | ૧૮૮ |

॥ तृतीया श्रेणिः समाप्त ॥

---





# આ પ્રશ્નોત્તર ગ્રન્થમાં સાક્ષિતરીકે અપાયેલા ગ્રન્થોની યાદી.



૧ આવશ્યક ચૂર્ણિ.
૨ ષોડશક.
૩ ગચ્છાચાર પયન્નો.
૪ નંદીસૂત્ર.
૫ દશાશ્રુત સ્કંધ.
૬ હીરપ્રશ્ન.
૭ કુમારપાલ ચરિત્ર.
૮ હરિભદ્રસૂરિ વિરચિત અષ્ટક
૯ બત્તીસા બત્તીસી.
૧૦ વન્હિદશા ઉપાંગ.
૧૧ ધર્મસંગ્રહ.
૧૨ કલ્પભાષ્ય.
૧૩ પુરાણ.
૧૪ સંદેહ દોલાવલી.
૧૫ પંચમ કર્મગ્રન્થ.
૧૬ નવતત્ત્વ.
૧૭ જીવસમાસ
૧૮ ગુણસ્થાનક ક્રમારોહ.
૧૯ આવશ્યક નિર્યુક્તિ.
૨૦ આવશ્યક ચૂર્ણિ.
૨૧ સૂયગડાંગવૃત્તિ.
૨૨ પરિશિષ્ટપર્વ.
૨૩ ઉપદેશમાલા કર્ણિકા.
૨૪ બહત્કલ્પવૃત્તિ-દ્વિતીયખંડ.
૨૫ લોકપ્રકાશ.
૨૬ ઋષભપંચાશિકા.
૨૭ વીર નિર્વાણ કલ્યાણકસ્તવ.
૨૮ ગૌતમસ્તોત્ર.
૨૯ શત્રુંજયમાહાત્મ્ય.
૩૦ ઓઘનિર્યુક્તિ.
૩૧ પ્રજ્ઞાપનાટીકા.
૩૨ શ્રી વીરચરિત્ર સંસ્કૃત.
૩૩ " પ્રાકૃત.
૩૪ શ્રી સેનપ્રશ્ન.
૩૫ ધર્મરત્ન પ્રકરણ મોટી ટીકા.
૩૬ ધર્મપરીક્ષા (ન્યા. ઉપા. યશોવિજયજી.)
૩૭ પન્નવણાસૂત્ર.
૩૮ ત્રિષષ્ટિશલાકા પુરૂષ ચરિત્ર. પ્રથમપર્વ
૩૯ નવપદ બાલાવબોધ.
૪૦ ઠાણાંગસૂત્ર.
૪૧ આવશ્યકસૂત્ર ટીકા (હરિ૦).
૪૨ ચતુર્થકર્મગ્રન્થ
૪૩ પંચમકર્મગ્રન્થ
૪૪ સેનપ્રશ્ન.
૪૫ નેમિનાથચરિત્ર ત્રિષષ્ટિશલાકા
૪૬ કર્મપ્રકૃતિ ઉપા. યશોવિ. ટીકા
૪૭ વસુદેવહિંડી.
૪૮ પ્રશ્નચિંતામણિ
૪૯ યોગશાસ્ત્ર.
૫૦ તંદુલ વેયાલિય પયન્નો.
૫૧ સંબોધ પ્રકરણ.
૫૨ બૃહત્ સંગ્રહણી.
૫૩ શ્રી આચારાંગસૂત્ર.
૫૪ સમયસાર.
૫૫ ભવભાવના.
૫૬ સંસ્કૃત નવતત્ત્વ.

૫૭ અધ્યાત્મસાર.
૫૮ તપકુલક (દેવેન્દ્રસૂરિ કૃત.)
૫૯ પદ્મવિ. કૃત નવપદપૂજા.
૬૦ અધ્યાત્મમત પરીક્ષા.
૬૧ પંચાશક.
૬૨ વિશેષાવશ્યક.
૬૩ શ્રી ભગવતી સૂત્ર.
૬૪ અભિધાન રાજેન્દ્ર.
૬૫ પ્રશ્નોત્તર ચિંતામણિ.
૬૬ આવશ્યક કથા.
૬૭ તત્ત્વાર્થ સૂત્ર ટીકા.
૬૮ ઉત્તરાધ્યયન પાઇય ટીકા.
૬૯ જગચ્ચિંતામણિ.
૭૦ પરિશિષ્ટપર્વ.
૭૧ આત્મપ્રબોધ.



## પ્રશ્નોત્તરને અંગે ઉપયોગી વધારો—

### પૃષ્ઠ ૨૧. પ્રશ્ન ૧૮. શ્રીકૃષ્ણ વાસુદેવના પાંચ ભવને વિશેષ હકીકત—

अड उवसमि चउ वेअगि खइए इक्कार' मिच्छतिगिदेसे
सुहुमि सठाणं तेरस आहारगि निअ निअ गुणोहो ॥

तृतीय कर्मग्रन्थ गाथा २० मी.

આ ગાથામાં ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિને ૧૧ ગુણસ્થાનકો હોય અર્થાત્ ચતુર્થ ગુણસ્થાનકથી ૧૪ મા ગુણઠાણા સુધી ક્ષાયિક સમ્યક્ત્વ હોય અને બંધ પણ ઓઘે ( એટલે બીજા કર્મગ્રન્થમાં ) જે પ્રમાણે કહ્યો છે તે પ્રમાણે સમજવો. એથી ક્ષાયિક સમ્યક્ત્વમાં ઓઘે ૭૯, અવિ૦ ૭૭, દેશ વિ૦ ૬૭, પ્રમત્ત ૬૩ ઇત્યાદિ કર્મપ્રકૃતિઓનો બંધ હોય, યાવત્ અયોગી અબંધક હોય.

અહિં શંકા થશે કે—ક્ષાયિક સમ્યક્ત્વીને પાંચમા તથા છઠ્ઠા ગુણઠાણે દેવાયુનો બંધ કહ્યો છે. તે શી રીતે સંભવે ? કારણ કે અબદ્ધાયુ ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ તદ્ભવે મોક્ષે જાય છે એટલે આયુષ્ય બાંધતો નથી અનેબદ્ધાયુ હોય તો આયુષ્ય બાંધેલું હોવાથી બાંધવાનું નથી. આ શંકાના સમાધાનમાં એમ સમજવું ઠીક લાગે છે કે ક્ષાયિક સમ્યક્ત્વીને માટે કહેલો આ દેવાયુષ્યનો બન્ધ ક્ષાયિક સમ્યક્ત્વીના પાંચભવનું સૂચન કરે છે. પાંચમા આરાને અંતે થનારા દુઃપ્પસહસૂરિ ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ છે, તેઓ દેવાયુ બાંધી દેવ થવા પૂર્વક મનુષ્ય થઈ મોક્ષે જશે. તેઓનું ક્ષાયિક સમ્યક્ત્વ આ જન્મનું પેદા કરેલું નથી, કારણ કે પાચમા આરામાં ઉત્પન્ન થયેલાને ક્ષાયિક થતુંજ નથી, અનન્તર પૂર્વ જન્મનું પણ નથી, કારણ કે જો દેવ કે નરકમાંથી તેઓ આવ્યા હોય તો ત્યાં ક્ષાયિક ઉત્પન્ન થતું નથી, ક્ષાયિક સમ્યક્ત્વનો ઉત્પાદક સંખ્યાત વર્ષના આયુષ્યવાળો, પ્રથમ સંઘયણી જે કાળમાં તીર્થંકરો થઈ શકતા હોય તે કાળમાં ઉત્પન્ન થયેલ મનુષ્ય હોય માટે, તેમ મનુષ્ય કે તિર્યંચગતિમાંથી પણ સીધા આવ્યા નથી, કારણ કે સંખ્યાત વર્ષના આયુષ્યવાળાને મનુષ્ય તિર્યંચનું આયુષ્ય બાંધ્યા પછી ક્ષાયિક સમ્યક્ત્વ ઉત્પન્ન થતું નથી, દુપ્પસહસૂરિ દેવગતિમાંથી મનુષ્યમાં આવ્યા છે, એમનું ક્ષાયિક સમ્યક્ત્વ દેવભવથી પહેલાંના મનુષ્યના ભવનું છે, દેવાયુ બાંધ્યા પછી ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું છે એટલે તે [૧]ભવ, ત્યાર પછી દેવનો [૨]ભવ, પછી દુઃપ્પસહસૂરિ રૂપે મનુષ્યનો [૩]ભવ, પછી દેવનો [૪]ભવ અને પછી મનુષ્યનો [૫]ભવ પામી મોક્ષે જશે. આવીરીતે કોઇક સમ્યક્ત્વીને પાંચ ભવ પણ ઘટી શકે છે એ વાત આ ગાથાથી સૂચિત થાય છે.

ક્ષાયિક સમ્યગ્દષ્ટિ કૃષ્ણ વાસુદેવને પાંચ ભવ કેમ ઘટી શકે, ? તે બાબત પ્રશ્નોત્તરમાં વિચાર કર્યો છે અને કોઇ વિદ્વાનના મત પ્રમાણે શુદ્ધ ક્ષયોપશમ માનવું એ પણ જણાવેલ છે. પરંતુ આ ગાથાનો જે આશય ઉપર જણાવેલો છે-તે આશય પ્રમાણે વિચારીએ તો કોઇક ક્ષાયિક સમ્યગ્દષ્ટિને પાંચ ભવ માનવામાં પણ બાધક હેતુ દેખાતો નથી. તત્ત્વ જ્ઞાની ગમ્ય.

વળી 'ધર્મોપદેશમાળા' ની વૃત્તિમાં "**मा सोय तुमं, तओ उव्वट्टित्ता इहेव भारहे वासे सयदुवारे नयरे जियसत्तुस्स पुत्तो अममो नाम तित्थयरो होहिसि**" [ હે કૃષ્ણ તમે ખેદ કરશો નહિં, ત્યાંથી ( નરકમાંથી ) નીકળીને 'આજ ભરતક્ષેત્રમાં જિતશત્રુરાજાના પુત્ર પણે ઉત્પન્ન થઈ તમો અમમનામના તીર્થંકર થશો. ] આ પ્રમાણે ત્રણ ભવ સંબંધી લખેલા અક્ષરો પણ વિચારવા જેવા છે.

## પ્રથમ શ્રેણિમાં ૫૨-૫૩ એ બે પ્રશ્નો રહી ગયા છે તે આ પ્રમાણે સમજવા.—

૫૨ **प्र०**—જેટલાં જીવો વ્યવહાર રાશિમાંથી મોક્ષે જાય તેટલાંજ જીવો અવ્યવહાર રાશિમાંથી વ્યવહાર રાશિમાં આવે કે વધારે પણ આવે ?

૫૨ **उ०**—'**सिज्झंति जत्तिआ किर, इह संववहाररासि जीव मज्झाओ । जंति अणाइवणस्सइरासीओ तत्तिआ तंमि ॥ १ ॥** આ ગાથામાં '**जत्तिआ**' અને '**तत्तिआ**' એવા પદો આપેલા હોવાથી જેટલા મોક્ષે જાય તેટલાજ અવ્યવહાર રાશિમાં આવે એમ માનવું વિશેષ ઉચિત લાગે છે.

૫૩ **प्र०**—આત્માના આઠ રૂચક પ્રદેશોને કર્મનો સંબંધ જરા પણ થાય કે નહિં ?

૫૩ **उ०**—એ આઠ રૂચક પ્રદેશોને સર્વથા કર્મ સંબધ ન થાય જે માટે, જ્ઞાનદીપિકામાં કહ્યું છે કેઃ—"**स्पृश्यन्ते कर्म्मणा तेऽपि, प्रदेशा आत्मनो यदि । तदा जीवो जगत्यस्मिन् अजीवत्वमवाप्नुयात् ॥१॥** ( ભાવાર્થ સ્પષ્ટ છે )

## દ્વિતીય શ્રેણિમાં ૪૬ મો પ્રશ્ન બાકી રહી ગયો છે તે આ પ્રમાણે—

૪૬ **प्र०**—સ્ત્રી કાલ ધર્મ પામી સર્વાર્થ સિદ્ધ વિમાનમાં ઉત્પન્ન થાય કે કેમ ?

૪૬ **उ०**—શ્રી વિજયચન્દ્ર કેવલિ ચરિત્રમાં દેવ પૂજાના અધિકારમાં સ્ત્રિયો પણ સર્વાર્થ સિદ્ધમાં ઉત્પન્ન થાય છે તેના અક્ષરો છે. એ સિવાય વાસુપૂજ્ય ચરિત્ર, પન્નવણા સૂત્ર વિગેરેમાં પણ આ અધિકાર છે.

श्रीउज्जयंतगिरिमंडनयदुकुलतिलक-

श्रीमते नेमीश्वराय नमोनमः ॥

॥ बालब्रह्मचारिपरमाराध्यपादाचार्यवर्यश्रीमद्विजयकमल-
सूरीश्वरसद्गुरुभ्यो नमोनमः ॥

# श्री प्रश्नोत्तर मोहनमाला.

स्फूर्जत्प्रौढगुणप्रसूनसुरभिप्रावासिताहृद्वनो,
यः सिद्धान्तविचारचारुविचरो व्याख्यानवित्कोविदः ।
श्रद्धाज्ञानविवेकशीलविलसत्सद्रत्नपाथोनिधिः,
स श्रीमोहनसूरिराड् विजयतां कल्याणवारांनिधिः ॥१॥

અવતરણ—સંવત્ ૧૯૮૦-૮૧ ની સાલમાં શાસનહિતૈષી પંન્યાસ શ્રી ખાન્તિવિજયજી ગણીજીનાં મુંબાઇમાં ચાતુર્માસ થવા દરમ્યાન વ્યાખ્યાનમાં પંચમાંગ શ્રીભગવતી સૂત્રની વ્યાખ્યા ચાલતાં શ્રોતાઓ તરફથી તેમજ સ્વાભાવિક પોતાને ઉત્પન્ન થતી શંકાઓના સમાધાન અર્થે પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય

આગમપ્રજ્ઞ આચાર્ય મહારાજ ૧૦૮ શ્રીશ્રીશ્રી વિજયમોહનસૂરીશ્વરજી મહારાજને સંખ્યાબંધ પ્રશ્નો પત્રદ્વારા પુછાવેલા અને પૂજ્ય આચાર્યશ્રીએ સિદ્ધાન્તોની સાક્ષિઓ પૂર્વક સંતોષકારક સમાધાનો આપેલાં, સંતોષકારક સમાધાનો મળવાથી તેઓને ઘણોજ આનંદ થતો અને સતત પ્રશ્નપરંપરા ચાલુ રાખવામાં આવી. પુછાએલા પ્રશ્નોના સંતોષકારક સમાધાનો મળવાથી પંન્યાસશ્રીને કેવો સંતોષ થતો તે સંબંધમાં તેઓએ પૂજ્ય આચાર્યશ્રી ઉપર લખેલા અનેક પત્રોમાંથી એક પત્રનો અક્ષરશઃ ઉતારો વાચકોની જાણ માટે ( શરૂઆતમાંજ ) આપવામાં આવે છે—

મુંબઇ શ્રાવણ વદ ૧૨

શાન્ત્યાદ્યનેકગુણગણવિભૂષિત પરમપૂજ્ય પરમોપકારી પ્રાતઃ સ્મરણીય પૂજ્યપાદ આચાર્યમહારાજ શાસનપ્રભાવક શ્રીમાન્ **વિજયમોહનસૂરીશ્વરજી** તથા પંન્યાસજી શ્રી પ્રતાપવિજયજી આદિ સપરિવાર— ડભોઇ.

ખાન્તિવિજયાદિની સવિનય વન્દના અનુવન્દના સાથે આપશ્રીનો કૃપાલુ પત્ર કે જે આપના લખવા પ્રમાણે સંક્ષેપથી પણ મારા માનવા પ્રમાણે વિસ્તારથી ખુલાસા પૂર્વક લખાયેલ મળ્યો, વાંચી અત્યાનન્દ થયો, ઉત્સાહમાં પણ વૃદ્ધિ થઇ. **પ્રશ્ન પુછી કુતર્ક કરનારાઓ શાસ્ત્રાક્ષરો જોઇ બંધ થયા.** આપશ્રીએ પત્રદ્વારા ભારે ઉપકાર કર્યો છે કે; જે કોઇપણ વખતે ન ભૂલાય તેવો છે. હજી પણ તેવી રીતે ખુલાસા કરી આભારી કરશો તેવી નમ્રવિજ્ઞપ્તિ છે. હું જે પત્ર લખું તેનો ઉત્તર આપની ફુરસદે કદાચ મોડો મળશે તોપણ અડચણ નથી, મારે ખાસ ઉતાવળના પ્રશ્નો હશે તો હું તે વખતે સૂચના કરીશ; બાકી તો મોડા ઉત્તરો આવશે તેમાં કોઇ પ્રકારે અડચણ આવશે નહિં. **આપશ્રીની પાસેથી શાસ્ત્રાધાર અને યુક્તિ-**

પૂર્વકના ખુલાસા જે થાય છે તે મારા આટલા વર્ષના અનુભવમાં બીજેથી થયા નથી. તેથી દરેક બાબતના ખુલાસા આપશ્રી દ્વારા મેળવવા મન લલચાય છે. પરંતુ અંત્રે ફુરસદ બીલકુલ મળતી ન હોવાથી પત્ર લખવો તે. પણ મુશ્કેલી જેવું થઇ પડે છે. આપશ્રીને પત્ર લખવો પડે છે તો તે પ્રકારના ખુલાસા થવાથીજ અત્રે લોકોને ઉત્તરો દ્રઢતાથી આપી શકાય છે, તેને માટે ખાસ ફુરસદના અભાવે પણ ફુરસદ લેવી પડે છે. માટે આપશ્રી પણ આ મારા પત્રને એક શાસ્ત્રાર્થ સમજાવી ઉપકાર કરવાનો જાણી શાસ્ત્રાધાર અને યુક્તિપૂર્વક ખુલાસો કરવાની કૃપા કરશો તેવી મારી સાદર સવિનય વિજ્ઞપ્તિ છે." (આજ પત્રમાં અહિંથી પ્રશ્નો શરૂ થાય છે તે પ્રશ્નો આગળ ઉત્તર સાથેજ આવવાના હોઇ અહિં આમવામાં આવ્યા નથી.)

આ ઉપરથી વાચકો સમજી શકશે કે આ પ્રશ્નો અને તેના ઉત્તરો પ્રશ્નકાર અને ઉત્તર આપનાર બન્નેને અવસર પ્રાપ્ત થયા હોઇ ઘણા ઉપયોગી છે. અને તેવા ઉપયોગી પ્રશ્નોત્તરોનો સંગ્રહ કરવા પૂર્વક ભવ્યાત્માઓની સમક્ષ રજુ કરવામાં આવે તો અનેક શંકાઓના સમાધાન પુરસ્સર આત્મકલ્યાણનું પણ અનુપમ સાધન બને! એ આશયથી એ પ્રશ્નોત્તરોનો તેમજ બીજા પણ કેટલાક દ્વારા પુછાયેલ ઉપયોગી પ્રશ્નોત્તરોનો સંગ્રહ અહિંથી ક્રમશઃ રજુ કરાય છે—

प्रश्नकारः—पंन्यास श्रीमान् खान्तिविजयजी गणी।

उत्तर आपनारः—पूज्यपाद जैनाचार्य १००८ श्रीमद्
विजयमोहनसूरीश्वरजी महाराज।

૧ પ્રશ્ન—શ્રી બાહુબલીનું આયુષ્ય કેટલું હતું? અને તેનો લેખ શેમાં છે?

૧ ઉત્તર—શ્રી બાહુબલીનું આયુષ્ય ૮૪ લાખ પૂર્વનું છે. જો એ પ્રમાણે આયુષ્ય છે તો પછી શ્રી આદીશ્વર ભગવંતની સાથે શી રીતે મોક્ષે ગયા? એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે, પરંતુ 'એક સમયે ઉત્કૃષ્ટ અવગાહનાવાળા ૧૦૮ મોક્ષે ન જાય છતાં શ્રી ઋષભદેવ પ્રભુની સાથે મોક્ષે ગયા' એ અચ્છેરાની સાથે અંતર્ગત બાહુબલી વિગેરેના આયુષ્યનું સંકોચપણું પણ કહેલ છે. આ બાબત શ્રી સેનપ્રશ્ન ( મુદ્રિત પત્ર ૬૦ પ્રશ્ન ૧૨૨ ) ગ્રન્થમાં જણાવેલ છે. તે પાઠ આ રીતે છે—

'चतुरशीतिलक्षपूर्वायुषां श्रीऋषभदेवेन सार्द्धं मोक्षं गतानां भरतस्याष्टनवतिभ्रातृणामायुषोऽपवर्त्तनं कथमिति प्रश्नः, अत्रोत्तरम्—बाहुवलेरिव यदि तेषामायुश्चतुरशीतिलक्षपूर्व्वप्रमाणं क्वापि ग्रन्थे प्रोक्तं स्यात् तदा तदपवर्त्तनस्य हरिवंशकुलोत्पाद-युगलिकायुरपवर्त्तनादिवदाश्चर्यान्तर्भावान्न दोष इति ॥'

અર્થ:—પ્રશ્ન 'શ્રી ઋષભદેવ ભગવંતની સાથે મોક્ષે ગયેલા ચોરાશીલાખપૂર્વના આયુષ્યવાળા ભરત મહારાજાના અઠ્ઠાણુ ભાઇઓના આયુષ્યની અપવર્ત્તના શી રીતે થઈ શકે? [ કારણ કે યુગલિકનું આયુષ્ય નિરૂપક્રમ અનપવર્ત્તનીય શાસ્ત્રોમાં જણાવેલું છે.]

ઉત્તર—શ્રી બાહુબલિની માફક તે અઠ્ઠાણુ ભાઇઓનું આયુષ્ય ૮૪) લાખ પૂર્વનું છે, એ પ્રમાણે જો કોઈ ગ્રન્થમાં જણાવેલ હોય તો 'હરિવંશકુલોત્પત્તિ' એ આશ્ચર્ય ( અચ્છેરા ) માં જે યુગલિકના આયુષ્યનું અપવર્ત્તન જણાવેલ છે તે પ્રમાણે અહિં પણ સમજવું.'

૨ પ્ર૦-નારકીના જીવોને પરમાધામીદેવો તપ્તતરવુ ( સીસું-કથિર ) પાય તે લોમાહારમાંજ ગણાય?

૨ ઉ૦-આ સર્વે ભયસૂત્રો છે. શ્રી ધર્મરત્નપ્રકરણ ટીકામાં ( ભાષાંતર ભાગ ૩ જો પાનું ૧૦૬ માં) નીચે મુજબ જુદી જુદી જાતના સૂત્રોના વિવેચનમાં લખ્યું છે; તે આ પ્રમાણે—

'भयसूत्राणि;—नरकेषु मांसरुधिरकथनरूपाणि, उक्तञ्च,—

नरएसु मंसरुहिराइवन्नणं जं पसिद्धिमित्तेण ।
भयहेउ इह तेसिं वेउव्वियभावओ न तयं ॥१॥'

એટલે કે તપ્તતરવાના પાનથી કવલાહાર કિંવા લોમાહારની કલ્પના કરવાની નથી. તપ્તતરવાનું પાન એ કેવળ ભયસ્વરૂપ છે. સિવાય નરકના જીવોને પર્યાપ્તિઅવસ્થામાં લોમાહારાજ હોય એ પ્રમાણે શ્રીપન્નવણાજી તથા શ્રીભગવતીજી વિગેરેમાં કહેલ છે.

૩ પ્ર૦-સાતે નારકીનો એક દંડક કહ્યો અને અસુરકુમારાદિકના દશ દંડક કહ્યા તેમાં વિવક્ષાજ કારણ છે કે બીજો કોઈ હેતુ છે? વિવક્ષાજ કારણ હોય તો તે સંબંધી ઉલ્લેખ શેમાં છે?

૩ ઉ૦-સાતનારકીનો એક દંડક અને અસુરકુમાર વિગેરે દશભુવનપતિના દશ દંડક કહ્યા તેમાં વિવક્ષાજ કારણ છે. તે પ્રમાણે ભગવતીજીમાં કહેલ છે. આ સંબંધમાં શ્રી સેનપ્રશ્ન (મુ૦ પત્ર-૧૦) માં નીચે મુજબ ખુલાસો આપેલ છે. તે આ પ્રમાણે,—

'चतुर्विंशतिदण्डकमध्ये भुवनाधिपानां दण्डकदशकं प्रोक्तम्, अपरेषां व्यन्तरादिकानां दण्डक एकैकः प्रोक्तस्तत्र किं कारणमिति प्रश्नः, अत्रोत्तरम्;—अत्र सूत्रकृतां विवक्षैव प्रमाणम्॥'

અર્થ:—સુગમ છે.

૪ પ્ર૦-રાત્રે ગુદાદ્વારા પિચકારીથી પેટમાં દવા નાખે તો રાત્રિભોજનનો દોષ લાગે? અથવા બીજી નસોદ્વારા શરીરમાં રાત્રે દવા નાખે તો રાત્રિભોજનનો દોષ લાગે?

૪ ઉ૦-રાત્રિભોજનનું પચ્ચખ્ખાણ તે કેવલ પ્રક્ષેપઆહારનું છે, એટલે મુખદ્વારથી-કંઠનાડીથી જે આહાર લેવો તે સંબંધી

પચ્ચખ્ખાણ છે, પરંતુ રોમકૂપોદ્વારા જો પદાર્થોનો પ્રવેશ થાય તેનું પચ્ચખ્ખાણ હોવું સંભવિત નથી. કેમકે કારણ પ્રસંગે સાધુઓને પણ રાત્રે તેલ વિગેરે ચોલાવવું પડે છે અને તે તેલના અણુઓનો શરીરમાં પ્રવેશ થાય છે. દસ્ત લાવવાના સ્થાન ઉપર રાત્રિએ અમુક દવા વિગેરેનો લેપ પણ થાય છે. તે સર્વનો શરીરમાં પ્રવેશ થતાં પણ પચ્ચખ્ખાણનો જેમ ભંગ થતો નથી તે પ્રમાણે કોઈ નસદ્વારા ખાસ કારણે કોઈ યોગ્ય દવાનો પ્રવેશ થાય તો ચઉવિહારના પચ્ચખ્ખાણનો તેમજ રાત્રિભોજનના નિયમનો ભંગ થાય તેમ મારી દૃષ્ટિએ દેખાતું નથી.

૫ પ્ર૦—અમદાવાદવાળા ઝવેરી છોટાલાલ લલ્લુભાઈ મૃતક બાળી આવ્યા બાદ તેજ દિવસે પૂજા કરતા હતા એવું મારા જાણવામાં છે તો તેમ થઈ શકે ?

૫ ઉ૦—પૂજા સંબંધમાં અમદાવાદવાળા છોટાલાલ ભાઇનો દાખલો લખ્યો તો તે બાબતમાં જણાવવાનું જે; એક ધોરી (ઉત્સર્ગ) માર્ગ હોય છે, જ્યારે બીજો ખાસ કારણે (અપવાદ) માર્ગ હોય છે. ધોરી માર્ગે વ્યવહારદૃષ્ટિએ સ્મશાન ગએલ વ્યક્તિથી તે દિવસે પ્રભુની અંગપૂજા થઈ શકે નહિં, પરંતુ કોઈ એવો ધર્મચુસ્ત પુરૂષ હોય કે જે ત્રિકાલ પ્રભુપૂજા કરનારો છે, સમ્યક્ત્વાદિ ગુણોમાં નિશ્ચલ દેખાય છે, ગમે તેટલું મોડું થયું હોય તો પણ શરીરની શક્તિ હોય ત્યાં સુધી (છેવટ) સાંજે પણ પૂજા કર્યા સિવાય ભોજન લેતો નથી, એવી વ્યક્તિમાટે સ્મશાનમાં ગયા બાદ કંકોદી વિગેરે દ્રવ્યથી શુદ્ધ થવા પૂર્વક જિનપૂજા માટે છુટ હોય તો તે યોગ્ય ગણી શકાય. કારણ કે તે વ્યક્તિનું ચિત્ત પ્રભુ-પૂજા તરફજ હોઈ જ્યાં સુધી પૂજા ન કરે ત્યાં સુધી તેના ચિત્તને શાંતિ થતી નથી. એ સિવાય બીજાઓ માટે જે મર્યાદા બતાવેલ છે તે પ્રમાણેજ વર્ત્તવું યોગ્ય છે.

૬ પ્ર૦—શ્રેણિક મહારાજા સમ્યક્ત્વ પામ્યા પછી માંસભક્ષણ કરતા હતા તેવું કાંઈ જાણવામાં છે ?

૬ ઉ૦—શ્રેણિક મહારાજાએ ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યા બાદ કોઈ પણ વખતે માંસ ભક્ષણ કર્યું હોય તેવું જાણ્યું નથી

તેમજ તેવા અક્ષરો પણ કયાંઈ વાંચવામાં આવેલ નથી. માત્ર તેમને અવિરતિનો ઉદય હોવાથી પચ્ચખ્ખાણ કરી શકયા નથી.

૭ પ્ર૦-સાત વ્યસનને સેવનારમાં સમ્યક્ત્વ લાભે કે નહિં? એને લાભે તો તે સંબંધી દૃષ્ટાંત એક અથવા સાતે જુદા જુદા મળી શકે છે?

૭ ઉ૦-સાત વ્યસનને સેવનારને સમ્યક્ત્વ નજ લાભે એમ એકાંતે નજ કહી શકાય. જુઓ શ્રી ધર્મ પરીક્ષા ઉપા૦ શ્રી યશોવિ૦ કૃત (પુસ્તકાકારે પૃષ્ઠ ૨૫૫ ગાથા ૮૮.) શ્રી કૃષ્ણવાસુદેવને આ ભાવો છે, જેમાં 'सुर-मज्ज-मांस' એ પ્રમાણે લખેલ છે. દ્યુતના સંબંધમાં તદ્ભવ મોક્ષગામી પાંચ પાંડવોનું દૃષ્ટાંત પ્રસિદ્ધ છે, પરસ્ત્રીના પ્રસંગમાં રાવણનું દૃષ્ટાંત જગજાહેર છે. એટલે કે સમ્યક્ત્વ એ શ્રદ્ધાત્મક વસ્તુ છે જ્યારે સપ્તવ્યસનનો ત્યાગ એ વિરતિ છે. યદ્યપિ સમ્યગ્દૃષ્ટિને સપ્ત વ્યસનનું સેવન નજ હોય. કારણ કે સમ્યક્ત્વના અનુકમ્પા પ્રમુખ લક્ષણોમાં બાધા પહોંચે, તથાપિ કોઈ સપ્તવ્યસનને સેવનારમાં સમ્યક્ત્વ ગુણનો સંભવ કદાચિત્ સંભવી શકે. શ્રી ધર્મપરીક્ષા પાઠ અને તેનો અર્થ આ પ્રમાણે છે,—

श्रीधर्मपरीक्षा;—'तिव्वासग्गहदोसा एयारिसया हवंति कुविगप्पा' इत्यादि । ×××× । 'एतादृशकाः' इत्यतिदेशेन यः परस्यायं कुविकल्पोऽस्ति—यो मांसमश्नाति तस्य सम्यक्त्वं न भवत्येवेति, सोऽप्यपास्तो बोद्धव्यः, केवलसम्यक्त्वधारिणोऽविरतेरेव माहात्म्यात् इतराऽभक्ष्यभक्षणस्येव मांसभक्षणादपि निवृत्तेरनियमात् । यदि च सद्यः सम्मूर्च्छिताऽनन्तजन्तुसन्तानदूषितं तद् ज्ञात्वा भुञ्जानस्य सर्वांशानुकम्पाराहित्यान्न सम्यक्त्वमित्यभ्युपगमस्तदाऽनन्तजन्तुमयं ज्ञात्वा मूलकादिकं भक्षयतोऽपि सम्यक्त्वक्षतिरभ्युपगन्तव्या स्यात् । यदि च मांसभक्षणस्यातिनिन्द्यत्वात्तस्य सम्यक्त्वनाशकत्वं तदा परदारगमनस्य तत्सुतरां स्यादिति तद्व्यसनवतः सत्यकिप्रभृतेः सम्यक्त्वमुच्छिद्येत । एतेन

'बिलवासिनामपि मनुजानां तथाविधकर्मक्षयोपशमेन यदि मांसपरिहारनियन्तृत्त्वं तदा सम्यग्दृशां तत्सुतरां स्यादिति मांसभक्षणे सम्यक्त्वक्षतिरेव' इति निरस्तम् सम्यक्त्वस्य भावधर्मत्त्वेन कुलधर्ममात्रत्त्वाभावात्, तथाविधकर्मपरिणतेरनुचितप्रवृत्तिमतोऽपि श्रद्धानगुणेन तदनपगमात्। अन्यथा स्तेनानामपि केषाञ्चित्परदारगमनपरिहारनियन्तृत्त्वात्, ततोऽनिवृत्तस्य सत्यक्रिप्रभृतेः सम्यक्त्वमुच्छिद्येतैवेति। न च मांसाहारस्य नरकायुर्बन्धस्थानत्त्वादेव तदनिवृत्तौ न सम्यक्त्वमिति शङ्कनीयम्, महारम्भमहापरिग्रहादीनामपि तथात्त्वात्, तदनिवृत्तौ कृष्णवासुदेवानामपि सम्यक्त्वापगमापत्तेः। किञ्च सम्यक्त्वधारिणां कृष्णप्रभृतीनां मांसभक्षणेऽपि सम्यक्त्वानपगमः शास्त्रे श्रूयते। तदुक्तं षष्ठाङ्गे—'तएणं दुवए राया कंपिल्लपुरं नगरं अणुपविसइ, अणुपविसित्ता विउलं असणं ४ उवक्खडावेइ, उवक्खडावित्ता कोडुंबियपुरिसे सद्दावित्ता एवं वयासी—गच्छह णं तुब्भे देवाणुप्पिया? विउलं असणं ४ सुरं मज्जं मंसं च संपन्नं च सुबहुपुप्फफलवत्थगंधमल्लालंकारं वासुदेवपामोक्खाणं रायसहस्साणं आवासेसु साहरह। तेवि साहरंति। तएणं ते वासुदेवप्पामोक्खा विउलं असणं जाव सम्पन्नं आसाएमाणा विहरंति' त्ति। न चात्र मांसभक्षणादिकं स्वपरिवारभूतमिथ्यादृशामेव तदाज्ञानिमित्तकत्त्वात् तत्कर्तृकं व्यपदिष्टमिति शङ्कनीयम्, 'वासुदेवप्रमुखा' इत्यत्र सर्वेषामेकक्रियायोगात् सम्यक्त्वनाशके तदाज्ञादानस्याप्यनुपपत्तेश्च। यत्तु वर्णनमात्रत्त्वेनैतत्सूत्रस्याकिञ्चित्करत्त्वं परेणोद्भाव्यते, तस्य महानेव कृतान्तकोपः। एवं सति स्वर्गैश्वर्यादिप्रतिपादकसूत्राणामपि वर्णनमात्रत्वेनाकिञ्चित्करताया वावदूकेन वक्तुं शक्यत्त्वाद्, लोकनिन्द्यविषयमात्रेणाऽपि यथास्थितार्थप्रतिपादकसूत्रविलोपे नास्तिकत्त्वस्यानिवारिप्रसरतया सर्वविलोपप्रसङ्गादिति।

किञ्च–यद्यनन्तकायादिमांसभक्षणे सम्यक्त्वस्य मूलोच्छेदः स्यात्, तदा तत्र तपः प्रायश्चित्तं नोपदिष्टं स्यात्, उक्तञ्च तत्र । तदुक्तं श्राद्धजीतसूत्रवृत्त्योः—

'चउगुरुगं ते चउलहु परित्तभोगे सचित्तवज्जिस्स ।
मंसासववयभंगे छग्गुरु चउगुरु अणाभोगे ॥ १ ॥
××××× । ततो 'मांसभक्षणे सम्यक्त्वं नश्यत्येव'
इत्ययमपि कुविकल्प एवेति बोध्यम् ॥८८॥

ટીકાનો ભાવાર્થ:—ગાથામાં આપેલ 'एतादृशकाः' એ અતિદેશ પદવડે 'જે માંસ ભક્ષણ કરે છે તેને સમ્યક્ત્વ નથીજ' એવો વાદીનો જે અભિપ્રાય છે તે દૂર થાય છે. કેવલ સમ્યક્ત્વને ધારણ કરવાવાળા જીવને અવિરતિનાજ માહાત્મ્ય-પ્રભાવથી અન્ય અભક્ષ્યના ભક્ષણની માફક માંસભક્ષણની નિવૃત્તિનો નિયમ હોઈ શકતો નથી. 'માંસમાં તત્કાલ સંમૂર્ચ્છિમ અનન્તજન્તુઓની પરમ્પરા ઉત્પન્ન થતી હોઈ તે દૂષિત છે અને તે દૂષિત માંસભક્ષણ કરનારને સર્વથા અનુકમ્પા ન હોવાથી સમ્યક્ત્વ ન હોવું જોઇએ' એ પ્રમાણે જો મન્તવ્ય હોય તો કંદમૂલાદિકમાં અનન્તજન્તુપણું જાણ્યા પછી પણ તેનું ભક્ષણ કરનારમાં અનુકમ્પા ન હોવાથી સમ્યક્ત્વના નાશનો પ્રસંગ આવશે. 'માંસભક્ષણ અતિનિન્ધ છે અને તેથી તેનું ભક્ષણ કરનાર સમ્યક્ત્વનો અધિકારી નથી' જો એમ કહેતા હો તો પરસ્ત્રીનું સેવન વિશેષ નિન્ધ હોઈ તેવા પરસ્ત્રીલંપટોને વિશેષે કરીને સમ્યક્ત્વ ન હોવું જોઇએ, અને એ કારણથી તેવા વ્યસનવાળા સત્યકિપ્રમુખ જીવને સમ્યક્ત્વનો નાશ થવો જોઇએ, જ્યારે તેવાઓને સમ્યક્ત્વનો સદ્ભાવ સિદ્ધાંતમાં પણ પ્રતિપાદન કરેલ છે. આ વચનથી 'ભિલવાસિ મનુષ્યોને પણ તથાપ્રકારના ક્ષયોપશમથી માંસપરિહાર સંબંધિ નિયમ હોય છે, તો સમ્યગ્દૃષ્ટિ જીવોને વિશેષે માંસનો પરિહાર હોવો જોઇએ, અને એથી માંસભક્ષણ હોય તો સમ્યક્ત્વનો નાશ થાય છે' એવી માન્યતા પણ દૂર થાય છે. સમ્યક્ત્વ એ ભાવધર્મ હોઈ કુલ ધર્મ માત્રનો અભાવ છે અને એ કારણેજ તથાપ્રકારે

કર્મપરિણતિથી અનુચિત પ્રવૃત્તિવાળાને પણ શ્રદ્ધાગુણવડે સમ્યક્ત્વ જતું નથી. જો એમ ન હોય તો કેટલાક ચોરોને પરદારાગમનનો નિયમ હોવાથી સમ્યક્ત્વ હોવું જોઇએ, અને પરદારાગમનથી વિરામ નહિં પામેલ સત્યકિપ્રમુખને સમ્યક્ત્વનો ઉચ્છેદ થવો જોઇએ! 'માંસાહારથી નરકાયુષ્યનો બંધ થાય છે, માટે માંસાહારની જ્યાંસુધી નિવૃત્તિ ન થાય ત્યાંસુધી સમ્યક્ત્વ ન હોય' એમ કહેવું પણ વ્યાજબી નથી. કારણકે મહારંભ અને મહાપરિગ્રહને પણ નરકાયુષ્ય સંબંધી બંધના કારણોમાં ગણ્યા છતાં તેવા આરંભપરિગ્રહવાળા કૃષ્ણવાસુદેવને સમ્યક્ત્વ હોવામાં બાધ જણાવેલો નથી. વળી સમ્યક્ત્વને ધારણ કરવાવાળા કૃષ્ણ વિગેરેને માંસભક્ષણ છતાં સમ્યક્ત્વથી ભ્રષ્ટ થવાનો ઉલ્લેખ શાસ્ત્રમાં જણાવેલો નથી, પરંતુ સમ્યક્ત્વ છે, એમ છઠ્ઠા શ્રીજ્ઞાતાધર્મકથાઙ્ગમાં જણાવવામાં આવેલ છે. તે આ પ્રમાણે;—

'તે વાર પછી દ્રુપદરાજા કંપિલપુર નગરમાં પ્રવેશ કરે છે, પ્રવેશ કરીને વિપુલ અશનપાન ખાદિમ સ્વાદિમ તૈયાર કરાવે છે, તૈયાર કરાવીને નોકર વર્ગને બોલાવે છે, બોલાવીને આ પ્રમાણે તેઓને કહે છે કે—'હે દેવને વલ્લભ એવા નોકરો! તમે જલદી જાઓ અને વિપુલ અશન–પાન–ખાદિમ–સ્વાદિમ તેમજ મદિરા–માંસ તથા સુંદર પુષ્પ–વસ્ત્ર–ફલ–ગંધ–માલાઓ અને અલંકારો વાસુદેવ વિગેરે હજારો રાજાઓના આવાસોમાં એકઠા કરો. એ પ્રમાણે રાજાની આજ્ઞાથી તેઓ તે સર્વ વસ્તુઓ ત્યાં લાવે છે, અને તે વાર પછી તે વાસુદેવ વિગેરે રાજાઓ વિપુલ–અશન પાન યાવત્ અલંકારો વિગેરેનો ભોગ ઉપભોગ કરતાં વિચરે છે, 'અહિં માંસભક્ષણ પોતાના પરિવારમાં રહેલા મિથ્યાદૃષ્ટિઓ માટે છે, પરંતુ પોતે આસ્વાદ લીધેલ નથી' તેઓની આજ્ઞા નિમિત્તે તે વસ્તુઓ ત્યાં આવેલી હોવાથી ફક્ત તન્નિમિત્તક ગણાય છે, એવી શંકા કરવાની જરૂર નથી, કારણકે સૂત્રમાં 'वासुदेवप्रमुखाः' એ પદથી સર્વની એક સરખી ક્રિયા જણાવવામાં આવેલ છે. વલી જો માંસભક્ષણથી સમ્યક્ત્વનો ભ્રંશ થતો હોય તો તે માંસ સંબંધી આજ્ઞા કરવાથી પણ સમ્યક્ત્વનો નાશ થવો જોઇએ. 'ફક્ત વર્ણન પુરતું જ આ સૂત્ર છે, માટે તેવા સૂત્રોમાં કાંઇ વૈશિષ્ટ્ય નથી'

એવું કહેનારાઓને તો ઘણોજ યમરાજ સરખો કોપ જણાતો હોય તેમ દેખાય છે. કારણ કે એ પ્રમાણે સૂત્રને વર્ણન પુરતું રાખવા સાથે તેનું કાંઇપણ મહત્વ નથી, એમ જણાવવાથી 'સ્વર્ગ વિગેરેની સિદ્ધિનું પ્રતિપાદન કરનારા સૂત્રોનું પણ કાંઈ મહત્ત્વ નથી' એમ પણ વાચાલથી કહી શકવાનો પ્રસંગ આવશે.

'માંસભક્ષણ એ લોકમાં નિન્દ્ય છે માટે સમ્યગ્દષ્ટિને તે માંસ-ભક્ષણ ન હોવું જોઇએ, એટલા લોકનિન્દાના વિષયમાત્રથી યથાર્થ પ્રતિપાદક સૂત્રના લોપમાં નાસ્તિકપણાનો અનિવાર્ય વિસ્તાર થવાથી સર્વ લોપ થવાનો પ્રસંગ પ્રાપ્ત થશે.

વળી અનન્તકાય વિગેરે અને માંસના ભક્ષણથી સમ્યક્ત્વનો સમૂલ ઉચ્છેદ થતો હોય તો ત્યાં તપરૂપ પ્રાયશ્ચિત્ત નજ કહેલું હોત? અને કહેલું તો છે. જે માટે श्राद्धजितकल्पसूत्रनी વૃત્તિમાં આ પ્રમાણે કહ્યું છે— 'સચિત્ત વિગેરેના ત્યાગી શ્રાવક પ્રમુખને સૂંળો-આદુ વિગેરે અનન્તકાયનું ભક્ષણ થાય તો चउगुरु પ્રાયશ્ચિત્ત છે. તેમજ સચિત્ત વિગેરેના ત્યાગી તેવાજ શ્રાવકને કેરી વિગેરે પ્રત્યેક વનસ્પતિકાયના ભક્ષણમાં चउलघु પ્રાયશ્ચિત્ત કહ્યું છે. અને ઉપયોગ રહિતપણાએ માંસ વિગેરેનું ભક્ષણ થાય તો चउगुरु પ્રાયશ્ચિત્ત છે. તથા આભોગથી (ઉપયોગ પૂર્વક) માંસભક્ષણ થાય તો छगुरु પ્રાયશ્ચિત્ત શાસ્ત્રમાં જણાવેલ છે.' 'એથી માંસભક્ષણમાં સમ્યક્ત્વનો નાશ અવશ્ય થાય છે.' એ કુવિકલ્પ છે. એમ સમજવું.

તાત્પર્ય એ છે, સમ્યગ્દૃષ્ટિને માંસભક્ષણ પ્રાયઃ હોતું નથી. છતાં કોઇ જીવ માંસ ભક્ષણ કરતો હોય તો તેને સમ્યક્ત્વ નજ હોય એમ તો પૂર્વોક્ત પ્રકારે નજ કહી શકાય. કારણકે સમ્યક્ત્વ એ શ્રદ્ધાનજનક છે જ્યારે માંસ પરિહારનો વિરતિમાં સમાવેશ થાય છે.

૮ પ્ર૦-નવતત્ત્વ પ્રકરણમાં 'गिहीलिंगसिद्धभरहो' ઈત્યાદિ ગાથામાં જણાવેલ પ્રથમ પદનો શું ભાવાર્થ?

૮ ઉ૦-નવતત્ત્વમાં 'गिहीलिंगसिद्धभरहो' એ પદનો અર્થ તો એવોજ થાય કે ભરતમહારાજા ગૃહિલિંગ સિદ્ધ થયાં. પરંતુ અહિં સિદ્ધ શબ્દનો અર્થ અષ્ટકર્મક્ષયરૂપ સિદ્ધાવસ્થા ન ગ્રહણ

કરતાં ઘાતિકર્મના ક્ષયરૂપ કેવલજ્ઞાન પ્રાપ્તિ લક્ષણ સિદ્ધાવસ્થા ગ્રહણ કરવી ઉચિત સમજાય છે, કારણકે કેવલજ્ઞાન એ પણ અપેક્ષાએ સિદ્ધપણાની પૂર્વાવસ્થા છે. ગૃહિલિંગ સિદ્ધ તો મરૂદેવા માતા છે. એમ શ્રી પન્નવણાજીના પ્રથમ પદમાં કહ્યું છે. 'તે આ પ્રમાણે;—

'गृहिलिङ्गे सिद्धा गृहिलिङ्गसिद्धा मरुदेवीप्रभृतयः ।'

[प्रज्ञापनासूत्र मुद्रित पत्र २२।]

૯ પ્ર૦–મરિચિએ કપિલને પ્રભુ પાસે મોકલ્યો હતો કે મુનિઓ પાસે? કારણકે ત્રિપષ્ટિ શલાકા પુરૂષ ચરિત્રના આદ્યપર્વમાં તેમજ અંતિમપર્વમાં તે સંબંધી જે અધિકાર છે તેમાં એક સ્થલે પ્રભુ પાસે મોકલ્યાનું લખેલ છે અને અન્ય સ્થલે પ્રભુના નિર્વાણ પછી મુનિઓ પાસે મોકલ્યાનું જણાવેલ છે. તો એકજ આચાર્યની કૃતિમાં આ પ્રમાણે ફ્રેરફેર આવે તેનો હેતુ શું?

૯ ઉ૦–મરિચિએ કપિલને સાધુઓ પાસે મોકલ્યાનો પાઠ ઘણા ગ્રન્થોમાં જોવામાં આવે છે, જે સર્વત્ર પ્રસિદ્ધ છે. પરંતુ ત્રિપષ્ટિના પ્રથમ પર્વમાં પ્રભુ પાસે મોકલ્યાનો ઉલ્લેખ છે. જે આ પ્રમાણે—

"धर्मं तेनानुयुक्तस्तु मरीचिरिदमभ्यधात् । नेहास्ति धर्मो धर्मार्थी यदि तत्स्वामिनं श्रय ॥१॥ ऋषभस्वामिनः पादाभ्यर्णं भूयो जगाम सः । पुनराकर्णयामास धर्मं तत्र तथैव तम् ॥२॥"

[ त्रिपष्टि० प्रथम पर्व, मुद्रित, पत्र १५६ ]

આ પ્રમાણે સ્પષ્ટ શબ્દો હોય તેવા પ્રસંગે મતાંતર માનવા સિવાય બીજો ઉપાય [1]નથી.

---

૧ અહિં આપેલા શ્લોકમાં તેમજ તેથી આગળના શ્લોકમાં भूयः, पुनः, ઇત્યાદિ પદો જોતાં શ્રી ઋષભદેવના નિર્વાણ પહેલાં કપિલનું મરિચિ પાસે આવવું થયેલ હોય અને મરિચિએ કપિલને પ્રભુ પાસે મોકલેલ હોય, ત્યારબાદ અમુક વખત વીત્યા પછી પુનઃ કપિલનું મરિચિ પાસે આવવું થયું હોય અને તે વચલા ટાઇમમાં પ્રભુનું નિર્વાણ થવાથી સાધુઓ પાસે મોકલેલ હોય તો તેમ થવું પણ સંભવિત છે, તત્ત્વ શું છે? તે જ્ઞાનીગમ્ય તથા

૧૦ પ્ર૦-વર્ધમાનસૂરિકૃત વાસુપૂજ્ય ચરિત્રમાં તેમના લગ્ન મહોત્સવનું સવિસ્તર વર્ણન આપે છે. પરંતુ ત્રિષષ્ટિ૦માં વાસુપૂજ્ય સ્વામિને કુમારાવસ્થામાંજ દીક્ષા વર્ણવી છે, તો તેમાં મતાંતર જાણવું કે અન્ય હેતુ છે?

૧૦ ઉ૦-ત્રિષષ્ટિશલાકાપુરૂષ ચરિત્રમાં વાસુપૂજ્ય સ્વામીને કુમાર અવસ્થામાં પ્રવ્રજિત થવાના અને વાસુપૂજ્યચરિત્રમાં લગ્ન થયા બાદ પ્રવ્રજિત થવાના શબ્દો હોઈ તેમના પાણિગ્રહણ સંબંધી શંકા થવાનો સંભવ છે પરંતુ 'કુમાર' શબ્દનો અર્થ પાણિગ્રહણના અભાવ રૂપે ન (ગ્રહણ) કરતાં રાજ્યાભિષેકના અભાવપરક લેવા વિશેષ ઉચિત સમજાય છે. કારણકે જે અવસરે રાજ્યાભિષેક થાય તે અવસરે થતા અનેક અભિષેકો પૈકી સ્ત્રી સંબંધી અભિષેક થવાનું પ્રસિદ્ધ છે. તે સ્ત્રી સંબંધી અભિષેક રહિત હોય. અર્થાત્ રાજ્યાસન ઉપર બિરાજમાન થયા સિવાય પ્રવ્રજિત થયા હોય તેથી કુમાર શબ્દનો પ્રયોગ કરેલો હોય તેમાં કોઇ વિરોધ આવવાનો સંભવ નથી. એ પ્રમાણે અર્થ કરતાં નીચે જણાવેલી આવશ્યક નિર્યુક્તિની ગાથા પણ સંગત થઈ શકે છે.

'वीरं अरिट्ठनेमिं पासं मल्लिं च वासुपुज्जं च ।
न य इत्थिआभिसेया कुमारवासम्मि पव्वइया ॥१॥

(અર્થ;—વીરપ્રભુ નેમીશ્વર ભગવંત, પાર્શ્વનાથ, મલ્લિનાથ અને વાસુપૂજ્યસ્વામી એ પાંચે તીર્થંકરો સ્ત્રીનો અભિષેક થયા વિના કુમાર અવસ્થામાંજ રાજ્યાભિષેક થયા સિવાય પ્રવ્રજિત (દીક્ષિત) થયા છે)

૧૧ પ્ર૦-સૂર્ય-ચન્દ્ર ગ્રહણની બાબતમાં અસજ્ઝાય ક્યારથી ગણાય? અને ક્યાં સુધી અસજ્ઝાય રહે?

૧૧ ઉ૦-સૂર્ય-ચન્દ્ર ગ્રહણની અસજ્ઝાય સંબંધમાં શ્રી ઠાણાંગ સૂત્ર-છાપેલ-પત્ર ૪૭૬ માં દશ પ્રકારે ઔદારિક અસજ્ઝાયના

ત્રિષષ્ટિની રચના પ્રાયઃ વસુદેવ હિંડીના આધારે થયેલ હોઇ તેમાં તે ઉભયપ્રકારના શબ્દો હોય અને ગ્રંથકારે તે પ્રમાણેજ ઉલ્લેખ કર્યો હોય તો તેમ મતાન્તરની કલ્પના કરવી પણ અનુચિત જણાતી નથી.

વર્ણન પ્રસંગે તે વિષયનું પણ સ્પષ્ટીકરણ કરેલ છે. તે સિવાય સામાચારી-વ્યવહાર વિગેરેમાં પણ તે વિષય છે. ઠાણાંગ સૂત્રનો પાઠ આ પ્રમાણે;—

'दसविधे अंतलिक्खिते असज्झाइए पं०, तं०— उक्कावाते, दिसिदाघे, गज्जिते विज्जुते निग्घाते जूयते जक्खालित्ते धूमिता महिता रतउग्घाते। दसविधे ओरालिते असज्झाइए पं०, तं०— अट्ठि मंसं सोणिते असुतिसामंते सुसाणसामंते चंदोवराते सुरोवराते पडणे रायवुग्गहे उवसयस्स अंतो ओरालिए सरीरगे॥ [प्रश्नोत्तरोपयुक्तटीकांशः;—] चन्द्रस्य चन्द्रविमानस्योपरागो— राहुविमानतेजसोपरञ्जनं चन्द्रोपरागो ग्रहणमित्यर्थः, एवं सूरोपरागोऽपि, इह चेदं कालमानम्— यदि चन्द्रः सूर्यो वा ग्रहणे सति सग्रहोऽन्यथा वा निर्मज्जति तदा ग्रहणकालं तद्रात्रिशेषं तदहोरात्रशेषं च ततः परमहोरात्रं च वर्जयन्ति, आह च;— 'चंदिमसूरुवरागे निग्घाए गुंजिए अहोरत्तं' इति, आचरितं तु यदि तत्रैव रात्रौ दिने वा मुक्तस्तदा चन्द्रग्रहणे तस्या एव रात्रेः शेषं परिहरन्ति, सूर्यग्रहणे तु तद्दिनशेषं परिहृत्यानन्तरं रात्रिमपि परिहरन्तीति, आहच— 'आइन्नं दिणमुक्के सोच्चिअ दिवसो व राईय।' इति"। [स्थानाङ्ग-स्थान १० पत्र ४७६]

પ્રશ્નોત્તરોપયોગી ટીકાનો ભાવાર્થ—"ચંદ્ર (વિમાન) ને રાહુ (વિમાન)ના તેજની છાયા થવી તે ચંદ્રોપરાગ અર્થાત્ ચંદ્રગ્રહણ કહેવાય, એ પ્રમાણે સૂર્યગ્રહણ માટે પણ સમજવું. તે પ્રસંગે અસજઝાયનું કાળમાન આ પ્રમાણે— જો ચંદ્ર અથવા સૂર્યગ્રહણ થયે સગ્રહ (ગ્રહણ સાથે) અસ્ત પામે ત્યારે (તો) તેનો ગ્રહણકાળરૂપ તે રાત્રિ શેષરાત્રિ અને તે અહોરાત્રશેષ અને તે ઉપરાંત અહોરાત્ર વર્જ્ય છે. કહ્યું છે કે— 'ચંદ્ર સૂર્યના ગ્રહણાદિ થયે અહોરાત્ર' આચરણા તો આ પ્રમાણે છે— ચંદ્રગ્રહણ અને સૂર્યગ્રહણ અનુક્રમે તેજ રાત્રે અથવા દિવસે અસ્ત

પહેલાં મુકાઈ જાય તો ચંદ્રગ્રહણમાં શેષરાત્રિ પરિહરે છે, અને સૂર્યગ્રહણમાં શેષદિવસ તેમજ તે દિવસની રાત્રિ પણ પરિહરાય છે. કહ્યું છે કે— દિવસેજ મુક્ત થાય તો તેજ દિવસ અને રાત્રિ વર્જ્ય છે એમ આચરણા છે"

૧૨ પ્ર૦–ભાદ્રપદ માસમાં શાન્તિસ્નાત્ર તથા અષ્ટોત્તરી સ્નાત્ર ભણાવાય કે કેમ? ન ભણાવાય તેવો નિષેધ આપના જાણવામાં છે?

૧૨ ઉ૦–ચોમાસામાં શ્રાવણ માસમાં પ્રતિષ્ઠા વિગેરે તેમજ આશ્વિનમાસમાં શુભ કાર્ય પ્રસંગે અષ્ટોત્તરી તેમજ શાંતિસ્નાત્ર થતું જોવામાં આવે છે, ભાદ્રપદ માસમાં શ્રાદ્ધ વિગેરેના દિવસોને લૌકિક દૃષ્ટિએ અશુભ મનાતા હોઈ તે માસમાં શાંતિસ્નાત્ર વિગેરે કરાવવા સંબંધમાં વિધિના જાણનાર છાણીવાલા જમનાદાસભાઈ અથવા નગીનભાઈને પુછવું.

૧૩ પ્ર૦–'ભ્રમર-ઈલિકા ન્યાય' માં જેમ ભ્રમર ઇયલને પકડી પોતાના ઘરમાં રાખે છે અને ઇયલ ભ્રમરીના ધ્યાનથી ભ્રમરી થાય છે. તેમ વીતરાગના ધ્યાનથી વીતરાગ અવસ્થા પ્રાપ્ત થાય છે. તે પ્રમાણે શ્રી કલ્યાણમંદિરના ધ્યાનાજ્જિનેશ ભવતો૦ એ કાવ્યની *ટીકામાં લખેલ છે તે ઇયળ તેઇન્દ્રિય છે અને ભ્રમર ચઉરિન્દ્રિય છે તો જ્યારે ભ્રમર થાય ત્યારે ઇયળનું જાતિનામકર્મ બદલાય કે તેનું તેજ રહે?

૧૩ ઉ૦–ઇયળના જીવને ભ્રમર સેવતાં ઇયલનો જીવ ચ્યવી જઇ ત્યાંને ત્યાંજ ભ્રમર રૂપે ઉત્પન્ન થાય છે. આ સંબંધી શ્રી હીરપ્રશ્નમાં નીચે મુજબ ઉલ્લેખ છે.

प्र०–द्वीन्द्रियेलिका स्फिटत्वा चतुरिन्द्रियभ्रमरो कथं भवति?

उत्त०–ईलिकाकलेवरमध्ये ईलिकाजीवः परो वा भ्रमरीत्त्वेना गत्योत्पद्यते।

---

* 'वीतराग यतो ध्यायन् वीतरागो भवेद्भवी।
ईलिका भ्रमरी भीता, ध्यायन्ती भ्रमरी भवेत् ॥१॥
'द्वीन्द्रिय' પાઠને સ્થાને 'त्रीन्द्रिय' પાઠ હોવો ઉચિત સમજાય છે.

'पढमो अकालमच्चु, तहिं तालफलेण दारगो उ हतो ।
कन्ना य कुलगरेहिं य, सिट्ठे गहिया उसभपत्ती ॥१॥' टीकाः—
भगवतो देशोनवर्षकाले एव किञ्चिन्मिथुनकं सञ्जाताऽपत्यं सत् तदपत्यमिथुनकं तालवृक्षस्याधो विमुच्य रिरंसया कदलीगृहादि-क्रीडागृहमगमत् । तस्माच्च तालवृक्षात् पवनप्रेरितं पक्वतालफल-मपप्तत्, तेन दारकोऽकाल एव जीविताद् व्यपरोपितः । एष प्रथमोऽवसर्पिण्यामकालमृत्युः । तदपि मिथुनकं तां दारिकां वर्द्धयित्वा प्रतनुकषायं मृत्वा सुरलोके समुत्पन्नम् । सा चोद्या-नदेवतेवोत्कृष्टरूपा एकाकिन्येव वने विचचार, दृष्ट्वा च तां त्रि-दशवधूसमानरूपां मिथुनकनरा विस्मयोत्फुल्लनयना नाभिकुल-कराय न्यवेदयन् । निवेदिते च तैः कन्या नाभिकुलकरेण ऋषभ-पत्नी भविष्यतीति सङ्गृहीता ॥'

ટીકાનો ભાવાર્થ—'પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવપ્રભુ કાંઇક ન્યૂન એક વર્ષની ઉમ્મરવાળા થયા તેવા અવસરમાં જેણે પુત્ર પુત્રીરૂપ યુગલિકનો જન્મ આપેલ છે એવું એક જોડલું તે પોતાના પુત્રપુત્રીરૂપ જોડલાને તાલવૃક્ષની નીચે મુકી રમવા-ક્રીડાકરવાની ઇચ્છાથી કેળ વિગેરે ક્રીડા કરવાના ઘરમાં ગયું. અહિં જે તાલ વૃક્ષની નીચે પુત્રપુત્રીરૂપ જોડલું મુકાએલું છે, તે તાલવૃક્ષ ઉપરથી પવનના જોરથી એક પક્વ ફળ પુત્ર ઉપર પડયું તેથી તે પુત્ર અકાળેજ મૃત્યુ પામ્યો. આ અવસર્પિણીમાં આ પ્રથમ અકાલ મૃત્યુ થયું. ક્રીડા કરવા અર્થે ગયેલું તે માતપિતારૂપ યુગલિક બાકી રહેલ પુત્રીને મોટી કરી અનુક્રમે આયુષ્ય પૂર્ણ થયે દેવલોકે ગયું. હવે ઉપવનની દેવીના સરખી રૂપવાળી તે બાળા એકલી જંગલમાં ફરવા લાગી. દેવીના સરખા સુંદર રૂપવાળી તે બાળાને દેખીને યુગલિક મનુષ્યોએ આશ્ચર્યયુક્ત નેત્રવાળા થયા થકા નાભિકુલકરને તે વૃત્તાંત જણાવ્યો. તેઓએ તે વૃત્તાંત જણાવ્યા બાદ 'આ સુંદર રૂપવંતી બાળા ઋષભપત્ની થશે' એમ યુગ-લિકોને જણાવવા પૂર્વક તે બાળા સુનન્દાનું ગ્રહણ કર્યું.'

ભાવાર્થ;—'તેઇન્દ્રિય એવી ઇયળ મટીને ચઉરિન્દ્રિય ભ્રમરી શી રીતે થાય છે? ઉત્તર;—તેઇન્દ્રિય એવી ઇયલનો જીવ ઇયલના શરીરમાંથી ચવીને તેજ ઇયળના શરીરમાં તે ઇયળનો જીવ અથવા બીજો જીવ ભ્રમરીપણે ઉત્પન્ન થાય છે'

૧૪ પ્ર૦–ચંદરાજા કૂકડો થયો ત્યારે કૂકડાની અવસ્થામાં તેને તિર્યંચગતિનો ઉદય હતો કે મનુષ્ય ગતિનો? અને કૂકડાની અવસ્થામાં મનુષ્યનું આયુષ્ય વેદતો હતો કે તિર્યંચનું?

૧૪ ઉ૦–ચંદરાજા કૂકડો થયો તે મંત્રના બલથી થયો હતો, પરંતુ આયુષ્ય તો મનુષ્યનુંજ ભોગવતો હતો. કારણ કે એક ભવમાં બે આયુષ્ય ભોગવવા માટે જૈન સિદ્ધાન્તમાં સર્વથા નિષેધ છે. ગતિના ઉદય માટે પણ મનુષ્યગતિનોજ ઉદય સમજવો. જો કે ચાર ગતિ પૈકી એક ગતિનામકર્મનો વિપાકોદય અને બાકીની સત્તામાં રહેલ ત્રણ ગતિનામપ્રકૃતિઓનો પ્રદેશોદય કહેલ છે. પણ એકજ ભવમાં બે જુદી જુદી ગતિનામ પ્રકૃતિઓનો વિપાકોદય સંભવી શકતો નથી.

૧૫ પ્ર૦–સુમંગલા કે જે અકાલ મૃત્યુ પામેલ યુગલિકની યુગલિની (પત્ની) હતી, અને તેનું પાણિગ્રહણ ઋષભદેવ પ્રભુએ કર્યું હતું, તે કન્યા પ્રથમ યુગલિક સાથે સંસાર વ્યવહારમાં જોડાએલ હતી કે કુમારી અવસ્થામાં હતી? તે બાબતનો સ્પષ્ટ ઉલ્લેખ છે?

૧૫ ઉ૦–તમોએ સુમંગલાનું નામ લખ્યું છે તેને બદલે સુનંદા નામ લખવું જોઇએ. તે સુનન્દા કુમારી અવસ્થામાં હતી. અને એ અવસ્થામાંજ પ્રભુ શ્રી ઋષભદેવ ભગવંત સાથે પાણિગ્રહણ થયેલું હતું. કારણકે તે યુગલને એક તાલ વૃક્ષની નીચે મુકીને માતપિતા કાર્ય પ્રસંગે અન્યત્ર જતાં ઉપરથી તાળનું ફળ પડવાથી પુરૂષરૂપ યુગલિકનું મૃત્યુ થયેલ છે. અર્થાત્ માતપિતાની હયાતીમાં બાલ્યવયમાંજ અકાલ મૃત્યુ થયેલ છે, એથી બાલ્યકાળમાં તે યુગલિકના પતિપત્નીરૂપે વ્યવહાર સંબંધી કલ્પનાને અવકાશજ નથી. જે માટે આવશ્યક સૂત્રની ટીકામાં નીચે મુજબ જણાવવામાં આવેલ છે;—

'पढमो अकालमच्चु, तहिं तालफलेण दारगो उ हतो।
कन्ना य कुलगरेहिं य, सिट्ठे गहिया उसभपत्ती ॥१॥' टीका:—
भगवतो देशोनवर्षकाले एव किञ्चिन्मिथुनकं सञ्जाताऽपत्यं सत् तदपत्यमिथुनकं तालवृक्षस्याधो विमुच्य रिरंसया कदलीगृहादिक्रीडागृहमगमत्। तस्माच्च तालवृक्षात् पवनप्रेरितं पक्वतालफलमपप्तत्, तेन दारकोऽकाल एव जीविताद् व्यपरोपितः। एष प्रथमोऽवसर्पिण्यामकालमृत्युः। तदपि मिथुनकं तां दारिकां वर्द्धयित्वा प्रतनुकषायं मृत्वा सुरलोके समुत्पन्नम्। सा चोद्यानदेवतेवोत्कृष्टरूपा एकाकिन्येव वने विचचार, दृष्ट्वा च तां त्रिदशवधूसमानरूपां मिथुनकनरा विस्मयोत्फुल्लनयना नाभिकुलकराय न्यवेदयन्। निवेदिते च तैः कन्या नाभिकुलकरेण ऋषभपत्नी भविष्यतीति सङ्गृहीता ॥'

ટીકાનો ભાવાર્થ—'પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવપ્રભુ કાંઇક ન્યૂન એક વર્ષની ઉમ્મરવાળા થયા તેવા અવસરમાં જેણે પુત્ર પુત્રીરૂપ યુગલિકનો જન્મ આપેલ છે એવું એક જોડલું તે પોતાના પુત્રપુત્રીરૂપ જોડલાને તાલવૃક્ષની નીચે મુકી રમવા-ક્રીડાકરવાની ઇચ્છાથી કેળ વિગેરે ક્રીડા કરવાના ઘરમાં ગયું. અહિં જે તાલવૃક્ષની નીચે પુત્રપુત્રીરૂપ જોડલું મુકાએલું છે, તે તાલવૃક્ષ ઉપરથી પવનના જોરથી એક પક્વ ફળ પુત્ર ઉપર પડયું તેથી તે પુત્ર અકાળેજ મૃત્યુ પામ્યો. આ અવસર્પિણીમાં આ પ્રથમ અકાલ મૃત્યુ થયું. ક્રીડા કરવા અર્થે ગયેલું તે માતપિતારૂપ યુગલિક બાકી રહેલ પુત્રીને મોટી કરી અનુક્રમે આયુષ્ય પૂર્ણ થયે દેવલોકે ગયું. હવે ઉપવનની દેવીના સરખી રૂપવાળી તે બાળા એકલી જંગલમાં ફરવા લાગી. દેવીના સરખા સુંદર રૂપવાળી તે બાળાને દેખીને યુગલિક મનુષ્યોએ આશ્ચર્યયુક્ત નેત્રવાળા થયા થકા નાભિકુલકરને તે વૃત્તાંત જણાવ્યો. તેઓએ તે વૃત્તાંત જણાવ્યા બાદ 'આ સુંદર રૂપવંતી બાળા ઋષભપત્ની થશે' એમ યુગલિકોને જણાવવા પૂર્વક તે બાળા સુનન્દાનું ગ્રહણ કર્યું.'

ઉપર જણાવ્યા મુજબ 'भगवतो देशोनवर्षकाले' એ પાઠથી સાબીત થાય છે, કે ભગવંતની ઉમ્મર એક વર્ષમાં કાંઈક ન્યૂન છે; તે અપેક્ષાએ તે અવસરે વર્ત્તતી સુનન્દાની ઉમ્મર તેથી પણ ઓછી હોવી જોઇએ. અને તેથીજ તે કુમારી હોય તેમાં કાંઇપણ આશ્ચર્ય નથી. 'संजाताऽपत्यं' એ પદથી ચોક્કસ એવો અર્થ નીકળી શકે છે કે તે જોડલાનો જન્મ હમણાંજ અર્થાત્ તાજોજ થયેલો છે. એ પદથી પણ સુનન્દાની કૌમાર્યાવસ્થા સિદ્ધ થાય છે. 'तां दारिकां वर्द्धयित्त्वा' એ વાક્યથી માતપિતાઓએ પાલનપોષણ દ્વારા તે બાળાને ઉછેરવાનું જણાવાતું હોઇ બાળાની કૌમાર્યાવસ્થાની વિશેષ સાબીતી થાય છે. આ પ્રમાણે સુનન્દાની કૌમાર્યાવસ્થાને સિદ્ધ કરનારા સ્પષ્ટાક્ષરો હોવા છતાં તે કૌમાર્યાવસ્થાનો અપલાપકરવાપૂર્વક પુનર્લગ્નાદિ વિરૂદ્ધ વિચારોમાં જે દોરવાય છે તે પોતાના શાસ્ત્રીય અનભિજ્ઞપણાના સૂચન સાથે કદાગ્રહને પ્રદર્શિત કરે છે.

૧૬ પ્ર૦–કર્મગ્રન્થ ૫ મો, ગાથા ૯૬ માં 'પ્રકૃતિબંધ અને પ્રદેશબંધ યોગથી તથા સ્થિતિબંધ અને અનુભાગ (રસ) બન્ધ કષાયથી થાય છે, એ પ્રમાણે જણાવવામાં આવેલ છે તો મિથ્યાત્ત્વ તેમજ અવિરતિથી કયો બન્ધ થાય?

૧૬ ઉ૦–' जोगा पयडिपएसं, ठिइअणुभागं कसायाओ ॥' પંચમકર્મગ્રન્થની આ અર્ધગાથામાં જે યોગને પ્રકૃતિબંધ તથા પ્રદેશબંધમાં કારણ કહ્યો છે, તેમજ સ્થિતિ અને રસબંધનું કારણ કષાય છે એમ જણાવ્યું છે તે અન્વયવ્યતિરેકરૂપે પ્રધાન કારણ તરીકે જણાવવામાં આવેલ છે. એજ અર્થ તેજ ગાથાની ટીકામાં આપેલ નીચેની પંક્તિઓથી સ્પષ્ટ થાય છે.

' मिथ्यात्त्वाऽविरतिकषाययोगा यद्यपि सामान्येन कर्मबन्धहेतव उक्तास्तथापि आद्यकारणत्रयाऽभावेऽप्युपशान्तमोहादिगुणस्थानकेषु केवलयोगसद्भावे वेदनीयलक्षणा प्रकृतिस्तत्प्रदेशाश्च बध्यन्ते, अयोग्यवस्थायां तु योगाऽभावान्न बध्यन्ते, इत्यन्वयव्यतिरेकाभ्यां ज्ञायते प्रकृतिप्रदेशबन्धयोर्योग एव प्रधानं कारणम्।

××××× मिथ्यात्वाऽविरतिकारणद्वयाऽभावेऽपि कषायसद्भावेऽपि प्रमत्तादिषु स्थित्यनुभागबन्धौ भवतः, कषायाऽभावे तूपशान्तमोहादिषु न भवतः, इतीहाप्यन्वयव्यतिरेकाभ्यां ज्ञायते कषाया एव स्थित्यनुभागबन्धयोः प्रधानं कारणमिति,

ભાવાર્થ;—જો કે ષડશીતિકા (ચતુર્થ કર્મગ્રન્થ) વિગેરે પ્રકરણોમાં મિથ્યાત્વ-અવિરતિ-કષાય-અને યોગ એ સામાન્યતઃ કર્મબંધના હેતુઓ કહ્યા છે તોપણ પ્રથમના મિથ્યાત્વ અવિરતિ કષાયરૂપ ત્રણ કારણોના અભાવમાં પણ ઉપશાન્ત મોહ વિગેરે ત્રણ ગુણસ્થાનકોમાં કેવલ યોગના સદ્ભાવમાં યોગ નિમિત્તક સાતાવેદનીય પ્રકૃતિ તેમજ તેના પ્રદેશો બંધાય છે. અને અયોગી અવસ્થામાં યોગનો અભાવ હોવાથી સાતાવેદનીય પ્રકૃતિ તેમજ તેના પ્રદેશોનો પણ બંધ થતો નથી. એથી જણાય છે કે યોગ અને પ્રકૃતિ પ્રદેશબંધનો કારણકાર્ય ભાવરૂપે અન્વયવ્યતિરેક સંબંધ છે.×××× મિથ્યાત્વ અવિરતિરૂપ પ્રથમના બન્ને કારણો બંધ હેતુઓનો અભાવ હોય તો પણ કષાયના સદ્ભાવમાં પ્રમત્તાદિગુણસ્થાનકોમાં સ્થિતિબંધ અનુભાગબંધ અવશ્ય થાય છે, અને કષાયના અભાવમાં ઉપશાન્તમોહ વિગેરે ગુણસ્થાનકોમાં સ્થિતિબંધ-અનુભાગબંધ થતા નથી. એ પ્રમાણે કષાય અને સ્થિતિરસબન્ધનો પણ કારણકાર્યપણે અન્વયવ્યતિરેક સંબંધ સમજવો.

ઉપર જણાવવા પ્રમાણે મુખ્યરીતિએ યોગ તેમજ કષાય એ અનુક્રમે પ્રકૃતિપ્રદેશબંધ તેમજ સ્થિતિ-રસબંધમાં કારણ છે. સામાન્યરીતિએ તો મિથ્યાત્વ અવિરતિ કષાય અને યોગ એ ચારે પ્રકૃતિબંધ વિગેરેમાં કારણો છે. વળી મિથ્યાત્વરહિત કેવળ કષાય અથવા યોગપ્રત્યયિક જે પ્રકૃતિ વિગેરે બંધ થાય છે તેમાં અને મિથ્યાત્વસહિત કષાય અને યોગથી થતા પ્રકૃતિપ્રમુખબંધમાં ઘણી તરતમતા હોય છે. મિથ્યાત્વસહિત કષાયપ્રત્યયિક સ્થિતિબંધ ઉત્કૃષ્ટથી ૭૦ કોડાકોડી સાગરોપમ પ્રમાણ હોય છે. જ્યારે મિથ્યાત્વરહિત કષાય પ્રત્યયિક સ્થિતિબંધ ઉત્કૃષ્ટથી પણ અંતઃકોડાકોડી સાગરોપમથી વિશેષ હોઈ શકતો નથી. વલી ઉત્કૃષ્ટ સ્થિતિબંધમાં તેમજ અશુભ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ રસબંધમાં તીવ્ર સંક્લેશજ

ઉપર જણાવ્યા મુજબ 'भगवतो देशोनवर्षकाले' એ પાઠથી સાબીત થાય છે, કે ભગવંતની ઉમ્મર એક વર્ષમાં કાંઈક ન્યૂન છે; તે અપેક્ષાએ તે અવસરે વર્ત્તતી સુનન્દાની ઉમ્મર તેથી પણ ઓછી હોવી જોઈએ. અને તેથીજ તે કુમારી હોય તેમાં કાંઈપણ આશ્ચર્ય નથી. 'संजाताऽपत्यं' એ પદથી ચોક્કસ એવો અર્થ નીકળી શકે છે કે તે જોડલાનો જન્મ હમણાંજ અર્થાત્ તાજોજ થયેલો છે. એ પદથી પણ સુનન્દાની કૌમાર્યાવસ્થા સિદ્ધ થાય છે. 'तां दारिकां वर्द्धयित्त्वा' એ વાકયથી માતપિતાઓએ પાલનપોષણ દ્વારા તે બાળાને ઉછેરવાનું જણાવાતું હોઇ બાળાની કૌમાર્યાવસ્થાની વિશેષ સાબીતી થાય છે. આ પ્રમાણે સુનન્દાની કૌમાર્યાવસ્થાને સિદ્ધ કરનારા સ્પષ્ટાક્ષરો હોવા છતાં તે કૌમાર્યાવસ્થાનો અપલાપકરવાપૂર્વક પુનર્લગ્નાદિ વિરૂદ્ધ વિચારોમાં જે દોરવાય છે તે પોતાના શાસ્ત્રીય અનભિજ્ઞપણાના સૂચન સાથે કદાગ્રહને પ્રદર્શિત કરે છે.

૧૬ પ્ર૦–કર્મગ્રન્થ ૫ મો, ગાથા ૯૬ માં 'પ્રકૃતિબંધ અને પ્રદેશબંધ યોગથી તથા સ્થિતિબંધ અને અનુભાગ (રસ) બન્ધ કષાયથી થાય છે, એ પ્રમાણે જણાવવામાં આવેલ છે તો મિથ્યાત્ત્વ તેમજ અવિરતિથી કયો બન્ધ થાય?

૧૬ ઉ૦–' जोगा पयडिपएसं, ठिइअणुभागं कसायाओ ॥ ' પંચમકર્મગ્રન્થની આ અર્ધગાથામાં જે યોગને પ્રકૃતિબંધ તથા પ્રદેશબંધમાં કારણ કહ્યો છે, તેમજ સ્થિતિ અને રસબંધનું કારણ કષાય છે એમ જણાવ્યું છે તે અન્વયવ્યતિરેકરૂપે પ્રધાન કારણ તરીકે જણાવવામાં આવેલ છે. એજ અર્થ તેજ ગાથાની ટીકામાં આપેલ નીચેની પંક્તિઓથી સ્પષ્ટ થાય છે.

' मिथ्यात्त्वाऽविरतिकषाययोगा यद्यपि सामान्येन कर्मबन्धहेतव उक्तास्तथापि आद्यकारणत्रयाऽभावेऽप्युपशान्तमोहादिगुणस्थानकेषु केवलयोगसद्भावे वेदनीयलक्षणा प्रकृतिस्तत्प्रदेशाश्च बध्यन्ते, अयोग्यवस्थायां तु योगाऽभावान्न बध्यन्ते, इत्यन्वयव्यतिरेकाभ्यां ज्ञायते प्रकृतिप्रदेशबन्धयोर्योग एव प्रधानं कारणम्।

××××। मिथ्यात्वाऽविरतिकारणद्वयाऽभावेऽपि कषायसद्भावेऽपि प्रमत्तादिषु स्थित्यनुभागबन्धौ भवतः, कषायाऽभावे तूपशान्तमोहादिषु न भवतः, इतीहाप्यन्वयव्यतिरेकाभ्यां ज्ञायते कषाया एव स्थित्यनुभागबन्धयोः प्रधानं कारणमिति,

ભાવાર્થ;—જો કે ષડશીતિકા (ચતુર્થ કર્મગ્રન્થ) વિગેરે પ્રકરણોમાં મિથ્યાત્વ–અવિરતિ–કષાય–અને યોગ એ સામાન્યતઃ કર્મબંધના હેતુઓ કહ્યા છે તોપણ પ્રથમના મિથ્યાત્વ અવિરતિ કષાયરૂપ ત્રણ કારણોના અભાવમાં પણ ઉપશાન્ત મોહ વિગેરે ત્રણ ગુણસ્થાનકોમાં કેવલ યોગના સદ્ભાવમાં યોગ નિમિત્તક સાતાવેદનીય પ્રકૃતિ તેમજ તેના પ્રદેશો બંધાય છે. અને અયોગી અવસ્થામાં યોગનો અભાવ હોવાથી સાતાવેદનીય પ્રકૃતિ તેમજ તેના પ્રદેશોનો પણ બંધ થતો નથી. એથી જણાય છે કે યોગ અને પ્રકૃતિ પ્રદેશબંધનો કારણકાર્ય ભાવરૂપે અન્વયવ્યતિરેક સંબંધ છે.××××મિથ્યાત્વ અવિરતિરૂપ પ્રથમના બન્ને કારણો બંધ હેતુઓનો અભાવ હોય તો પણ કષાયના સદ્ભાવમાં પ્રમત્તાદિગુણસ્થાનકોમાં સ્થિતિબંધ અનુભાગબંધ અવશ્ય થાય છે, અને કષાયના અભાવમાં ઉપશાન્તમોહ વિગેરે ગુણસ્થાનકોમાં સ્થિતિબંધ–અનુભાગબંધ થતા નથી. એ પ્રમાણે કષાય અને સ્થિતિરસબન્ધનો પણ કારણકાર્યપણે અન્વયવ્યતિરેક સંબંધ સમજવો.

ઉપર જણાવવા પ્રમાણે મુખ્યરીતિએ યોગ તેમજ કષાય એ અનુક્રમે પ્રકૃતિપ્રદેશબંધ તેમજ સ્થિતિ–રસબંધમાં કારણ છે. સામાન્યરીતિએ તો મિથ્યાત્વ અવિરતિ કષાય અને યોગ એ ચારે પ્રકૃતિબંધ વિગેરેમાં કારણો છે. વળી મિથ્યાત્વરહિત કેવળ કષાય અથવા યોગપ્રત્યયિક જે પ્રકૃતિ વિગેરે બંધ થાય છે તેમાં અને મિથ્યાત્વસહિત કષાય અને યોગથી થતા પ્રકૃતિપ્રમુખબંધમાં ઘણી તરતમતા હોય છે. મિથ્યાત્વસહિત કષાયપ્રત્યયિક સ્થિતિબંધ ઉત્કૃષ્ટથી ૭૦ કોડાકોડી સાગરોપમ પ્રમાણ હોય છે. જ્યારે મિથ્યાત્વરહિત કષાય પ્રત્યયિક સ્થિતિબંધ ઉત્કૃષ્ટથી પણ અંતઃકોડાકોડી સાગરોપમથી વિશેષ હોઈ શકતો નથી. વળી ઉત્કૃષ્ટ સ્થિતિબંધમાં તેમજ અશુભ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ રસબંધમાં તીવ્ર સંકલેશજ

मुख्यत्वे कारण कह्यो छे. अने ए उत्कृष्ट स्थितिरसबंधक तीव्र संक्लेश मिथ्यादृष्टिनेज संभवी शके छे. तीव्र संक्लेशथीज सर्व प्रकृतिओनी उत्कृष्ट स्थिति अने अशुभ प्रकृतिओनो उत्कृष्ट रसबंध थाय छे; ते संबंधमां नीचेनी गाथानुं प्रतीक ध्यानमां राखवा लायक छे.

'सव्वाण वि जिट्ठठिई असुहा जं साइसंकिलेसेणं'।

टीका—सर्वासां शुभानामशुभानाञ्च कर्मप्रकृतीनां ज्येष्ठा स्थितिरुत्कृष्टा स्थितिरशुभाऽप्रशस्ता, कुतो हेतोरित्याह— 'जं साइसंकिलेसेणं' ति यद्यस्मात् कारणात् सा ज्येष्ठा स्थितिरतिसंक्लेशेनाऽत्यन्ततीव्रकषायोदयेनोत्कृष्टस्थितिबन्धाऽध्यवसायस्थानकेन जन्तुभिर्बध्यत इति शेषः ॥

(पंचम कर्मग्रन्थ गाथा ५२ नी टीका) भावार्थ सुगम छे.

अशुभप्रकृतिओना उत्कृष्टरसबंधक मिथ्यादृष्टिज होय छे ते आशय नीचेनी पंक्तिथी स्पष्ट थाय छे.

'चतुर्गतिका अपि मिथ्यादृष्टयो ज्ञानावरणाद्यशुभप्रकृतीनां तीव्रमुत्कृष्टानुभागं बध्नन्ति ॥

भावार्थ;—चारेगतिना मिथ्यादृष्टिओ ज्ञानावरणीयादि अशुभप्रकृतिओना उत्कृष्ट रसबंधने करे छे.

वळी मिथ्यात्वरहित कषायोदयथी छ सात अथवा आठ कर्मनो बंध थाय छे, ज्यारे मिथ्यात्वसहित कषायोदयथी सात अथवा आठनोज बंध थाय छे पण छनो बंध थतो नथी ए पण विशेषता छे. जे माटे श्री आचारांग सूत्रमां नीचे प्रमाणे जणावेल छे;—मिच्छत्तेणं उद्दिण्णेणं एवं खलु जीवे अट्ठ कम्मपयडिओ बंधेइ' (श्री आचारांग सूत्र मु० पत्र १६० ) अहिं आयुष्यकर्मबंधनी अपेक्षाए आठ अन्यथा सातनो बंध समजवो.

१७ प्र०—सात नारकीनो एक दंडक अने भुवनपतिना दश दंडक तेमां विवक्षा जणावो छो तो तेवा अक्षरो शेमां छे?

૧૭ ઉ૦–જુઓ સેનપ્રશ્ન પાનું ૧૦ મું પ્રશ્ન ૭૦ મો. (અથવા પ્રશ્નોત્તર નં. ૨ જુઓ)

૧૮ પ્ર:–ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિના ઉત્કૃષ્ટથી ત્રણ અથવા ચાર ભવ હોય એમ જાણવામાં છે, છતાં શ્રીનેમિનાથચરિત્રમાં શ્રી કૃષ્ણવાસુદેવના પાંચભવ કહ્યા છે તો તેમાં શું સમજવું ?

૧૮ ઉ૦–तंमि य तइयचउत्थे भवंमि सिज्झंति खइयसम्मत्ते ।
सुरनरयजुगलिसु गई इमं तु जिणकालियनराणं ॥२॥'

ભાવાર્થ;—બદ્ધાયુષ્કને ક્ષાયિકસમ્યક્ત્વની પ્રાપ્તિ થાય તો ત્રીજે અથવા ચતુર્થ ભવે અવશ્ય મોક્ષની પ્રાપ્તિ થાય છે. દેવ અથવા નરકના આયુષ્યનો બંધ પડેલ હોય તો ત્રીજે ભવે અને યુગલિકના આયુષ્યનો બંધ થયો હોય તો ચતુર્થભવે મોક્ષ થાય છે. વળી આ ક્ષાયિકસમ્યક્ત્વ જિનકાલિક મનુષ્યોનેજ હોય છે. આજ વસ્તુ શ્રી ભગવતીજી તેમજ શ્રી પન્નવણા સૂત્રમાં પણ જણાવવામાં આવેલ છે. આ પ્રમાણે ગાથા અને તેના ભાવાર્થથી સ્પષ્ટ થાય છે કે બદ્ધાયુષ્ક ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિને ત્રણ અથવા અપેક્ષાએ ચાર ભવ હોય છે. પરંતુ તેથી અધિક ભવ કર્મગ્રન્થ વિગેરે કોઇપણ મૂળ ગ્રન્થોમાં કહેવામાં આવ્યા નથી. આમ ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિના ત્રણ અથવા ચાર ભવસંબંધી નિશ્ચય હોવા છતાં ચરિતાનુયોગ પ્રસંગે કલિકાલ સર્વજ્ઞ શ્રીમાન્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજ શ્રી [1]નેમીશ્વર ચરિત્રમાં, તેમજ ન્યાયાચાર્ય ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ શ્રીકર્મપ્રકૃતિની ટીકામાં * શ્રી કૃષ્ણ

---

१ ' भूयोऽभ्यधत्त सर्वज्ञो, मा विषीद जनार्दन । तत उध्धृत्य मर्त्यस्त्वं, भावी वैमानिकस्ततः ॥१॥ च्युत्वा भाव्यत्र भरते, शतद्वारपुरेशितुः। जितशत्रोः सुतोऽर्हस्त्वं, द्वादशो नामतोऽममः ॥२॥'

* इदं च प्रायोवृत्त्योक्तमिति सम्भाव्यते, यतः क्षीणसप्तकस्य कृष्णस्य पञ्चमभवेऽपि मोक्षगमनं श्रूयते । उक्तञ्च;—' नरयाउ नरभवम्मि देवो होऊण पंचमे कप्पे । तत्तो चुओ समाणो बारसमो अममतित्थयरो ॥१॥' इति । इत्थमेव दुःप्रसहादीनामपि क्षायिकसम्यक्त्वमागमोक्तं युज्यत इति यथागमं विभावनीयम् ॥ [ कर्मप्रकृतिटीका उ० यशोवि० विरचिता पत्र १९१ ]

વાસુદેવ તેમજ પૂજ્યપ્રવર શ્રી દુઃપ્પસહસૂરિ મહારાજાને ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ માનવા સાથે પાંચ ભવ જણાવે છે, તો તેનું તાત્ત્વિક રહસ્ય શું છે? તે તો કેવલી ભગવંત જાણે! કલિકાલ સર્વજ્ઞ શ્રીમાન્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજ તેમજ પૂજ્યવર્ય શ્રી ઉપાધ્યાયજી મહારાજ જેવા સમર્થ પુરૂષોના વચનો અવશ્ય શ્રદ્ધેયજ હોય તોપણ વસ્તુતત્ત્વનો વિચાર કરતાં તો એમ જણાય છે કે શ્રી કૃષ્ણવાસુદેવ અને દુઃપ્પસહસૂરિ મહારાજાને જે ક્ષાયિક સમ્યક્ત્વ કહેવામાં આવે છે તે ક્ષાયિક નહિં કિંતુ ક્ષાયિક સરખું અતિશય નિર્મળ [1]અપ્રતિપાતી ક્ષયોપશમ હોય અને તેવા નિર્મલક્ષયોપશમને ક્ષાયિક સરખું માની ક્ષાયિક કહ્યું હોય તો તે સંભવિત ગણાય. એમ કેટલાક આચાર્યોના મતથી સમજાય છે. ક્ષાયિકસમ્યક્ત્વ એવો ઉચ્ચ આત્મિક ગુણ છે કે જો આયુષ્યનો બંધ થયો ન હોય તો તેહિજ ભવમાં આત્માનો મોક્ષ થાય છે. અને બદ્ધાયુષ્ક જીવને તે ગુણની પ્રાપ્તિ થયેલ હોય તો પ્રથમ જણાવ્યા પ્રમાણે ત્રણ અથવા ચાર ભવમાં મોક્ષ થાય છે. અર્થાત્ તાત્પર્ય એ છે કે ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિને નિરૂપાય (બદ્ધાયુઃ) કારણેજ સંસારમાં રહેવાનો પ્રસંગ હોય છે. ક્ષાયિક સમ્યક્ત્વને બાજુમાં રાખીને ક્ષયોપશમ સમ્યક્ત્વની મહત્તા માટે પણ જો એક વખત વિચારીએ તો જણાશે કે સમ્યગ્દર્શની આત્મા–દેવ કિંવા નરકના ભવમાં ભવપ્રત્યયિક અવિરતિના ઉદયને અંગે વિરતિનો સ્વીકાર ન કરી શકે, પરંતુ ક્ષયોપશમ સમ્યક્ત્વ સાથે મનુષ્યના ભવમાં ઉત્પન્ન થાય તો યોગ્ય વયે અવશ્ય વિરતિનો આરાધક થાય અને વિરતિનો આરાધક ન થાય તો સમ્યક્ત્વથી ભ્રષ્ટ થાય. આ પ્રમાણે ક્ષયોપશમનો મહિમા જગજાહેર છે તો ક્ષાયિકસમ્યક્ત્વ જેવા પ્રબલ આત્મગુણની પ્રાપ્તિમાં આયુષ્યબંધાદિ પ્રબલ કારણ સિવાય મોક્ષપ્રાપ્તિમાં વિલંબ હોય નહિં એ સ્વાભાવિક છે. એમ છતાં કૃષ્ણવાસુદેવ અને દુઃપ્પસહસૂરિ મહારાજને ક્ષાયિક

૧ અપેક્ષાએ ક્ષયોપશમના અપ્રતિપાતી અને પ્રતિપાતી એવા બે ભેદ થઈ શકે છે. જે ક્ષયોપશમસમ્યક્ત્વ ક્ષાયિકસમ્યક્ત્વની પ્રાપ્તિપર્યંત અવિચ્છિન્નપણે ટકે તે અપ્રતિપાતી કહેવાય. અને જે વારંવાર આવે અને જાય તે પ્રતિપાતી કહી શકાય.

સમ્યક્ત્વ માનવું અને તે સાથે પાંચભવનું સમર્થન કરવું તે કોયડો તે પ્રમાણે સમર્થન કરનારા ગીતાર્થ પુરૂષોજ ઉકેલી શકે. આ શંકાનું સમાધાન શ્રીપ્રશ્નચિંતામણિ ગ્રન્થમાં પણ શ્રી કૃષ્ણવાસુદેવને વ્યવહારથી ક્ષાયિક સમ્યક્ત્વ અને નિશ્ચયથી શુદ્ધ અતિશય નિર્મળ ક્ષાયોપશમિક સમ્યક્ત્વ માનીનેજ કર્યું છે. જે આ પ્રમાણે—કૃષ્ણવાસુદેવે નિશ્ચયથી તથા વ્યવહારથી ક્ષાયિક સમ્યક્ત્વ મેળવ્યું હતું, તેમાં વ્યવહારદૃષ્ટિએ મળ દૂર થતાં ક્ષાયિકજ છે. પણ નિશ્ચયદૃષ્ટિએ-કૃષ્ણનું ક્ષાયિક ક્ષાયોપશમિક સમાનજ માનવું. કેમકે નિશ્ચયક્ષાયિક પ્રમાણે સાત પ્રકારના મળનો કૃષ્ણે ક્ષય કર્યો હોય તો નરકમાં રહીને તેણે જગત્માં મિથ્યાત્વની વૃદ્ધિ કરનારો ઉપદેશ બળભદ્રને કેમ કર્યો? માટે એમાં કાંઇ વિરોધ નથી એવો વૃદ્ધ સંપ્રદાય છે. સત્ય વાત તો સીમંધર ભગવાન જાણે. હવે તેના પાંચભવ 'वसुदेवहिंडो' નામના ગ્રન્થમાં જે કહ્યા છે તે અહિં કહેવાય છે—

'कण्हो तइयपुढविओ उवट्टित्ता इहेव भारहे वासे सयदुवारे नयरे पत्तमंडलीयभावो पवज्जं पडिवज्जित्ता तित्थयरनामकम्मं समज्जिणित्ता वेमाणिएसु उववज्जिय दुवालसमो अममनामतित्थयरो भविस्सइ' इत्यादि।

(અર્થ સુગમ છે) આવાજ આશયનો શ્રી હેમચન્દ્રસૂરિજી વિરચિત શ્રી નેમિચરિત્રમાં બીજો એક પાઠ છે. (જે પ્રથમ ટીપ્પણીમાં અપાયેલ છે) વળી શ્રી અમમ સ્વામિ ચરિત્રમાં પણ તેને મળતો પાઠ છે. [ प्रश्न चि० सु० पत्र ६२ ].

અથવા તો પૂજ્યવર ન્યાયાચાર્ય શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયશ્રીના 'इदं च प्रायो वृत्त्योक्तमिति सम्भाव्यते' એ વચનથી ક્ષાયિક સમ્યક્ત્વ માટે ત્રણ અથવા ચાર ભવ સંબંધી જે નિયમ છે તે પ્રાયિક હોય તેમ પણ કલ્પના કરી શકાય છે.[1]

૧ વળી-પાંચ ભવ માટે શ્રુત વૃદ્ધોની માન્યતા એ છે કે 'ચરિતાનુયોગાદિ પ્રસંગે આવતા શ્રીકૃષ્ણવાસુદેવ વિગેરેના પાંચભવના અધિકારને અંગે શાસ્ત્રીય નિયમ જે ત્રણ અથવા ચાર ભવનો છે, તેનો તેમજ

૧૯ પ્ર૦–પાક્ષિક પ્રતિક્રમણમાં છીંક થાય તો સત્તરભેદી પૂજા ભણાવવાનો રિવાજ છે, તો તે પરંપરા છે? કે તે સંબંધમાં કોઈ ગ્રન્થમાં તેવો ઉલ્લેખ છે? વળી તેવો જો ઉલ્લેખ હોય તો ક્યાંથી ક્યાં સુધીમાં છીંક થાય તો પૂજા ભણાવવી જોઇએ?

૧૯ ઉ૦–પાક્ષિક પ્રતિક્રમણમાં છીંક થાય તો સત્તરભેદી પૂજા ભણાવવાનો રિવાજ પરંપરાથી જણાય છે. તે સંબંધી અક્ષરો કોઇ ગ્રન્થમાં જોવામાં આવેલ નથી. ફક્ત સેનપ્રશ્ન પત્ર ૩૨ માં પ્રશ્નોત્તર છે તે આ પ્રમાણે—

प्रश्न—पाक्षिकप्रतिक्रमणे क्षुत् कदा निवार्यते? उ०—चैत्यवन्दनादितः आरभ्य शान्ति यावत् क्षुन्निवार्यते। इति परम्परास्ति।

ભાવાર્થ—પાક્ષિક પ્રતિક્રમણમાં છીંકનું ક્યારે નિવારણ કરવું જોઇએ? ઉ૦ ચૈત્યવન્દનથી આરંભીને શાંતિ પૂર્ણ થતા સુધીમાં છીંક થાય તો તેનું નિવારણ કરવું જોઇએ. એ પ્રમાણે પરંપરા છે.' આ પ્રમાણે પાઠ છે. તે સાથે વિચાર કરીએ તો પૂજા ભણાવવાનો રિવાજ વાસ્તવિક પણ છે. કારણકે છીંક એ અપશુકન છે. મંગલકારી ધર્મક્રિયામાં થયેલ છીંક એ અશુભસૂચક હોય અને તે અશુભનું નિવારણ કરવા માટે અશુભનો ક્ષયકરનાર અને શુભની વૃદ્ધિ કરનાર પ્રભુની સત્તરભેદી પૂજા ભણાવાતી હોય? તો તે સંગત છે. તથાપ્રકારની શક્તિના અભાવવાળા માટે તેવો આગ્રહ ન હોય તો તે ઉચિત છે. તેવા પ્રસંગે સ્નાત્રથી પણ નિવારણ કરવું યોગ્ય જણાય છે.

૨૦ પ્ર૦–દૈવસિકપ્રતિક્રમણમાં છીંક સંબંધી શી મર્યાદા છે?

૨૦ ઉ૦–દૈવસિક પ્રતિક્રમણમાં છીંક સંબંધી કોઇ વિશેષ જાણ્યો નથી. ફક્ત શ્રુતદેવીનો કાઉસ્સગ્ગ, ક્ષેત્રદેવતાનો કાઉસ્સગ્ગ અને દુઃખક્ષય કર્મક્ષય નિમિત્તક લઘુશાંતિનો કાઉસ્સગ્ગ એ ત્રણ પૈકી કોઈ કાઉસ્સગ્ગ કરતાં છીક આવે તો શાંતિ નિમિત્તે તેજ અવસરે ઇરિયાવહી કરવાપૂર્વક તે તે કાઉસ્સગ્ગ ફરીથી કરવો

---

ક્ષાયિકસમ્યક્ત્વની મહત્તાનો વિચાર કરતાં અપ્રતિપાતી શુદ્ધક્ષાયોપશમિક માનવું એ વિશેષ ઉચિત સમજાય છે'.

એમ અનુભવમાં જોવાય છે. (તથા જે સૂત્ર ચાલતે છીંક થાય, તો તે સૂત્ર ફરીથી ભણે.)

૨૧ પ્ર૦–દેવલોકમાં વર્તતા વાવડી વિગેરે જલાશયોમાં દેડકાં વિગેરે તિર્યંચપંચેન્દ્રિયઉત્પન્ન થાય કે નહિં? અને તે જલાશયોમાં કમળ–ભ્રમરાઓ વિગેરે હોય કે નહિં?

૨૧ ઉ૦–દેવલોકમાં બાર દેવલોક સુધી વાવડીઓ છે. તે વાવડીઓમાં કમલવિગેરેની ઉત્પત્તિ હોવા સાથે ભમરાઓ છે. અર્થાત્ જયાં જયાં દેવલોક વિગેરે સ્થાનોમાં જલાશયો છે ત્યાં કમલ–ભ્રમરાઓ અને તિર્યંચ પંચેન્દ્રિયની ઉત્પત્તિ પણ હોય છે. આ વાત શ્રી પન્નવણાજીના બીજા પદમાં જણાવેલ છે.

૨૨ પ્ર૦–બ્રાહ્મી અને સુંદરી બ્રહ્મચારિણી હતી કે વિવાહિત હતી?

૨૨ ઉ૦–'બ્રાહ્મી અને સુંદરી વિવાહિત છે' એ પ્રમાણે આવશ્યકજીની વૃત્તિમાં છે. તે સંબંધી શ્રી સેનપ્રશ્નમાં નીચે મુજબ પ્રશ્નોત્તર છે—

ब्राह्मीसुन्दरीभ्यां पाणिग्रहणं कृतं न वा? केचन कथयंति भरतेन सुंदरी बाहुवलिना च ब्राह्मी परिणीता, तर्हि बाहुवलेर्वर्षकायोत्सर्गांते ताभ्यां 'भ्रातर्गजादुत्तर' इत्युक्तं तत् कथम्? इति प्रश्नोत्रोत्तरम्–भरतबाहुवलिभ्यां विपरीततया पाणिग्रहणं कृतमित्यक्षराणि आवश्यकमलयगिरिवृत्तौ संति, यत्तु ताभ्यां भ्रातर्गजादुत्तरेत्युक्तं तत्प्राक्तनभ्रातृ सम्बन्धात् द्वाभ्यां समुदिताभ्यां कथनात् यतितया च युक्तिमदेवेति ॥ [ सेनप्रश्न पत्र ५४ ].

ભાવાર્થ—પ્ર૦–બ્રાહ્મી અને સુન્દરીએ પાણીગ્રહણ કર્યું હતું કે નહિં? કેટલાક કહે છે કે 'ભરતે સુંદરીનું અને બાહુબલીએ બ્રાહ્મીનું પાણિગ્રહણ કર્યું હતું; એ પ્રમાણે જો હોય તો બાહુબલીની દીક્ષા બાદ એક વર્ષ પર્યંત કરેલ કાઉસ્સગ્ગને અંતે બ્રાહ્મી અને સુંદરીએ 'વીરા મોરા ગજ થકી ઉતરો' એ શી રીતે કહ્યું?

ઉ૦-ભરત અને બાહુબલીએ (જન્મે જોડલાની અપેક્ષાએ) વિપરીતરીતે (એટલે ભરતે સુંદરીનું અને બાહુબલીએ બ્રાહ્મીનું) પાંણીગ્રહણ કર્યું હતું એ પ્રમાણે શ્રી આવશ્યકમલયગિરિકૃત ટીકામાં જણાવેલ છે. 'હે બાન્ધવ! હાથી ઉપરથી નીચે ઉતરો' એ વચન પ્રથમ ભાઈપણાના સંબંધની અપેક્ષાએ અથવા બ્રાહ્મી અને સુંદરી બન્ને સાથે હોવાથી અથવા સાધુપણાની અપેક્ષાએ યોગ્યજ છે.

૨૩ પ્ર૦-શ્રી ભગવતી સૂત્રનું મૂળ તથા ટીકાનું પ્રમાણ કેટલું?

૨૩ ઉ૦-શ્રી ભગવતીજીનું (વર્તમાન) મૂળ પ્રમાણ ૧૫૭૫૧ શ્લોક, અને નવાંગીટીકાકાર શ્રી અભયદેવસૂરીયા ટીકા પ્રમાણ ૧૮૬૧૬ શ્લોક છે.

૨૪ પ્ર૦-વર્ધમાન તપની ઓળી ચાલુ હોય તેમાં શ્રી પર્યુષણાપર્વ આવે ત્યારે છઠ્ઠ અઠ્ઠમ વિગેરે તપસ્યા થઈ શકે કે કેમ? અને તે છઠ્ઠ અઠ્ઠમ વિગેરેથી આયંબિલની પૂર્ત્તિ થાય ખરી?

૨૪ ઉ૦-ચાલુ વર્ધમાનતપની ઓળીમાં પર્યૂષણાદિ પર્વ પ્રસંગે છઠ્ઠ અઠ્ઠમ વિગેરે તપસ્યા (ખુશીથી) થઈ શકે છે. પરંતુ જેટલા તપના દિવસો તેવી તપસ્યામાં જાય તેટલાં આયંબિલ આગળ કરી આપે. બીજા તપમાં જે પ્રમાણે થાય છે તે ધ્યાનમાં રાખી આ પ્રશ્નનો જવાબ લખાયેલ છે. સિવાઈ રોહિણી તપ વગેરેની જેમ સંલગ્ન કે લાંબા દિવસ સુધીના ચાલુ તપ દરમ્યાન વચ્ચે પાક્ષિક માસિક આવતા પંચમી આદિ તે તે તપો સાથે કરી લેવાય છે. તેથી ફરી બીજો વાળી [1]આપવા જરૂર જણાતી નથી. છતાં વૃદ્ધ કહે તે ખરૂં.

૨૫ પ્ર૦-ઘર ભાડે આપે તે ભાટક કર્મ કહેવાય કે નહિં?

૨૫ ઉ૦-ઘર બંધાવી ભાડે આપી જે ભાડું ઉપજાવાય છે તે ભાટક કર્મ કહી શકાય નહિં. કારણકે—

'शकटोक्षलुलायोष्ट्रखराश्वतरवाजिनाम्। भारस्य वा-

૧ આની સ્પષ્ટતા માટે જુઓ સેનપ્રશ્ન- ઉ૦ ૩ પ્રશ્ન ૨૦૦, ઉ. ૪ પ્ર. ૧૫૬, ઇત્યાદિ.

हनाद्वृत्ति-र्भवेद् भाटकजीविका ॥ योगशास्त्रतृतीयप्रकाश श्लो० १०५'

આ શ્લોકમાં તથા અર્થદીપિકા-ધર્મસંગ્રહાદિમાં બતાવ્યા પ્રમાણે ગાડા, બળદ વિગેરે ભાડે આપીને જે આજીવિકા ચલાવે તેને પંદરકર્માદાન પૈકી ભાટકકર્મ ગણેલ છે, એમ અમારૂં સમજવું છે.

૨૭ પ્રં૦-મનુષ્યની મૈથુનક્રિયામાં કેટલા જીવોની ઉત્પત્તિ થાય? અને તિર્યંચને પણ મનુષ્યની મૈથુનક્રિયામાં ઉત્પન્ન થતા જીવો જેટલા જીવોનીજ ઉત્પત્તિ થાય કે તેમાં કાંઈ ફારફેર ખરો?

૨૭ ઉ૦-મનુષ્યની મૈથુન ક્રિયા પ્રસંગે ઉત્કૃષ્ટ નવલાખ ગર્ભજ પંચેન્દ્રિય ઉત્પન્ન થાય છે. જુઓ તંદુલવેયાલિય પયન્નો. પત્ર ૫ મું ગાથા ૧૫ મીની ટીકા;—

'तेन रक्तेन रुधिरेण उत्कटायाः पुरुषवीर्ययुक्तयोन्याश्च एकस्याः स्त्रियाः गर्भे जघन्यतः एको द्वौ वा त्रयो वा, उत्कृष्टस्तु 'लक्खपहुत्तं' ति लक्षपृथक्त्वं नवलक्षगर्भजजीवा उत्पद्यन्ते इत्यर्थः, निष्पत्तिं च प्रायः एको द्वौ वाऽऽगच्छतः, शेषास्त्वल्पजीवितत्वात्तत्रैव म्रियन्ते, एको द्वौ वेत्युक्तं व्यवहारापेक्षया निश्चयापेक्षया तु ततोऽधिकं न्यूनं वा भवतीति द्रष्टव्यमिति । 'च' शब्दात् स्त्रियाः संसक्तायां योनौ द्वीन्द्रिया जीवा जघन्यतः एको द्वौ वा त्रयो वोत्कृष्टतो नवलक्षप्रमाणा उत्पद्यन्ते, तप्तायःशलाकान्यायेन पुरुषसंयोगे तेषां जीवानां विनाशो भवति । स्त्रीपुरुषमैथुने मिथ्यादृष्टयः अन्तर्मुहूर्त्तायुषः अपर्याप्तावस्थाकालकारिणः नवप्राणधारकाः नारकदेवयुगलवर्जितशेषजीवस्थानगमनशीलाः नारकदेवयुगलाग्निवायुवर्जितशेषजीवस्थानागमनस्वभावाः मुहूर्त्तपृथक्त्वकायस्थितिकाः असङ्ख्येयाः संमूर्च्छिममनुष्या उत्पद्यन्ते चेति ॥"

ભાવાર્થ;—રૂધિરવડે ઉત્કટ તેમજ પુરૂષના વીર્ય—યુક્ત એવી યોનિવાળી એક સ્ત્રીના ગર્ભમાં જઘન્યથી એક બે અથવા

ત્રણ ગર્ભજ જીવો ઉત્પન્ન થાય છે અને ઉત્કૃષ્ટથી નવલાખ ગર્ભજ જીવો ઉત્પન્ન થાય છે. અને (જન્મરૂપે) ઉત્પત્તિ તો એક અથવા બે પામે છે. બાકીના અલ્પઆયુષ્યવાળા હોવાથી ગર્ભમાંજ મૃત્યુ પામી જાય છે. એક અથવા બેની સંખ્યા વ્યવહારથી કહેલી છે. નિશ્ચયની અપેક્ષાએ તો તેથી અધિક અથવા ન્યૂન પણ થાય છે એમ સમજવું. વળી ગાથામાં આપેલ 'य' શબ્દથી સંસક્ત યોનિમાં બેઈન્દ્રિય જીવો જઘન્યથી એક બે અથવા ત્રણ ઉત્પન્ન થાય છે અને ઉત્કૃષ્ટથી નવલક્ષ પ્રમાણ ઉત્પન્ન થાય છે. तप्तायःशलाकान्याय [ રૂની ભુંગળીમાં તપાવેલી લોઢાની સળી નાંખવી તેનું નામ 'तप्तायःशलाकान्याय' કહેવાય છે]ની માફક પુરૂષનો સંયોગ થતાં તે જીવોનો વિનાશ થાય છે, વળી સ્ત્રી પુરૂષોના મૈથુન પ્રસંગે મિથ્યાદૃષ્ટિ અન્તર્મુહૂર્ત્તાયુષ્યવાળા લબ્ધિઅપર્યાપ્તા નવ પ્રાણને ધારણ કરવાવાળા નારક-દેવ-યુગલિક તેટલા સ્થાનોને વર્જીને અન્યસ્થાનોમાં ઉત્પન્ન થવાની લાયકીવાળા નારક-દેવ-યુગલિક અગ્નિકાય અને વાયુકાય સિવાયના સ્થાનોમાંથી આવીને [યોનિમાં] ઉત્પન્ન થવાવાળા બેથી નવ મુહૂર્ત્તની કાયસ્થિતિવાળા (ચૌદસ્થાનકે ઉત્પન્ન થવાવાળા) અસંખ્યાતા સંમૂર્છિમ મનુષ્યો ઉત્પન્ન થાય છે. શ્રીપન્નવણાસૂત્રના પ્રથમપદમાં ચૌદ સ્થાનકે સંમૂર્છિમ જીવોની ઉત્પત્તિ ગણી છે. તેમાં 'थीपुरिससंजोएसु' સ્ત્રી પુરૂષોનો સંયોગ એ પણ એક સ્થાન ગણ્યું છે. તિર્યંચોની મૈથુનક્રિયામાં પણ તે પ્રમાણે જીવોત્પત્તિ થવાનો સંભવ[૧] જણાય છે.

૨૭ પ્ર૦—દેવ મનુષ્યની સ્ત્રી સાથે ભોગ કરે તો જીવોત્પત્તિ થાય કે નહિ? અને ગર્ભ રહે કે નહિં?

---

૧ 'इत्थीण जोणिमज्झे गब्भगया चेव हुंति नव लक्खा ।
इक्को व तिन्नि व, लक्खपुहुत्तं च उक्कोसं ॥१॥
इत्थीण जोणिमज्झे, हवंति बेइंदिया असंखा य ।
उपज्जंति चयंति य सम्मुच्छिम्मा तह असंखा ॥२॥
×××× इथीसंभोगे समगं, तेसिं जीवाण हुंति उद्दवणं॥'

આ પ્રમાણે શ્રી સંબોધ પ્રકરણની ગાથાના અર્થથી પણ ઉપરની વાત સ્પષ્ટ થાય છે.

૨૭ ઉ૦-'दोकप्पकायसेवी दो दो दो फरिसरूवसद्देहिं। चउरो मणेणुवरिमा अप्पवियारा अणंतसुहा' ॥२॥ બે દેવલોક સુધીના દેવો કાયાથી ( મનુષ્યનીમાફક ) મૈથુનક્રિયા કરનારા હોય છે. ત્રીજા ચોથા દેવલોકના દેવો સ્પર્શદ્વારા, પાંચમા છઠ્ઠા દેવલોકના દેવો રૂપદ્વારા, સાતમા આઠમા દેવલોકના દેવો શબ્દ દ્વારા, નવ દશ અગીઆર અને બારમા દેવલોક સુધીના દેવો મન દ્વારા મૈથુન સંબંધી ક્રિયા કરવાવાળા હોય છે. અને તેથી ઉપરના નવ ગ્રૈવેયક તથા પાંચ અનુત્તરવિમાનના દેવો અલ્પવિકારવાળા તેમજ (પૌદ્ગલિક) અનંત સુખવાળા છે. એ ગાથા અને તેના અર્થ પ્રમાણે કાય સેવી દેવોને (વૈક્રિય) શુક્ર પુદ્ગલો હોય છે. પરંતુ જીવોત્પત્તિ અને ગર્ભાધાનનો સંભવ જણાતો નથી. ગર્ભાધાન નિષેધ માટે તો સ્પષ્ટાક્ષરે તંદુલવેયાલિય પયન્નાની ૫ મી ગાથાની ટીકામાં આપેલો છે. તે આ પ્રમાણે—

'ननु देवानां शुक्रपुद्गलाः किं सन्ति उत न? उच्यते, सन्त्येव, परं ते वैक्रियशरीरान्तर्गता इति न गर्भाधानहेतव इति। यदुक्तं श्री प्रज्ञापनायाम्" इत्यादि।

[ અર્થ;—પ્ર૦-દેવોને શુક્રપુદ્ગલો હોય કે નહિં? ઉ૦-હોયજ, પરંતુ વૈક્રિયશરીરમાં રહેલા હોઈ ગર્ભાધાનમાં હેતુ-ભૂત થતા નથી. જે માટે શ્રી પ્રજ્ઞાપના સૂત્રમાં પણ કહ્યું છે; અહિંથી પન્નવણાજીનો સવિસ્તૃત પાઠ ઉપરની વાતની પુષ્ટિ માટે ત્યાં આપવામાં આવેલ છે ]

૨૮ પ્ર૦-દેવોની મૈથુન ક્રિયામાં જીવોત્પત્તિનો સંભવ ન હોવાથી તે મૈથુનક્રિયામાં શો દોષ લાગે?

૨૮ ઉ૦-જીવોની ઉત્પત્તિ અને વિનાશ ન હોવાથી દેવોને મૈથુનથી પાપ લાગે કે નહિં? તેમ જે પુછ્યું તો ત્યાં સમજવું જોઇએ કે જીવોત્પત્તિ અને જીવોનો વિનાશ એ તો રૂધિર અને શુક્રના સંયોગજન્ય પ્રાસંગિક છે. પરંતુ ( મુખ્ય તો ) મૈથુન એ મોહના ઉદયજન્ય હોવાથી તન્નિમિત્તક થતો કર્મબંધ શી રીતે અટકી શકે? અર્થાત્ અવશ્ય કર્મબન્ધન થાય છે. જે માટે શ્રી આચારાંગ સૂત્રના ૧૩૩ માં પૃષ્ઠમાં જણાવેલ છે. કે—

' अणुण्णायं पडिसिद्धं वावि जिणवरिंदेहिं ।
मोत्तुं मेहुण भावं न तं विणा रागदोसेहिं ॥१॥ '

અર્થ—' જીનેશ્વરોએ સર્વ ક્રિયાની અપેક્ષાએ અનુજ્ઞા અને અપેક્ષાએ નિષેધ કર્યો છે. પરંતુ તે અનુજ્ઞા અને નિષેધ મૈથુનક્રિયા સિવાય સમજવો, તેમાં તો કેવળ નિષેધજ જાણવો; કારણકે ( અપ્રશસ્ત ) રાગદ્વેષ સિવાય મૈથુનનો સંભવજ નથી.

૨૯ પ્ર૦—મનુષ્ય દેવાંગના સાથે ભોગ કરે તો જીવોત્પત્તિ થાય કે નહિં? ગર્ભ રહે ખરો કે નહિં?

૨૯ ઉ૦—જેમ દેવ મનુષ્યની સ્ત્રી સાથે ભોગ કરે તેમાં વૈક્રિય (શુક્ર) પુદ્ગલો હોવાથી ગર્ભ રહી શકે નહિં. તેમજ મનુષ્ય પણ દેવાંગનાની સાથે ભોગ કરે તેમાં ગર્ભ રહેવાનો સંભવ જણાતો નથી. કારણકે ગર્ભયોગ્ય સ્થાનનો અભાવ છે. તે પ્રમાણે જીવોત્પત્તિની સંભાવના કરવી એ પણ ઉચિત સમજાતું નથી. ( ઔદારિક તેવાં પુદ્ગલોદ્વારા તેમ ગર્ભ રહેવા સંભવ છે. તે રૂબરૂ સિવાઈ લખવું ઉચિત નથી. ) રાગનું ઘાટું કારણ અવશ્ય છે.

૩૦ પ્ર૦—વ્યવહારરાશિ અને અવ્યવહાર રાશિ કોને કહેવાય?

૩૦ ઉ૦—બૃહત્સંગ્રહણી—ધર્મરત્નપ્રકરણ—સમયસાર—ભવભાવના સંસ્કૃતનવતત્ત્વ વિગેરે અનેક ગ્રન્થોમાં—

' तत्थणं जे अणाइकालओ आरब्भ सुहुमणिगोएसु चिट्ठंति न कयाइ तसाइभावं पत्ता ते असंववहरिया। जे पुण सुहुमणिगोएहिंतो निग्गया सेसजीवेसु उप्पन्ना ते संववहरिया, ते अ पुणोवि सुहुमणिगोअपत्तावि संववहारिअच्चिय भण्णंति । '

ભાવાર્થ—જે જીવો અનાદિકાલથી સૂક્ષ્મનિગોદમાંજ રહેલા છે અર્થાત્ ત્યાંજ જન્મ મરણ કર્યા કરે છે, પરંતુ કોઇપણ વખતે ત્રસ વિગેરે ભાવને જેઓએ પ્રાપ્ત કરેલ નથી તે અવ્યવહારી જીવો કહેવાય છે. અને જે જીવો સૂક્ષ્મનિગોદમાંથી નીકલીને ત્રસ વિગેરે અન્ય ભાવોમાં ઉત્પન્ન થયેલા છે તે વ્યવહારરાશિયા કહેવાય છે. વ્યવહારરાશિમાં આવેલા જીવો પુનઃ સૂક્ષ્મનિગોદમાં

ચાલ્યા જાય તો પણ એક વખત ત્રસાદિભાવને પ્રાપ્ત કરેલો હોવાથી તેને વ્યવહારિયાજ કહેવાશે. આ પ્રમાણે અને લગભગ તેને લગતા શબ્દોમાંજ ( ઉપર જણાવેલા ગ્રન્થોમાં ) અવ્યવહારરાશિ અને વ્યવહારરાશિની વ્યાખ્યા કરેલી છે. જ્યારે ન્યા૦ વિ૦ ન્યાયાચાર્ય ઉપાધ્યાયજી શ્રીમદ્ યશોવિજયજી મહારાજ ધર્મપરીક્ષા ગ્રંથમાં જુદીરીતે વ્યાખ્યા કરે છે. તેઓશ્રીના કહેવાનો આશય એ છે કે;— અનન્ત પુદ્ગલપરાવર્ત્ત પ્રમાણ કાયસ્થિતિવાળા જે જીવો છે તે અવ્યવહારિ છે. અને આવલિકાના અસંખ્યભાગમાં રહેલા સમય જેટલા પુદ્ગલપરાવર્ત્તપ્રમાણ અવશેષ સંસારવાળા જીવો વ્યવહાર રાશિવાળા છે. એ વસ્તુને પ્રતિપાદન કરનારા તેઓશ્રીએ જણાવેલા શબ્દો આ પ્રમાણે છે—

अथाऽभव्या अव्यक्तमिथ्यात्त्ववन्तः, अव्यवहारित्त्वात्, संप्रतिपन्ननिगोदजीववद् इत्यनुमानात्तेषामव्यक्तमिथ्यात्त्वसिद्धिः । अव्यवहारित्त्वञ्च तेषामनन्तपुद्गलपरावर्त्तकालस्थायित्त्वात् सिध्यति, व्यावहारिकाणामुत्कृष्टसंसारस्यावलिकासंख्येयभागपुद्गलपरावर्त्तमानत्त्वात्, तदुक्तं कायस्थितिस्तोत्रे— अव्वहारियमज्झे भमिऊण अणंतपुग्गलपरट्टे । कहवि ववहाररासिं संपत्तो नाह तत्थ वि य ॥१॥ उक्कोसं तिरियगइ—असणि—एगिंदि—वणणपुंसेसु । भमिओ आवलिअसंखभागसमयपुग्गलपरावट्टे ॥२॥"

[ અર્થ સુગમ છે ] અહિં મરૂદેવા માતા વગેરેના સંબંધમાં તેમજ બીજી અનેકરીતે પૂર્વપક્ષ ઉત્તરપક્ષો ( શંકા—સમાધાન ) વિસ્તારથી કરેલા છે તે સંબંધી સર્વ અધિકાર છાપેલ ધર્મપરીક્ષા પૃષ્ઠ ૨૫ થી ૪૦ સુધીમાં જોવું. ઘણુંજ સ્પષ્ટ વિવેચન કરવામાં આવેલ છે.

૩૧ પ્ર૦—'કર્મનિકાચિત પણ ક્ષય જાવે ક્ષમાસહિત જે કરતાં' આ પ્રમાણે પૂજામાં કહેલ છે. તો તપકરવાથી નિકાચિત કર્મનો પણ ક્ષય થઇ શકે ખરો? એટલેકે, નિકાચિત કર્મનો પણ વિપાકોદયવિના ક્ષય સંભવી શકે ખરો? અથવા ઉપરના પદનો અર્થ કાંઈ જુદો છે?

૩૧ ઉ૦-'અલ્પનિકાચિત' અને 'સુનિકાચિત' એમ નિકાચિત કર્મના બે વિભાગ છે તેમાં જે સુનિકાચિત છે તેમાં સંક્રમ અપવર્ત્તના ઉદીરણા વિગેરે કોઇપણ કરણ લાગી શકતું નથી એટલે તે તે સુનિકાચિત કર્મનો અવશ્ય વિપાકોદયથી ભોગવટો કરવોજ પડે છે. જ્યારે જે અલ્પનિકાચિત કર્મ છે તે અપવર્ત્તનાદિ કરણથી સાધ્ય હોવાથી મોક્ષનુંજ સાધ્ય રાખીને ક્ષમાસહિત જ્ઞાન દૃષ્ટિએ તપ કરતાં વિપાકોદયથી ભોગવટો થયા સિવાય પણ ક્ષય પામે છે. વલી આ સંબંધમાં નીચેની પ્રશ્નોત્તરમય ચર્ચા પણ ધ્યાનમાં લેવા યોગ્ય છે.

પ્ર૦-નિકાચિત કર્મ અવશ્ય ભોગવવું પડે કે તપસ્યાથી પણ નાશ થાય ?

ઉ૦-તપથી પણ નિકાચિત કર્મનો નાશ થાય છે. જે સંબંધી ઘણા પ્રમાણો પૈકી કેટલાક અહિં અપાય છે;—

सेनप्रश्ने—तपसा निकाचितकर्मणां क्षयो भवति न वा ? इति प्रश्नोऽत्रोत्तरम्— ' निकाचितानामपि कर्मणां तपसा क्षयो भवति' इति श्रीमदुत्तराध्ययनसूत्रवृत्त्यादावुक्तमस्ति [मु० पत्र ८५]

अध्यात्मसारे—ज्ञानयोगतपःशुद्धमित्याहुर्मुनिपुङ्गवाः ।
तस्मान्निकाचितस्यापि कर्मणो युज्यते क्षयः ॥१॥

[उपा० श्री यशोविजयजी] एवं योगमाहात्म्यद्वात्रिंशिकायामपि।

तथा श्रीदेवेन्द्रसूरिविरचिते तपकुलके

' अनिआणस्स विहीए, तवस्स तवियस्स किं पसंसामो ।
किज्जइ जेण विणासो निकाइयाणंपि कम्माणं ॥१॥

તે પ્રમાણે શ્રી પદ્મવિજયજીકૃત નવપદ પૂજામાં પણ કહ્યું છે કે—

'જે તપ કર્મ નિકાચિત તપવે ક્ષમાસહિત મુનિરાયા'

આ વિષયમાં વિશેષ જાણવાની ઇચ્છાવાળાએ ન્યા૦ વિ૦ ન્યાયાચાર્ય ઉપાધ્યાયજી શ્રીમાન્ યશોવિજયજી વિરચિત શ્રી અધ્યાત્મમત પરીક્ષા મુ. પત્ર ૫૩-૫૪ જોવાં. તેમાં ઘણુંજ યુક્તિપૂર્વક આ વિષયપરત્વે વર્ણન કર્યું છે.

૩૨ પ્ર૦—શ્રીકૃષ્ણ-શ્રેણિક પ્રમુખને મરણસમયે જે લેશ્યા બદલાય તે દ્રવ્યલેશ્યા કે ભાવલેશ્યા? અને ભાવલેશ્યા બદલાય તો સમ્યક્ત્વ રહી શકે ખરૂં?

૩૨ ઉ૦—લેશ્યાનું મરણસમયે જે પરાવર્ત્તન થાય તે ભાવ લેશ્યાનુંજ સમજવું. ભાવલેશ્યા બદલાવાથી પણ શ્રેણિક-કૃષ્ણ-પ્રમુખને સમ્યક્ત્વ સંબંધી બાધા થતી નથી. કારણકે ચોથા ગુણસ્થાનકથી આગળ છઠ્ઠા ગુણસ્થાનક સુધી પણ મતાંતરે કૃષ્ણ લેશ્યા કહેલી છે. જુઓ શ્રી પન્નવણા સૂત્ર ૧૭ મું લેશ્યાપદ. 'દેવ અને નારક ભવમાં જતાં જીવને લેશ્યા લેવા આવે છે' એવી જે શાસ્ત્રીય માન્યતા છે તે મુજબ શ્રેણિક મહારાજા પહેલી નરકમાં જવાના હોવાથી પહેલી નરકને યોગ્ય કાપોતલેશ્યા, અને શ્રીકૃષ્ણ ત્રીજી નરકમાં ઉત્પન્ન થનારા હોઇ ત્રીજી નરકને યોગ્ય કાપોત અથવા નીલ લેશ્યા અંત્ય સમયે તેઓને પ્રાપ્ત થયેલ છે. અને તે કાપોત અને નીલ લેશ્યા છઠ્ઠા ગુણઠાણા સુધી પણ શાસ્ત્રોમાં કહેલ છે. માટે સમ્યક્ત્વને જરાપણ બાધા પહોંચવાનો સંભવ નથી.

૩૩ પ્ર૦—'દ્રવ્યથી ચાર પરદારા તજે' તેનો અર્થ શું?

૩૩ ઉ૦—(ઔદારિક) મનુષ્યની સ્ત્રી-તિર્યંચની સ્ત્રી, (વૈક્રિય) વિદ્યાધરની સ્ત્રી અને દેવાંગના એ ચાર પરદારા શ્રી પંચાશક ગ્રન્થમાં જણાવેલ છે. તે આ પ્રમાણે,— तत्रौदारिका नार्यस्तिरश्च्यश्च, वैक्रिया विद्याधर्यो देव्यश्च। [पंचा० मु० पत्र १३]. વળી મનુષ્યની સ્ત્રી, દેવાંગના, તિર્યંચની સ્ત્રી અને ચિત્રામણની સ્ત્રી એ ચાર પરદારા હોવાનું પણ મારા સમજવામાં છે. અને પ્રાયઃ એવા અક્ષરો પણ કોઈ ગ્રંથમાં વાંચેલા હોવાનું મને યાદ છે.

૩૪ પ્ર૦—અભવ્ય પૂર્વ ભણી શકે તેવો પાઠ શેમાં છે?

૩૪ ઉ૦—અભવ્યને પૂર્વની લબ્ધિ ન હોવા સંબંધનો પાઠ શ્રીવિશેષાવશ્યકજીમાં આ પ્રમાણે છે;—

'तित्थंकराइपूयं दट्ठूणण्णेण वावि कज्जेण।
सुयसामाइयलाहो होज्ज अभव्वस्स गंठिम्मि ॥१॥

ભાવાર્થ;—'તીર્થંકર ભગવંતની પૂજા (સમૃદ્ધિ) દેખીને અથવા બીજા કોઈ નિમિત્તથી ગ્રન્થિસ્થાનની નજીક આવેલા અભવ્યને શ્રુતસામાયિકનો લાભ થાય છે. ટીકાકાર ભગવાન્ મલધારી શ્રીહેમચંદ્રસૂરીશ્વરજી મહારાજે ગાથામાં રહેલ 'શ્રુતસામાયિક' એ શબ્દનો 'એકાદશ અંગનો પાઠ હોઇ શકે' એવો અર્થ કર્યો છે. તે શબ્દો આ પ્રમાણે છે;— श्रुतसामायिकमात्रस्य लाभो भवेत्, तस्याऽप्येकादशाङ्गपाठानुज्ञानात्। આ શબ્દો ઉપરથી પૂર્વલબ્ધિનો સ્પષ્ટ નિષેધ જણાય છે. શ્રીનન્દીસૂત્રમાં 'અભવ્યને સાડા નવ પૂર્વલબ્ધિ હોવાનું' તમો જણાવો છો. તો તે પ્રમાણે શ્રી નન્દીસૂત્રમાં કહેલ હોય તેમાં કાંઇ હરકત નથી. કારણકે શ્રીવિશેષાવશ્યકમાં જે પૂર્વલબ્ધિનો નિષેધ જણાવ્યો છે તે અર્થની અપેક્ષાએ નિષેધ સમજવો ઉચિત લાગે છે. અને શ્રી નન્દીસૂત્રમાં જે સાડાનવ પૂર્વ સુધી અભવ્યને પૂર્વલબ્ધિ હોવાનું છે, તે માત્ર શબ્દની અપેક્ષાએ સમજાય છે. શ્રી શ્રાદ્ધપ્રતિક્રમણ સૂત્રવૃત્તિમાં પણ અભવ્યને સાડાનવ પૂર્વ સુધીની લબ્ધિ જણાવેલ છે, અને શ્રી પ્રવચન સારોદ્ધાર વિગેરેમાં પૂર્વલબ્ધિનો નિષેધ કર્યો છે. ત્યાંપણ ઉપર જણાવ્યા પ્રમાણે અર્થ સંગત કરવો યુક્ત લાગે છે. શ્રી વિશેષાવશ્યક બૃહદ્વૃત્તિમાં તો 'જે દશ અથવા ચૌદ પૂર્વને ધારણ કરે તેજ પૂર્વધર કહેવાય' એવો અર્થ કરેલો હોવાથી અભવ્યને સાડાનવપૂર્વની (શબ્દથી) લબ્ધિ હોય તો પણ તે પૂર્વની લબ્ધિવાળા કહી શકાતા નથી. આ અર્થ શ્રી સેનપ્રશ્નમાં પત્ર ૨૧ પ્રશ્ન ૩૨૦ માં જણાવેલ છે. જે આ પ્રમાણે;—

"किञ्च प्रतिक्रमणसूत्रवृत्तावभव्यस्य भिन्नानि दशपूर्वाणि प्रोक्तानि सन्ति तत्कथं सम्भवति? यतः प्रवचनसारोद्धारादौ पूर्वलब्धेर्निषेधः कथितोऽस्ति;×××× । उत्तरम्;–××× तथा अभव्यानां पूर्वगतलब्धिमाश्रित्य 'पूर्वाणि धारयन्ति इति दश चतुर्दशपूर्वविद इत्यावश्यकबृहद्वृत्तिवचनात् अभिन्नदशपूर्वधरादयः पूर्वगतलब्धिमन्तोऽवसीयन्ते, नत्वन्ये, अत एवाऽभव्यानां भिन्नदशपूर्वश्रुतलाभेऽपि शास्त्रान्तरोक्तपूर्वगतलब्धिनि-

षेधो युक्तिमानेव ।' 'અર્થ સુગમ છે, તેમજ ઉપર જણાવાઇ ગયો છે.'

૩૫ પ્ર૦;—પંચમ આરામાં મનુષ્યને અવધિજ્ઞાન હોય કે નહિં? અને ન હોય તો તેવો પાઠ શેમાં છે?

૩૫ ઉ૦;—પંચમકાળમાં અવધિજ્ઞાનનો મનુષ્યને નિષેધ જાણ્યો નથી, શ્રી પ્રશ્નચિંતામણિ તથા શ્રી સેનપ્રશ્ન ગ્રન્થમાં આ વિષય સંબંધી નીચે મુજબ પ્રશ્નોત્તરો છે;—

'तथा पंचमारेऽवधिज्ञानं प्राप्यते नवेति प्रश्नस्योत्तरमाह— न चोक्तं कुत्रापि ग्रन्थे विच्छिन्नमिति' [ प्रश्नचिन्तामणि, पत्र ९. प्र० २५ ]

इदानीं भरते मनुजानां तिरश्चां च जातिस्मरणमस्ति न वा? यदि नास्ति तदा कुतो व्यवच्छिन्नं? तथाऽवधिज्ञानमपीदानीमस्ति न वेत्यपि च प्रसाद्यमिति? प्रश्नोऽत्रोत्तरम्— वर्त्तमानकाले जातिस्मरणस्यावधिज्ञानस्य च व्यवच्छेदः शास्त्रे प्रतिपादितो नास्ति ।' सेनप्रश्न प्रश्न १९८ पत्र ६८ ॥

અર્થ સુગમ છે.

३६ प्र०—एयस्स णं भंते नेरइयसंसारसंचिट्ठणकालस्स जाव देवसंसारसंचिट्ठणकालस्सजाव विसेसाहिए वा? गोयमा! सव्वत्थोवे मणुस्स संसारसंचिट्ठणकाले, नेरइयसंसारसंचिट्ठणकाले असंखेज्जगुणे, देवसंसारसंचिट्ठणकाले असंखेज्जगुणे, तिरिक्खजोणिए अणंतगुणे ॥ श्रीभगवतीसूत्र, मुद्रित पत्र ४७ ॥

આ પાઠમાં ગૌતમમહારાજાના પ્રશ્નના ઉત્તરમાં ત્રિકાલજ્ઞાની પરમાત્મા શ્રી મહાવીર દેવે મનુષ્યસંસાર સંચિટ્ઠણકાલથી નારકીસંસારસંચિટ્ઠણકાલ અસંખ્યાત ગુણો કહ્યો, અને તેનાથી દેવસંસારસંચિટ્ઠણકાલ અસંખ્યાત ગુણો કહ્યો છે તે કઇ અપેક્ષાએ કહ્યો છે?

૩૬ ઉ૦—આ પ્રશ્નનો ઉત્તર સમજવા માટે 'जीवस्स णं भंते! तीतद्धाए आदिट्ठस्स कइविहे संसारसंचिट्ठणकाले पण्णत्ते? વિગેરે જે ગૌતમ મહારાજાના પ્રશ્નો અને પરમાત્મા મહાવીર દેવે આપેલા ઉત્તરો છે તે પ્રથમ સમજવાની જરૂર હોવાથી પ્રથમ તે સૂત્રોનો સંક્ષેપમાં ભાવાર્થ અહિં આપ્યા બાદ તમોએ પુછેલ પ્રશ્નનો ઉત્તર આપવો એ વિશેષ યોગ્ય જણાય છે.

હે ભગવન્! ભૂતકાલમાં નારકી તિર્યંચ મનુષ્ય અને દેવતાઓનો સંસારસંસ્થાનકાલ કેટલા પ્રકારનો છે?

હે ગૌતમ! નારકસંસારસંસ્થાનકાળ, તિર્યંચસંસારસંસ્થાનકાળ, મનુષ્ય સંસારસંસ્થાનકાળ અને દેવ સંસારસંસ્થાનકાળ એમ ચાર પ્રકારનો સંસ્થાન કાળ કહ્યો છે.

હે ભગવન્! નારકસંસારસંસ્થાનકાળ કેટલા પ્રકારનો કહ્યો છે?

હે ગૌતમ! શૂન્યકાળ, અશૂન્યકાળ અને મિશ્રકાળ એમ ત્રણ પ્રકારે નારકસંસારસ્થાનકાળ કહ્યો છે.

હે ભગવન્! તિર્યંચસંસારસંસ્થાનકાળ કેટલા પ્રકારનો છે?

હે ગૌતમ! અશૂન્યકાળ અને મિશ્રકાળ એમ બે પ્રકારનો છે. તથા દેવ અને મનુષ્યનો સંસારસંસ્થાનકાળ નારકીના સંસારસંસ્થાનકાળની માફક શૂન્યકાળ, અશૂન્યકાળ અને મિશ્રકાળ એમ ત્રણ પ્રકારનો છે.

હવે-શૂન્યકાળ, મિશ્રકાળ, અશૂન્યકાળ એટલે શું? તેનું સ્વરૂપ કહેવાય છે, તેમાં અશૂન્યકાળનું સ્વરૂપ જાણ્યા બાદ શૂન્યકાળ અને મિશ્રકાળનું સ્વરૂપ શીઘ્ર સમજાઈ શકે તેવું હોવાથી પ્રથમ અશૂન્યકાળનું સ્વરૂપ જણાવાય છે—

સાતે નારકીમાં વર્ત્તમાનકાલમાં જે જીવો છે તે જીવોમાંથી જ્યાં સુધી એટલે કે જેટલા કાળ સુધી કોઇ જીવ ચવે નહિં તેમજ નવો કોઇ જીવ ઉત્પન્ન થાય નહિં, જેટલી સંખ્યામાં અને જે નારકના જીવો છે તેટલી સંખ્યામાંજ તે નારકના જીવો જેટલા

કાળ પર્યંત રહે તે કાલ તે નારકના જીવોને આશ્રયી અશૂન્ય-કાળ કહેવાય.

મિશ્રકાળ–તેજ સાતે નરકમાં વર્ત્તમાનમાં વર્ત્તતા જીવોમાંથી જીવો ચ્યવવા (નીકળવા) માંડયા. ચ્યવતાં ચ્યવતાં એક પણ જ્યાં સુધી બાકી હોય ત્યાં સુધી મિશ્રકાળ કહેવાય.

અહિં તાત્પર્ય એ સમજવાનું છે કે,–સાતે નરકમાં વર્ત્તમાનકાળમાં જે જીવો છે તેમાંથી કોઇ જીવ ચવ્યો (નીકળ્યો), ચ્યવન થયા બાદ મનુષ્યયોનિ અથવા સૂક્ષ્મનિગોદપ્રમુખ એકેન્દ્રિય વિગેરે તિર્યંચ યોનિમાં અનન્તર કિંવા પરસ્પર યથાયોગ્ય ઉત્પન્ન થયો, ઉત્પન્ન થયા બાદ પુનઃ તેજ જીવ દુષ્ટપરિણામની ધારાવડે નરકના ભવને યોગ્ય–ગતિનામકર્મ તેમજ આયુષ્યનો બંધ કરી નરકમાં ઉત્પન્ન થાય તો તે જીવ પણ વિવક્ષિત વર્ત્તમાનકાળમાં કલ્પેલા જીવો માંહેનોજ ગણાય. એ પ્રમાણે વિવક્ષિત વર્ત્તમાનકાલમાં નરકમાં વર્ત્તતા વિવક્ષિત અનેક જીવો નરકના ભવમાંથી ચ્યવીને મનુષ્ય-તિર્યંચભવમાં ઉત્પન્ન થયા બાદ પુનઃ જો નરકભવમાં ઉત્પન્ન થાય તો તે જીવો પ્રથમવિવક્ષિત જીવોમાંનાજ ગણવા; પણ અન્ય જીવો ગણવા નહિં. અર્થાત્ એ પ્રમાણે બીજી ત્રીજી વાર કે દશસી વાર તેના તેજ વિવક્ષિત જીવો નરકમાં ઉત્પન્ન થાય તો નરકમાં ઉત્પન્ન થતા તે વિવક્ષિત જીવોની અપેક્ષાએ મિશ્રકાળજ ગણાય. કહેવાનો આશય એ છે કે–વર્ત્તમાનકાલમાં નરકમાં જે જીવો છે, તે જીવોમાંથી તેનો તેજ અથવા પુનઃ ઉત્પન્ન થયેલો એક પણ જીવ બાકી હોય ત્યાં સુધી મિશ્રકાલ ગણાય છે. મિશ્ર-કાળને આ પ્રમાણે ગણવાનું કારણ એ છે કે, આગળ ગૌતમ-મહારાજાના શૂન્ય–અશૂન્ય અને મિશ્રકાલ સંબંધી અલ્પબહુત્વના પ્રશ્નના ઉત્તરમાં પરમાત્મા શ્રીમહાવીર મહારાજાએ અશૂન્યકાળથી મિશ્રકાળને અનંતગુણો કહ્યો છે, તે ઉપર મુજબ અર્થ કરીએ તોજ સંગત થઇ શકે છે. જો ઉપર પ્રમાણે પુનઃ નરકમાં ઉત્પન્ન થયેલા જીવોની અપેક્ષા ન રાખવામાં આવે તો અશૂન્યકાળથી મિશ્રકાળ અસંખ્યગુણ થશે પણ અનંતગુણ થશે નહિં. કારણકે નરકનો અશૂન્યકાળ સિદ્ધાંતમાં બાર મુહૂર્તનો કહ્યો છે. અને વર્ત્તમાનકાલમાં નવીન ઉત્પન્ન થયેલા સાતસી નારકીમાં વર્ત્તતા

નારકજીવનું ઉત્કૃષ્ટ આયુષ્ય તેત્રીશ સાગરોપમનું છે, તેથી બાર મુહૂર્ત્તની અપેક્ષાએ તેત્રીશ સાગરોપમ એ અસંખ્યગુણ કાળ છે પણ અનન્તગુણ કાળ નથી. પરંતુ જ્યારે પુન: ઉત્પન્ન થનારા પણ તેજ જીવોની અપેક્ષા રાખવામાં આવે છે ત્યારે નરકમાંથી ચ્યવ્યા બાદ (પરમ્પરાએ) વનસ્પતિમાં ઉત્પન્ન થવાનો જે કાળ છે, તે કાળ અનેક વખતનો ભેગો કરતાં અનન્ત થઈ શકે છે, અને એથી અશૂન્યકાળની અપેક્ષાએ મિશ્ર કાળ પણ અનંત ગુણો કહેવામાં કોઈ પણ દોષ આવતો નથી. આ વિચાર ટીકામાં સારીરીતે સપ્રમાણ વર્ણવ્યો છે. વિચાર પૂર્વક વાંચવાથી સમજી શકાય તેમ છે.

શૂન્યકાળ—વર્તમાનમાં જે નારકીના જીવો છે તે સર્વ નારકીના જીવો ચ્યવી જાય અને એક પણ બાકી ન રહે તે કાળને શૂન્યકાળ કહેવામાં આવે છે.

હે ભગવન્! એ પ્રમાણે નારક જીવોનો અશૂન્ય મિશ્ર અને શૂન્ય એમ ત્રણ પ્રકારનો સંસારસંસ્થાનકાળ કહ્યો, તેમાં કયો કાળ અલ્પ છે? ઘણો છે? તુલ્ય છે? કે વિશેષાધિક છે?

હે ગૌતમ! સર્વથી થોડો અશૂન્યકાળ છે, તેના કરતાં મિશ્રકાળ અનન્તગુણો છે, અને તે કરતાં શૂન્યકાળ અનન્ત ગુણ છે. અશૂન્યથી મિશ્રકાળ અનન્ત ગુણ કેવીરીતે હોય? તે સંબંધી પ્રથમ સંક્ષેપમાં કહેવાયેલ છે, અને મિશ્રકાળથી શૂન્યકાળ અનન્તગુણ કહ્યો તે સાતે નરકમાં વર્ત્તતા વિવક્ષિત સર્વે જીવો નારકના ભવમાંથી નીકલી અનન્તા કાલ સુધી વનસ્પતિમાં પરિભ્રમણ કરે તે અપેક્ષાએ કહેલ છે. એ પ્રમાણે અન્યત્ર પણ સમજવું.

હે ભગવન્! તિર્યંચોને જે બે પ્રકારનો સંસારસંસ્થાન કાળ કહ્યો છે તેમાં અલ્પબહુત્ત્વ કેવી રીતે છે?

હે ગૌતમ! સર્વથી અલ્પ અશૂન્યકાળ છે, મિશ્રકાળ તેનાથી અનન્તગુણ છે.

હે ભગવન્! દેવ અને મનુષ્યોના સંસારસંસ્થાનકાળનું અલ્પબહુત્ત્વ શી રીતે છે?

હે ગૌતમ! જે પ્રમાણે નારકીના સંસારસંસ્થાનકાળનું અલ્પબહુત્ત્વ કહ્યું છે, તે પ્રમાણે દેવ અને મનુષ્યોના સંસારસંસ્થાનકાળનું અલ્પબહુત્ત્વ સમજવું. અર્થાત્ સર્વથી અલ્પ અશૂન્યકાળ, તેનાથી મિશ્રકાળ અનન્તગુણ અને તેના કરતાં શૂન્યકાળ અનન્તગુણ છે.

આટલું સ્વરૂપ સમજ્યા બાદ જે પ્રશ્ન પુછાયેલ છે તે પ્રશ્નનો ઉત્તર હવે અપાય છે, અને તે સમજવો હવે તદ્દન સુલભ થશે.

હે ભગવન્! નારકસંસારસંસ્થાન કાળ તિર્યંચસંસાર સંસ્થાન કાળ મનુષ્યસંસારસંસ્થાન કાળ અને દેવસંસાર સંસ્થાનકાળ એ ચારે પ્રકારમાં કોણ અલ્પ ઘણો તુલ્ય અથવા વિશેષાધિક છે?

હે ગૌતમ! મનુષ્યસંસારસંસ્થાનકાળ સર્વથી અલ્પ છે. [ કારણ કે મનુષ્યો સર્વથી થોડી સંખ્યાવાળા છે. ] તેના કરતાં નારકસંસારસંસ્થાનકાળ અસંખ્યગુણ છે. [ કારણકે મનુષ્યથી નારકી જીવો અસંખ્યગુણ છે. ] નારકસંસારસંસ્થાનકાળથી દેવ સંસારસંસ્થાનકાળ અસંખ્યગુણ છે. [ કારણ કે નારક જીવોથી દેવો અસંખ્યગુણ છે ] અને દેવસંસારસંસ્થાનકાળથી તિર્યંચસંસારસંસ્થાનકાળ અનન્તગુણ છે. [ કારણકે દેવોથી તિર્યંચો અનન્ત ગુણ છે ].

૩૭ પ્ર૦–શ્રી ભગવતીસૂત્ર પત્ર ૬૦ પૃ. ૧ માં 'सेसं तं चेवत्ति' शेषं तदेव यथा औधिकप्रकरणेऽधीतम्, આ પ્રમાણે જણાવેલ છે. તો એકેન્દ્રિયો ઉદીરણા ગર્હણા અને સંવરણા કરે? અથવા સંભવ જેટલો આલાપક લાગુ કરવો? ટીકાકાર ભગવાન્ શ્રી અભયદેવસૂરિમહારાજાએ આ બાબતમાં સ્પષ્ટ ખુલાસો કર્યો નથી, તેથી પુરેપુરો આલાપક લાગુ થતો હોય તેમ જણાય છે. તો આ બાબતનો સ્પષ્ટ ખુલાસો કરશો.

૩૭ ઉ૦–શ્રી ભગવતીજી પત્ર ૬૦ 'सेसं तं चेवत्ति' વિગેરે બાબતમાં ખુલાસો માગ્યો તો જણાવવાનું જે એકેન્દ્રિયો–ઉદીરણા ગર્હણા સંવરણા અને નિર્જરા એ સર્વ કરે છે, પરંતુ અવ્યક્ત કરે છે. તે પાઠ બરોબર ધ્યાનપૂર્વક સ્થિરતાથી વંચાશે તો આપો

આપ બેસી જશે. કારણકે ત્યાં ૬૦મા પત્રમાંજ લખેલું છે કે 'इत्यादि तावद्वाच्यं यावत् से नूणं भंते! अप्पणा चेव निज्जरेइ अप्पणा चेव गरहइ'॥

૩૮ પ્ર૦-મહાનુભાવતીર્થંકર ભગવંતો જ્યાં પારણુ કરે ત્યાં પંચદિવ્ય પ્રગટ થાય તેમાં 'चेलोत्क्षेप' નો અર્થ શું કરવો?

૩૮ ઉ૦-'चेलोत्क्षेप'નો અર્થ 'ધ્વજાઓનું લહકવું' એવો થાય છે. અને વસ્ત્રોની વૃષ્ટિ એવો પણ અર્થ કરાય છે. વિશેષ માટે શ્રી અભિધાનરાજેન્દ્રના ત્રીજા ભાગમાં છપાયેલ 'चेलुक्खेव' શબ્દ જોવા યોગ્ય છે.

૩૯ પ્ર૦-દેવોને પાંચપ્રકારની નિદ્રામાંથી કેટલા પ્રકારની નિદ્રાનો ઉદય હોય? અથવા એકેનો નજ હોય?

૩૯ ઉ૦-ઉત્કૃષ્ટમતિ આદિ જ્ઞાનવાળાને પણ જેમ મતિજ્ઞાનાવરણીય વિગેરે કર્મનો (દેશઘાતિરસસ્પર્ધકોની અપેક્ષાએ) રસોદય અને પ્રદેશોદય હોય છે તે પ્રમાણે સદા જાગૃત અવસ્થાવાલા દેવોને પણ નિદ્રારૂપ દર્શનાવરણીય કર્મનો રસોદય અને પ્રદેશોદય હોય તો તે સંભવિત છે. કર્મપ્રકૃતિઓના ઉદયસ્વામિત્વને અંગે વિચાર કરતાં દેવોને ઓઘે ૮૩ પ્રકૃતિઓનો ઉદય કહ્યો છે. તેમાં નિદ્રાપંચકનો ઉદય પણ કહ્યો છે. પંચસંગ્રહકારના મતે સ્ત્યાનર્દ્ધિત્રિકનો ઉદય દેવોને હોતો નથી એ અપેક્ષાએ ૮૦ પ્રકૃતિઓ દેવોને ઓઘે ઉદયમાં ગણાવી છે. એકંદર વિચારતાં દેવોને નિદ્રાનો ઉદય હોવામાં કોઈ વિરોધ જણાતો નથી.

૪૦ પ્ર૦-ભારંડપક્ષીનો અધિકાર કયા ગ્રન્થમાં છે?

૪૦ ઉ૦-"भारण्डपक्षिणोः किलैकं शरीरं पृथग्ग्रीवं त्रिपादं च भवति, तौ चाऽत्यन्ताऽप्रमत्ततयैव निर्वाहं लभेते इति ॥' स्थानाङ्ग (९मुं स्थान) 'एकोदराःपृथग्ग्रीवाः, अन्योऽन्यफलभक्षिणः। प्रमत्ता इव नश्यन्ति यथा भारण्डपक्षिणः ॥१॥'(ज्ञाताधर्मकथाङ्ग) जीवद्वयरूपा भवन्ति, ते च सर्वदा चकितचित्ता भवन्तीति, एकोदराः पृथग्ग्रीवास्त्रिपदा मर्त्यभाषिणः। भारण्डपक्षिणस्तेषां मृतिर्भिन्नफलेच्छया ॥ १ ॥' (कल्प-सुबो० क्षण ६)।

'गतस्य तत्र शैलोदूर्ध्वं भारण्डाः पञ्चशलतः। द्विजीवास्त्र्यंह्रयो द्व्यास्याः एष्यन्त्येकोदराः खगाः ॥१॥'' (आवश्यक कथा) ॥

આ પ્રમાણે શ્રી ઠાણાંગજી જ્ઞાતાધર્મકથાંગ કલ્પસુબોધિકા આવશ્યકકથા પ્રશ્નવ્યાકરણ વિગેરે અનેક સૂત્રગ્રન્થોમાં ભારંડપક્ષિના અધિકારો છે, વળી આ ભારંડપક્ષિસંબંધી શ્રીપ્રશ્નોત્તરચિન્તામણિ ગ્રન્થમાં પ્રશ્નોત્તર રૂપે નીચે મુજબ છે—

प्र०—अथ च भारंडपक्षिणां कतिविधाः प्राणाः प्रत्येकं प्राप्यन्ते ?

उ०—भारंडाख्यपक्षिणां किल प्रत्येकमेकं शरीरं, पृथग् ग्रीवा, त्रिपादं चैकमुदरं, इत्थं प्रश्नव्याकरणे उक्तं, तथा च सुबोधिकायां–' एकोदराः पृथग्ग्रीवा–स्त्रिपदा मर्त्यभाषिणः। भारण्डपक्षिणस्तेषां, मृत्युर्भिन्नफलेच्छया ॥ १ ॥ इति वचनादपि, कुत्रापि प्राणा न नियमिताः, तथापि पंडितश्रीखांतिविजयगणिवचनात्तथाभट्टारकश्रीविजयलक्ष्मीसूरीणां वचनात्तथाऽस्मद्गुरूणां पंडितश्रीशुभविजयगणिपंडितशिरोरत्नबहुश्रुतानां वचनाद् ज्ञायते यदुत्पत्तिकाले तौ द्वौ जीवौ मनःपर्याप्तिमन्तर्मुहूर्त्तेन समकं पूरयतः, तेन यावज्जीवं च तयोरेकं मनो वर्त्तते, तेन हेतुनैकोनविंशतिः प्राणा उच्यन्ते, इत्थं–' वृद्धव्याख्याप्रमाणेन, तथैकमनसा सदा। एकोनविंशतिः प्राणा, भारण्डानां तु नान्यथा ॥ १ ॥' इति। तत्त्वं तु सीमंधरो वेत्ति ॥

ભાવાર્થ—પ્ર૦ પ્રત્યેક ભારંડપક્ષિને કેટલા પ્રાણો હોય છે ?

ઉ૦—ભારંડપક્ષિઓને દરેકને શરીર જુદા હોય છે પરંતુ તે શરીરનો બાંધો આવા પ્રકારનો હોય છે. બન્નેની ડોક જુદી હોય છે. બન્નેના મળીને એકંદર ત્રણ પગ હોય છે. અને બન્ને જીવોના શરીર બે જુદા જુદા છતાં ઉદર એક હોય છે. શ્રી કલ્પસૂત્ર–સુબોધિકા ટીકામાં પણ તેજ પ્રમાણે કહ્યું છે. તેમાં એટલું

વિશેષ જણાવેલ છે કે, આવા ભારંડપક્ષિઓ કે જેઓનું ઉદર એક છે તે બન્ને ભારંડપક્ષિઓને જે અવસરે ભિન્ન-ભિન્ન ફલ ખાવાની ઇચ્છા થાય છે, ત્યારે તે બન્નેનું મરણ થાય છે. આ પ્રમાણે ભારંડપક્ષિને અંગે યત્ કિંચિત વર્ણન છે છતાં તેને કેટલા પ્રાણ હોય? તે સંબંધમાં કોઈ નિયમ યદ્યપિ બાંધ્યો નથી, તોપણ પંડિત.શ્રી ખાંતિવિજયજી-ભટ્ટારક શ્રીવિજયલક્ષ્મીસૂરિ અને અમારા ગુરૂવર્ય શ્રીમાન્ શુભવિજયજીગણી વિગેરે બહુશ્રુતોના વચનથી જણાય છે કે એકજ સ્થાનમાં ઉત્પન્ન થયેલા તે બન્ને જીવો ઉત્પત્તિ કાલમાં મનઃપર્યાપ્તિ એક સાથેજ કરે છે અને તેથી તેમને યાવજ્જીવ પર્યંત એક સરખું મન રહે છે. એ કારણથી તે બન્ને જીવોના ભેગા મળીને ૧૯ ( ઓગણીશ ) પ્રાણ હોય તેમ સંભવે છે. તત્ત્વ તો શ્રી સીમંધરસ્વામી જાણે.

૪૧ પ્ર૦—તંદુલીયા મત્સ્યના તંદુલપ્રમાણ નાના શરીરમાં વજ્રઋષભનારાચસંઘયણનું બંધારણ શી રીતે સંભવી શકે? તેટલા નાના શરીરમાં અસ્થિનું પ્રમાણ પણ ઘણુંજ સ્વલ્પ હોવું જોઇએ!

૪૧ ઉ૦—તંદુલીયા મત્સ્યને જે વજ્રઋષભનારાચસંઘયણ કહ્યું છે તે હાડકાની કઠિનતા અને મજબુતાઇની અપેક્ષાએ કહ્યું હોય તેમ સંભવે છે. સિદ્ધાન્તમાં યદ્યપિ—અસ્થિરચનાની અપેક્ષાએ દેવોને અસંઘયણી કહ્યા છે. તોપણ બલની અપેક્ષાએ વજ્રઋષભનારાચ સંઘયણી કહેવામાં આવ્યા છે. તે પ્રમાણે અહિં તંદુલમત્સ્ય માટે પણ સમજવું. અન્યથા અર્થાત્ જો તંદુલ મત્સ્યને વજ્રઋષભનારાચસંઘયણ ન લેવામાં આવે તો સાતમી નરકમાં તંદુલમત્સ્યની જે ઉત્પત્તિ કહેલ છે તે સંભવી ન શકે. કારણકે 'સાતમી નરકમાં વજ્રઋષભનારાચસંઘયણવાલોજ ઉત્પન્ન થાય' તેવું સિદ્ધાન્તનું વચન છે.

૪૨ પ્ર૦—નિસર્ગ-સમ્યગ્દર્શનવાળો જીવ આખા ભવચક્રમાં કોઈ વખતે પણ ધર્મ સાંભળ્યો ન હોય એવોજ હોય કે અન્યથા પણ હોય?

૪૨ ઉ૦—અનાદિમિથ્યાદૃષ્ટિજીવ ભવચક્રમાં પરિભ્રમણ કરતો કર્મને ભોગવતો તથાભવ્યત્વદશાનો પરિપાક થવાથી સ્વાભાવિક

રીતે (જ્ઞાનદર્શનોપયોગ સ્વભાવથી ઉત્પન્ન થતા તે તે પરિણામો વડે) (આયુષ્ય સિવાય) સાતે કર્મની સ્થિતિ પલ્યોપમાસંખ્યેય ભાગ પ્રમાણ ન્યૂન એક કોડાકોડી સાગરોપમ જેટલી થવા પૂર્વક યથાપ્રવૃત્તકરણ-અપૂર્વકરણ-અનિવૃત્તિકરણ દ્વારા જે સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે, તે નિસર્ગ-સમ્યગ્દર્શન કહેવાય છે. આ પ્રમાણે તત્ત્વાર્થસૂત્રના ભાષ્યમાં કહેલું હોવાથી નિસર્ગ-સમ્યગ્દર્શનીએ ભવચક્રમાં પરિભ્રમણ કરતાં કોઈ વખતે સત્ય ધર્મનું શ્રવણ કર્યું હોય તેવું અનુમાન થતું નથી. તત્ત્વાર્થ ભાષ્યનો પાઠ આ પ્રમાણે—

'तद् एतत् सम्यग्दर्शनं द्विविधं भवति, निसर्गसम्यग्दर्शनं, अधिगमसम्यग्दर्शनं च । निसर्गादधिगमाद्वोत्पद्यत इति द्विहेतुकं द्विविधम् । निसर्गः परिणामः स्वभावः अपरोपदेशः इत्यनर्थान्तरम् । ज्ञानदर्शनोपयोगलक्षणो जीव इति वक्ष्यते (२-८) । तस्यानादौ संसारे परिभ्रमतः कर्मत एव कर्मणः स्वकृतस्य वन्धनिकाचनोदयनिर्जरापेक्षं नारकतिर्यग्योनिमनुष्यामरभवग्रहणेषु विविधं पुण्यपापफलमनुभवतो ज्ञानदर्शनोपयोगस्वाभाव्यात् तानि तानि परिणामाध्यवसायस्थानान्तराणि गच्छतोऽनादिमिथ्यादृष्टेरपि सतः परिणामविशेषादपूर्वकरणं तादृग् भवति येनास्यानुपदेशात् सम्यग्दर्शनमुत्पद्यत इत्येतत् निसर्गसम्यग्दर्शनम् ॥

ભાવાર્થ—"એ સમ્યક્ત્વ બે પ્રકારનું છે, નિસર્ગ-સમ્યગ્દર્શન અને અધિગમ-સમ્યગ્દર્શન, નિસર્ગ-અથવા અધિગમ એ બે હેતુથી સમ્યક્ત્વની ઉત્પત્તિ હોવાથી સમ્યક્ત્વ બે પ્રકારનું છે; નિસર્ગ-પરિણામ-સ્વભાવ-અન્યના ઉપદેશનો અભાવ એ સર્વ એક અર્થવાલા છે. 'જ્ઞાનદર્શનોપયોગ લક્ષણ જીવ છે' એ આગળ બીજા અધ્યાયમાં કહેવાશે. એવા તે જીવને અનાદિસંસારમાં પરિભ્રમણ કરતાં કર્મના-બન્ધ-નિકાચના-ઉદય અને નિર્જરાને અનુસારે નારકી તિર્યંચ મનુષ્ય તથા દેવ ભવમાં વિવિધ પુન્ય પાપ ફલને ભોગવતાં જ્ઞાનદર્શનોપયોગસ્વભાવથી અન્ય

અન્ય પરિણામો-અધ્યવસાયોને પ્રાપ્ત કરતાં થકા અનાદિ મિથ્યાદષ્ટિ એવા પણ તેને પરિણામ-અધ્યવસાયવિશેષથી એવા પ્રકારનું અપૂર્વકરણ થાય છે કે જેથી કોઈના ઉપદેશ સિવાય પણ સમ્યગ્ દર્શન ઉત્પન્ન થાય છે, તેને નિસર્ગ સમ્યગ્દર્શન કહેવાય છે."

કલિકાલ સર્વજ્ઞ ભગવાન્ હેમચન્દ્રસૂરીશ્વરજી મહારાજે શ્રી યોગશાસ્ત્ર-સ્વોપજ્ઞ ટીકા-મુદ્રિત પત્ર ૩૯ માં પણ લગભગ તેજ આશય સ્પષ્ટ જણાવેલ છે.

૪૩ પ્ર૦—જીવ સમયે સમયે સાત અથવા ( આયુષ્ય કર્મના બંધ સમયે ) આઠ કર્મનો બંધ કરે તેવો પાઠ જેમ જાણવામાં છે તે પ્રમાણે સમયે સમયે સાત-આઠ કર્મની નિર્જરાનો પાઠ શેમાં છે? અને એક સમયમાં જીવ કેટલા કર્મની નિર્જરા કરે?

૪૩ ઉ૦—દશમા ગુણસ્થાનક સુધી જીવ સમય સમય આઠે કર્મની નિર્જરા કરે, કારણકે દશમગુણઠાણા સુધી આઠે કર્મનો ઉદય હોય છે. અગીયારમા અને બારમા ગુણસ્થાનકે મોહનીય કર્મ સિવાય સાત કર્મનો ઉદય હોવાથી સાતની નિર્જરા છે. તેરમા અને ચૌદમા ગુણસ્થાનકના અન્ત્યસમયપર્યંત ( ચાર ઘાતિ કર્મ સિવાય ) ચાર ભવોપગ્રાહિ ( અઘાતિ ) કર્મનો ઉદય હોવાથી ચાર કર્મની નિર્જરા છે. એટલે કે જે ગુણસ્થાનકે જેટલા કર્મનો ઉદય હોય તે ગુણસ્થાનકે તેટલા કર્મની નિર્જરા પણ હોય. ફક્ત-ઉદય અને નિર્જરામાં વ્યવહારનયની અપેક્ષાએ એક સમયનું અંતર પડે. ઉદય અને નિર્જરા કોને કહેવાય? તે બન્ને માટે શ્રીતત્ત્વાર્થસૂત્રની ટીકામાં આ પ્રમાણે જણાવેલ છે.

'प्रकृत्यादिबन्धरूपेणावस्थितस्य तस्योदयावलिकाप्रविष्टस्य प्रतिक्षणमुदयमादर्शयतो याऽवस्था शुभाऽशुभानुभावलक्षणा स उदयो विपाक इति। उदयानुभावसमनन्तरमेवापेतस्नेहलेशं परिशटत् प्रतिसमयं कर्म निर्जराव्यपदेशमङ्गीकरोतीति ॥'

ભાવાર્થ—'પ્રકૃતિબન્ધ-સ્થિતિબન્ધ-રસબન્ધ-પ્રદેશબન્ધ રૂપે રહેલ તે કર્મનો જ્યારે ઉદયાવલિકામાં પ્રવેશ થાય છે ત્યારે

પ્રતિસમયે ફળને બતાવનારી જે શુભાનુભવ અને અશુભાનુભવ રૂપ કર્મની અવસ્થા તેને ઉદય કહેવાય છે. અને ઉદયદ્વારા શુભાનુભાવ-અશુભાનુભાવરૂપે વિપાક બતાવ્યાબાદ તુર્ત્તજ જેમાંથી રસ દૂરં થયો છે તેવું પ્રતિસમયે આત્મપ્રદેશોથી છુટું પડતું જે કર્મ તેને નિર્જરા કહેવાય છે.' [ तत्त्वार्थ-पुस्तकाकारे मुद्रित पत्र. ३८]. આ ઉપરાંત શ્રી પન્નવણાસૂત્ર-ઇન્દ્રિયપદ, ચતુર્થ કર્મ-ગ્રન્થપત્ર ૧૦૩ માં પણ પૂર્વોક્ત વિષયનું સ્પષ્ટીકરણ કરવામાં આવેલ છે.

વળી જેમ (સ્વાભાવિક) ઉદયથી નિર્જરા થાય છે. તે પ્રમાણે ઉદીરણાથી થતા ઉદયદ્વારા પણ કર્મની. નિર્જરા થાય છે. માટે કેટલા કર્મોની ઉદીરણા કયા ગુણસ્થાનકોમાં હોય તે પણ સંક્ષેપમાં લખાય છે,– ત્રીજા ગુણસ્થાનકને વર્જીને પહેલેથી છ ગુણસ્થાનક સુધી સાત અથવા આઠ કર્મની ઉદીરણા હોય, એટલે કે ભોગવાતું આયુષ્ય જ્યારે એક આવલિકા પ્રમાણ બાકી રહે ત્યારે આયુષ્યકર્મની ઉદીરણા બંધ પડે. અને બાકીના સાતે કર્મની ઉદીરણા ચાલુ હોય. તે સિવાય અર્થાત્ આયુષ્યકર્મ જ્યાંસુધી એક આવલિકાથી વધારે હોય ત્યાંસુધી છઠ્ઠા ગુણઠાણા પર્યંત આઠે કર્મની ઉદીરણા હોય. અપ્રમત્ત (સાતમા) થી સૂક્ષ્મસંપરાય (દશમા) ગુણ સ્થાનક સુધી વેદનીય અને આયુષ્યવિના પાંચ અથવા છ કર્મની ઉદીરણા ચાલે, એટલે કે મોહનીયકર્મ દશમા ગુણસ્થાનકમાં જે અવસરે એક આવલિકા જેટલું બાકી રહે ત્યારે મોહનીય સિવાય પાંચની ઉદીરણા ચાલે, તે પહેલાં છ કર્મની ઉદીરણા હોય. ઉપશાંત મોહ ગુણસ્થાનકે જ્ઞાનાવ૦ દર્શના૦ નામ ગોત્ર અને અંતરાય એ પાંચની ઉદીરણા હોય. બારમા ક્ષીણમોહ ગુણસ્થાનકે છેલ્લી એક આવલિકાપ્રમાણ ગુણસ્થાનકનો કાળ બાકી રહે ત્યાંસુધી પૂર્વોક્ત પાંચની ઉદીરણા અને છેલ્લી આવલિકામાં નામ અને ગોત્ર એ બે કર્મનીજ ઉદીરણા હોય, તે બે કર્મની ઉદીરણા સયોગિગુણસ્થાને પણ હોય અયોગિગુણસ્થાને ઉદીરણા ન હોય કારણ કે યોગનો અભાવ છે. આ માટે પણ કર્મગ્રન્થ ચતુર્થ–પત્ર ૧૦૩ અને શ્રી પન્નવણાજી પદ ૨૩–૨૫–૨૬–૨૭ મું જોવું.

૪૪ પ્ર૦–'અશ્રુત્વા (અસુચ્ચા) કેવલી જે હોય તે ધર્મ સાંભળ્યા વિનાજ કેવલી થાય' એવું જે કહેવાય છે તે કથનમાં આખા ભવચક્રમાં ધર્મશ્રવણનો અભાવ સમજવો કે ફક્ત જે ભવમાં કેવલજ્ઞાન થાય તે ભવમાંજ ધર્મશ્રવણનો અભાવ સમજવો?

૪૪ ઉ૦–તે ભવની અપેક્ષાએ ધર્મશ્રવણનો અભાવ સમજવો, અશ્રુત્વા (અસોચ્ચા) કેવલીનો વિશેષ અધિકાર શ્રી ભગવતીસૂત્ર (છાપેલ) શતક ૯ મું પત્ર ૪૩૦ થી ૪૩૮ સુધીમાં છે ત્યાંથી જોઈ લેવો.

૪૫ પ્ર૦–અશ્રુત્વા કેટલી દેશના આપે?

૪૫ ઉ૦–અશ્રુત્વા કેટલી દેશના આપે તેમાં કોઇ વિરોધ જણાતો નથી. મૂકકેવલી દેશના ન આપે.

૪૬ પ્ર૦–'લજ્જા' કયા કર્મના ઉદયથી હોય?

૪૬ ઉ૦–ચારિત્રમોહનીયના ઉદયથી લજ્જા હોય છે. બાવીશ પરિસહ પૈકી 'યાચના' પરીસહ ચારિત્રમોહનીયના ઉદયથી જણાવેલ છે. અને 'યાચના' પરીસહની વ્યાખ્યા કરતાં સ્પષ્ટ નિરૂપણ કરવામાં આવેલ છે કે,—

'याचनं मार्गणं, भिक्षोहि वस्त्रपात्रान्नपानप्रतिश्रयादि परतो लब्धव्यं निखिलमेव, शालीनतया (लज्जया) च न याञ्चां प्रत्याद्रियते, साधुना तु प्रागल्भ्यभाजा सञ्जाते कार्ये स्वधर्मकायपरिपालनाय याचनमवश्यं कार्यमिति, एवमनुतिष्ठता याञ्चापरीषहजयः कृतो भवति।'

અર્થ સ્પષ્ટ છે. (આ સંબંધમાં વિશેષ શ્રી उत्तराध्ययन. सूत्र २ जुं परीषहाध्ययन જોવું)

૪૭ પ્ર૦–દેવોના શરીરની છાયા પડે કે નહિં?

૪૭ ઉ૦–દેવોના શરીરની પ્રાયઃ છાયા પડતી નથી એમ જાણવામાં છે.

૪૮ પ્ર૦–'ગર્ભગત જીવ વીર્યલબ્ધિ અને વૈક્રિયલબ્ધિથી સંગ્રામ કરી નરકે જાય' એ પ્રમાણે શ્રી ભગવતીસૂત્ર (મુદ્રિત પત્ર ૮૮) મા માં જણાવેલ છે, તો ગર્ભગત જીવને વૈક્રિયલબ્ધિ ક્યારે ઉત્પન્ન થાય? વૈક્રિયલબ્ધિ કેટલા ગુણઠાણામાં ઉત્પન્ન થઈ શકે? અને કેટલા ગુણઠાણાવાળો વૈક્રિયલબ્ધિ ફોરવે? તેમજ વીર્યલબ્ધિ એટલે શું?

૪૮ ઉ૦–ગર્ભગત જીવની વીર્યલબ્ધિ તથા વૈક્રિયલબ્ધિ પૂર્વભવની હોય. અર્થાત્ કોઇ જીવવિશેષ પૂર્વભવની વીર્યલબ્ધિ તથા વૈક્રિયલબ્ધિ સહિત ગર્ભમાં આવે, અને ત્યાં તે વીર્ય-વૈક્રિયલબ્ધિ ફોરવવાપૂર્વક સંગ્રામ કરી નરકે જાય. આ સંબંધમાં શ્રી તંદુલવેયાલિય પયન્ના (મુદ્રિત) ના પત્ર ૧૧ મા માં 'पूर्वभविकवैक्रियलब्ध्या वैक्रियलब्धिं प्राप्तस्सन्' ઇત્યાદિ પાઠ આપેલ છે તે જોઈ લેવો. તે પાઠમાં 'ગર્ભગત જીવને પૂર્વભવની વૈક્રિય લબ્ધિ હોય' તેવો સ્પષ્ટ પાઠ આપવામાં આવેલ છે. 'વીર્યલબ્ધિ' એટલે વીર્યાન્તરાયકર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થયેલ શક્તિવિશેષ સમજવી. વૈક્રિયલબ્ધિનો ઉપયોગ મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકથી છઠ્ઠા પ્રમત્તસંયત ગુણઠાણા સુધી હોઇ શકે છે. મિથ્યાદૃષ્ટિને વૈક્રિયલબ્ધિ હોવા સંબંધમાં શ્રી પન્નવણા સૂત્ર સટીક (મુદ્રિત પત્ર ૩૨૫ માં 'विद्याधरा अन्येऽपि केचिन्मिथ्यादृष्ट्यादयो वैक्रियलब्धिसम्पन्नाः' ઇત્યાદિ સ્પષ્ટ ઉલ્લેખ આપવામાં આવેલ છે.

૪૯ પ્ર૦–તિર્યંચને અવધિજ્ઞાન હોય? અને હોય તો કેટલું હોય?

૪૯ ઉ૦–તિર્યંચને અવધિજ્ઞાન હોઈ શકે, અને તે જઘન્યથી અંગુલના અસંખ્યભાગથી શરૂ કરીને ઉત્કૃષ્ટ અસંખ્યાતા દ્વીપ સમુદ્ર સુધી હોય છે. શ્રી પન્નવણાસૂત્ર ૩૩ મા પદમાં આ સંબંધમાં નીચે મુજબ પાઠ છે—

'पंचिंदियतिरिक्खजोणियाणं भंते! केवइयं खेत्तं ओहिणा जाणंति पासंति? गोयमा! जहन्नेणं अंगुलस्स असंखेज्जतिभागेणं; उक्कोसेणं असंखेज्जे दीवसमुद्दे'॥

( અર્થ–' ભગવન્ ! પંચેન્દ્રિયતિર્યંચો અવધિજ્ઞાનવડે કેટલું ક્ષેત્ર જાણે અને જુએ ? હે ગૌતમ ! જઘન્યથી અંગુલના અસંખ્યભાગ પ્રમાણ અને ઉત્કૃષ્ટથી અસંખ્યાતા દ્વીપ સમુદ્ર પ્રમાણ ક્ષેત્રને પંચેન્દ્રિયતિર્યંચો અવધિજ્ઞાનવડે જાણે જુએ છે. '")

૫૦ પ્ર૦–શ્રી ભગવતીસૂત્ર ( મુદ્રિત પત્ર ૧૦૭ ) માં આપેલ મૂલસૂત્રમાં નરકગતિનો ઉપપાતવિરહ બાર મુહૂર્ત્તનો કહ્યો છે, અને તે સૂત્રની ટીકામાં સાક્ષિરૂપે અપાયેલ ' चउवीसाइ मुहुत्ता ' ઈત્યાદિ ગાથામાં ચોવીશ મુહૂર્ત્તનો ઉપપાતવિરહ કહ્યો, તો તે બંન્નેમાં શી રીતે સમજવું ?

૫૦ ઉ૦–મૂલસૂત્રમાં નરકગતિ આશ્રયી જે બાર મુહૂર્ત્તનો ઉપપાતવિરહ કહ્યો તે સાતે નારકીમાં કોઇ પણ જીવ ઉત્પન્ન ન થાય તો ઉત્કૃષ્ટથી કેટલા કાળ સુધી ન થાય ? એ પ્રશ્નના ઉત્તરમાં સાતે નારકી આશ્રયી બાર મુહૂર્ત્તનો ઉપપાતવિરહ કહ્યો છે. જ્યારે ટીકામાં સાક્ષિભૂત અપાયેલ ગાથામાં ચોવીશ મુહૂર્ત્તાદિ જણાવવામાં આવેલ છે તે પ્રત્યેક નારકીના ઉત્કૃષ્ટ ઉપપાતવિરહ કાલની અપેક્ષાએ જણાવેલ છે. અર્થાત્ પ્રથમનારકીમાં ઉત્કૃષ્ટ ઉપપાતવિરહ ૨૪ મુહૂર્ત્તનો, બીજી નારકીમાં સાત અહોરાત્ર, ત્રીજી નારકીમાં પંદર દિવસ, ચોથી નારકીમાં એક માસ, પાંચમી નારકીમાં બે માસ, છઠ્ઠી નારકીમાં ચાર માસ અને સાતમી નારકીમાં ઉત્કૃષ્ટ ઉપપાતવિરહ કાળ છ માસનો જાણવો. ( આ બાબત શ્રી પન્નવણાસૂત્ર મુદ્રિત પત્ર ૨૦૪ માં જણાવેલ છે ) તેજ પ્રમાણે દેવભવની ભુવનપતિપ્રમુખ ચારે નિકાયની અપેક્ષાએ ઉત્કૃષ્ટ ઉપપાતવિરહ કાળ બાર મુહૂર્ત્તનો જાણવો. અને ભુવનપતિ–વ્યંતર જ્યોતિષી–સૌધર્મ તથા ઈશાન દેવલોકમાં ઉત્કૃષ્ટ ઉપપાતવિરહકાળ ૨૪ મુહૂર્ત્તનો સમજવો. એ પ્રમાણે આગળ આગળના દેવલોક માટે પણ સૂત્ર–ગ્રન્થમાં જણાવ્યા પ્રમાણે ઉત્કૃષ્ટ ઉપપાતવિરહકાળ જાણી લેવો.

૫૧ પ્ર–શ્રી તીર્થંકરોના સમવસરણ પ્રસંગે મેઘકુમારદેવો યોજન પ્રમાણભૂમિમાં જલ છંટકાવ કરે છે તે કઈ નિકાયના છે? અને કમઠ કરીને જે મેઘમાલી થયો છે તે મેઘકુમાર નિકાયનો છે કે બીજી નિકાયનો ?

ઉ૦—મેઘકુમારદેવો ભુવનપતિના અસુરકુમારાદિ જે દશ ભેદો છે તે પૈકી દશમો ભેદ જે સ્તનિતકુમાર છે તેમાંના છે. શ્રી બૃહત્-સંગ્રહણી પત્ર ૧૩ ગાથા ૧૭ મી માં આ વિષય જણાવેલ છે. મેઘમાલી પણ પ્રાયઃ મેઘકુમારનિકાયાન્તર્ગત દેવ છે.

૫૪ પ્ર૦—'બેહજાર ક્રોડ મુનિઓ ઉત્કૃષ્ટકાળે હોય' તેવો ઉલ્લેખ શેમાં છે?

૫૪ ઉ૦—'જગચિંતામણિ' ચૈત્યવંદનમાં 'समणहकोडिसहस दुअ' ઈત્યાદિ પાઠ જોઈ લેવો.

૫૫ પ્ર૦—પ્રતિક્રમણાદિ ક્રિયામાં સાધુ અશુદ્ધ ઉચ્ચારવાળું સૂત્ર બોલે અને શ્રાવક શુદ્ધ ઉચ્ચારવાળું સૂત્ર બોલે તોપણ સાધુના મુખથી સાંભળીને પ્રતિક્રમણ કરવું! તેવો ઉલ્લેખ કયા ગ્રન્થમાં છે?

૫૫ ઉ૦—શક્ય હોય ત્યાં સુધી ગુરૂ-સાધુની સાક્ષિએજ પ્રતિક્રમણ કરવા સંબંધી પાઠ શ્રી યોગશાસ્ત્રના ત્રીજા પ્રકાશના ૧૩૦ મા શ્લોકની ટીકામાં આ પ્રમાણે છે,—

'पंचविहायारविसुद्धिहेउमिह साहू सावगो वावि ॥
पडिक्कमणं सह गुरुणा गुरुविरहे कुणइ इक्को वि ॥१॥'

અર્થ;—"સાધુ અથવા શ્રાવક પાંચે પ્રકારના આચારની વિશુદ્ધિમાં કારણભૂત એવું પ્રતિક્રમણ ગુરૂની સાથેજ કરે, (ગુરૂમહારાજના અભાવે એકલો પણ કરે.) આ ગાથાના ફરમાન પ્રમાણે સાધુ અથવા શ્રાવક ગુરૂમહારાજની સાથેજ પડિક્કમણું કરે. વલી ગૃહસ્થ શ્રાવકની અપેક્ષાએ સાધુનું ગુણસ્થાનક ચઢીયાતું હોઇ સાધુનું વિશુદ્ધિસ્થાન અધિક છે. એ કારણથી સાધુના ઉચ્ચારમાં તો અશુદ્ધિ ન હોય, કદાચ ક્ષયોપશમની ન્યૂનતાથી કાંઈક અશુદ્ધિ હોય તોપણ વિશુદ્ધિની અધિકતા એ અધિક લાભનું કારણ હોઈ સાધુ અશુદ્ધ ઉચ્ચારવાળું સૂત્ર બોલે છતાં તેમની સાથે પ્રતિક્રમણ કરવું એ વિશેષ ઉચિત સમજાય છે. બીજું શ્રી પંચાશકજીના ત્રીજા પંચાશકમાં રૂપું અને છાપ એ સંબંધમાં (રૂપું શુદ્ધ મહોરછાપ શુદ્ધ ૧, રૂપું શુદ્ધ મહોરછાપ અશુદ્ધ ૨,

રૂપ અશુદ્ધ મહોરછાપ શુદ્ધ–૩, અને રૂપુ અશુદ્ધ તેમજ મહોરછાપ અશુદ્ધ–૪, એ પ્રમાણે ) ચઉભંગી આપવામાં આવેલ છે. આ ચઉભંગીમાં ભાવશુદ્ધિ રૂપાને સ્થાનકે છે અને ઉચ્ચાર શુદ્ધિ મહોરછાપના સ્થાને છે. એ કારણે સાધુ એ રૂપાને સ્થાનકે હોઇ ભાવની વિશુદ્ધિ વિશેષ હોવાથી મહોરછાપને સ્થાને ઉચ્ચારશુદ્ધિ કદાચ યત્‌કિંચિત્ સ્ખલનાવાળી હોય તો પણ ભાવશુદ્ધિની વિશિષ્ટતાને અંગે તેની પાસે પ્રતિક્રમણાદિ ક્રિયા કરવી વિશેષ યોગ્ય સમજાય છે. પરંતુ ઉચ્ચાર માત્ર શુદ્ધ હોય અને ભાવશુદ્ધિ ન હોય તો તેવા સિક્કા ( મહોરછાપ ) માત્રની શુદ્ધિથી અને રૂપાની અશુદ્ધિથી તે ભાંગો વર્જ્ય છે. શ્રી પંચાશકજી ત્રીજું પંચાશક ગાથા ૪૦ પત્ર ૬૭ મું આ પ્રમાણે—

'भावविहूणा वण्णाइएहिं सुद्धा वि कूडरूवसमा ।
उभयविहूणा णेया मुद्दप्पाया अणिट्ठफला ' ॥१॥

યદ્યપિ શ્રાવક સર્વથા ભાવરહિત ન કહેવાય તોપણ સાધુની અપેક્ષાએ ભાવની ન્યૂનતાવાલા અવશ્ય ગણાય. એ કારણથી ગુરૂના વિરહમાં ગુરૂવિના પ્રતિક્રમણ કરે, પરંતુ ગુરૂના સદ્‌ભાવમાં તો ગુરૂ સાક્ષિએજ કરે. અને શ્રાવક ગુરૂના મુખથી પ્રતિક્રમણ સાંભળે એ યોગ્ય લાગે છે.

૫૬ પ્ર૦—શ્રી પ્રસન્નચન્દ્રરાજર્ષિનો અધિકાર વિસ્તારથી કયા ગ્રન્થમાં છે?

૫૬ ઉ૦–શ્રી પ્રસન્નચન્દ્રરાજર્ષિનો અધિકાર વિસ્તારથી કલિકાલ સર્વજ્ઞ શ્રીમાન્ હેમચન્દ્રસૂરિકૃત શ્રી પરિશિષ્ટ પર્વના પ્રથમ સર્ગમાં છે.

૫૭ પ્ર૦–દેવકુરૂ આદિના યુગલિક તિર્યંચો યુગલિક મનુષ્યોની માફક જોડાયેલજ ઉત્પન્ન થાય કે અન્યરીતે થાય? તે યુગલિકતિર્યંચોની ખાવા પીવાની સર્વ ઇચ્છાઓ કલ્પવૃક્ષોથી પૂર્ણ થાય કે જુદી રીતે થાય? અને તે યુગલિકતિર્યંચો આયુષ્ય પૂર્ણ કરીને દેવલોકમાંજ જાય કે અન્યત્રપણ જાય?

૫૭ ઉ૦–દેવકુરૂ વિગેરે ક્ષેત્રોના યુગલિક તિર્યંચો યુગલિક

મનુષ્યોની માફક જોડલેજ ઉત્પન્ન થાય. તેઓની સર્વ ઇચ્છાઓ કલ્પવૃક્ષથી પૂર્ણ થાય અને આયુષ્ય પૂર્ણ થયે પોતાના આયુષ્યની અપેક્ષાએ ન્યૂન આયુષ્યની સ્થિતિવાળા દેવભવમાં ઉત્પન્ન થાય.

૫૮ પ્ર૦–સમવસરણના પ્રથમ ગઢના અંતરમાં બારપર્ષદા બેસે, બીજા ગઢના અંતરમાં તિર્યંચો બેસે. અને ત્રીજાગઢના અંતરમાં દેવો વિગેરેના વાહનો રહે. આ પ્રમાણે સામાન્યતઃ કહેવામાં આવે છે. અહિં એ વિચાર કરવાનો છે કે દેવોના વાહનો સિંહ હાથી અશ્વ વિગેરે ત્રીજા ગઢના અંતરમાં રહે કે કેવળ વિમાનોજ ત્રીજાગઢના આંતરામાં રહે? સિંહ હાથી અશ્વ વિગેરે રૂપે રહેલા વાહનો તે રૂપેજ ત્યાં રહે કે અન્ય રૂપે રહે? તેઓ દેવલોકમાં ઉત્પન્ન થાય ત્યારે સિંહાદિરૂપે ઉત્પન્ન થાય કે અન્ય ( દેવ ) રૂપે ઉત્પન્ન થાય? અને સમોસરણમાં કયા સ્થાને બેસે?

૫૮ ઉ૦–દેવોના વિમાનોને ઉપાડનારા સિંહ–હાથી–અશ્વ વિગેરે જે રૂપો છે, તે આભિયોગિક દેવોએ આભિયોગિકનામકર્મને અંગે વિકુર્વેલા સિંહ વિગેરેના રૂપો છે. વસ્તુતઃ તે બધા દેવોજ હોય છે, અને સમોસરણના દ્વારની પાસે પહેરદારની માફક ઉભા રહે છે. દેવલોકમાં જ્યારે ઉત્પન્ન થાય છે ત્યારે દેવ રૂપેજ ઉત્પન્ન થાય છે. આ આભિયોગિક દેવો સિંહ વિગેરે રૂપે વાહનમાં ઉપયોગી થાય છે તે સંબંધી વિષય શ્રી બૃહત્સંગ્રહણી (ચંદ્રીયા) ની ગાથા ૪૪–૪૫ ની ટીકામાં વર્ણવવામાં આવેલ છે, તે આ પ્રમાણે—

' तथाविधजगत्स्वाभाव्यान्निरालम्बनान्यपि चन्द्रादिविमानानि स्वयमेव वहनशीलानि सन्ति, केवलमाभियोगिकसुरास्तथा विधाऽऽभियोग्यनामकर्म्मोदयात् समानजातीयानां वा अन्येषां निजस्फातिप्रकटनेनाऽत्यन्तप्रमोदाच्च सततवहनशीलान्यपि विमानान्यधःस्थित्वा सिंहादिरूपधारिणो वहन्ति ' इत्यादि ।

[ અર્થ;—તથા પ્રકારના જગત્સ્વભાવવડેજ નિરાલંબન એવા પણ ચન્દ્ર વિગેરેના વિમાનો પોતાની મેળેજ ગમન કરનારા હોય છે, ફક્ત આભિયોગિક દેવો તથાવિધ આભિયોગિકનામ-

રૂપુ અશુદ્ધ મહોરછાપ શુદ્ધ-૩, અને રૂપુ અશુદ્ધ તેમજ મહોરછાપ અશુદ્ધ-૪, એ પ્રમાણે ) ચઉભંગી આપવામાં આવેલ છે. આ ચઉભંગીમાં ભાવશુદ્ધિ રૂપાને સ્થાનકે છે અને ઉચ્ચાર શુદ્ધિ મહોરછાપના સ્થાને છે. એ કારણે સાધુ એ રૂપાને સ્થાનકે હોઇ ભાવની વિશુદ્ધિ વિશેષ હોવાથી મહોરછાપને સ્થાને ઉચ્ચારશુદ્ધિ કદાચ યત્કિંચિત્ સ્ખલનાવાળી હોય તો પણ ભાવશુદ્ધિની વિશિષ્ટતાને અંગે તેની પાસે પ્રતિક્રમણાદિ ક્રિયા કરવી વિશેષ યોગ્ય સમજાય છે. પરંતુ ઉચ્ચાર માત્ર શુદ્ધ હોય અને ભાવશુદ્ધિ ન હોય તો તેવા સિક્કા ( મહોરછાપ ) માત્રની શુદ્ધિથી અને રૂપાની અશુદ્ધિથી તે ભાંગો વર્જ્ય છે. શ્રી પંચાશકજી ત્રીજું પંચાશક ગાથા ૪૦ પત્ર ૬૭ મું આ પ્રમાણે—

'भावविहूणा वण्णाइएहिं सुद्धा वि कूडरूवसमा ।
उभयविहूणा णेया मुद्दप्पाया अणिट्ठफला ' ॥१॥

યદ્યપિ શ્રાવક સર્વથા ભાવરહિત ન કહેવાય તોપણ સાધુની અપેક્ષાએ ભાવની ન્યૂનતાવાલા અવશ્ય ગણાય. એ કારણથી ગુરૂના વિરહમાં ગુરૂવિના પ્રતિક્રમણ કરે, પરંતુ ગુરૂના સદ્ભાવમાં તો ગુરૂ સાક્ષિએજ કરે. અને શ્રાવક ગુરૂના મુખથી પ્રતિક્રમણ સાંભળે એ યોગ્ય લાગે છે.

૫૬ પ્ર૦—શ્રી પ્રસન્નચન્દ્રરાજર્ષિનો અધિકાર વિસ્તારથી કયા ગ્રન્થમાં છે?

૫૬ ઉ૦–શ્રી પ્રસન્નચન્દ્રરાજર્ષિનો અધિકાર વિસ્તારથી કલિકાલ સર્વજ્ઞ શ્રીમાન્ હેમચન્દ્રસૂરિકૃત શ્રી પરિશિષ્ટ પર્વના પ્રથમ સર્ગમાં છે.

૫૭ પ્ર૦–દેવકુરૂ આદિના યુગલિક તિર્યંચો યુગલિક મનુષ્યોની માફક જોડાયેલજ ઉત્પન્ન થાય કે અન્યરીતે થાય? તે યુગલિકતિર્યંચોની ખાવા પીવાની સર્વ ઇચ્છાઓ કલ્પવૃક્ષોથી પૂર્ણ થાય કે જુદી રીતે થાય? અને તે યુગલિકતિર્યંચો આયુષ્ય પૂર્ણ કરીને દેવલોકમાંજ જાય કે અન્યત્રપણ જાય?

૫૭ ઉ૦–દેવકુરૂ વિગેરે ક્ષેત્રોના યુગલિક તિર્યંચો યુગલિક

આ શ્લોકમાં 'સુવર્ણમુદ્રિકાદિ' લખેલ છે તો આદિ પદથી જનોઈ વિગેરેનો પણ સંભવ લેવો હોય તો લઇ શકાય છે.

૬૨ પ્ર૦–મરીચિનો શિષ્ય જે કપિલ તેજ સાંખ્યદર્શનનો ઉત્પાદક છે કે બીજો કોઈ?

૬૨ ઉ૦–મરીચિનો શિષ્ય જે કપિલ તેજ સાંખ્યદર્શનનો ઉત્પાદક છે. ત્રિષષ્ટિશલાકા ચરિત્રના કપિલ સંબંધી ચાલુ અધિકારમાં આ વિષય છે.

૬૩ પ્ર૦–'મરીચિનો શિષ્ય જે કપિલ, તેનો જીવ ગૌતમસ્વામી થયા' એવો ઉલ્લેખ કોઇ ગ્રન્થમાં છે?

૬૩ ઉ૦–'મરીચિના શિષ્ય કપિલનો જીવ ગૌતમસ્વામી થયા' તેવો પ્રઘોષ છે. ગ્રન્થની સાક્ષિ જાણવામાં નથી.

૬૪ પ્ર૦–ત્રિપૃષ્ઠવાસુદેવના સારથિનો જીવ ગૌતમસ્વામી થયેલ છે એવો ઉલ્લેખ કયા ગ્રન્થમાં છે?

૬૪ ઉ૦–ત્રિપૃષ્ઠવાસુદેવના સારથિનો જીવ ગૌતમસ્વામી થયેલ છે. આ સંબંધમાં શ્રી ત્રિષષ્ટિશલાકાપુરૂષ ચરિત્રના દશમા પર્વના ૧૫૨ માં શ્લોકમાં આ પ્રમાણે જણાવેલ છે—

'गणभृद्गौतमजीवोऽन्त्यार्हज्जीवस्य शार्ङ्गिणः ।
तदानीं सारथिः सिंहं तं स्फुरन्तमदोऽवदत् ॥ १ ॥'

૬૫ પ્ર૦–'હરિણૈગમેષી દેવનો જીવ દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણ થયા છે' તે સંબંધી કોઈ ગ્રન્થનું પ્રમાણ છે?

૬૫ ઉ૦–'હરિણૈગમેષી દેવનો જીવ દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણ થયાછે' થયાછે' તે સંબંધમાં આત્મપ્રબોધના પ્રથમ પ્રકાશમાં પ્રવચના આઠ પ્રભાવકના સ્વરૂપમાં 'પહેલા પ્રભાવક શ્રી દેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણ થયા છે' તેવો ઉલ્લેખ કરવામાં આવેલ છે.

૬૬ પ્ર૦–મૂકારાજધાનીમાં શ્રી મહાવીરપ્રભુનો જીવ ચક્રી થયો ત્યારે મનુષ્યગતિથી ઉત્પન્ન થયેલ છે એમ શ્રી કલ્પસુબોધિકામાં આપેલા 'श्री वीरो द्वाविंशे भवे राजा त्रयोविंशे भवे चक्री' વાક્યથી સમજાય છે. તો મનુષ્યમાંથી અનન્તરપણે ચક્રવર્તી થઈ

કર્મના ઉદયથી પોતાના સરખા અથવા પોતાનાથી ઉતરતા દેવોને 'અમો આવા ઉત્તમ દેવોના સેવકો છીએ' એ પ્રમાણે જણાવવા માટે અતિશય હર્ષપૂર્વક સતત ગતિ કરી રહેલા એવા વિમાનોની નીચે રહેવાપૂર્વક સિંહ વિગેરે રૂપોને ધારણ કરીને તે તે વિમાનોનું વહન કરે છે. ]

૫૯ પ્ર૦–બાદર પૃથ્વીકાય વિગેરે પાંચ બાદરસ્થાવરો પૈકી ચૌદરાજલોકમાં સર્વત્ર કેટલા સ્થાવરો હોય અને તીર્ચ્છાલોકમાં કેટલા સ્થાવરો હોય?

૫૯ ઉ૦–પૃથ્વીકાયિકાદિ પાંચે સ્થાવરોના સ્થાનો માટે પુછયું તો તીર્ચ્છાલોકમાં બાદરપૃથ્વી બાદરઅપ્કાય બાદરતેઉકાય બાદર વાયુકાય અને બાદર વનસ્પતિકાય પાંચે હોય છે. અને બાદરતેઉકાય સિવાય બાકીના ચારે બાદરસ્થાવરો ઉર્ધ્વલોક અધોલોક વિગેરે સ્થાને લગભગ સર્વત્ર હોય છે. આ સ્વસ્થાનની અપેક્ષાએ સમજવું. ઉપપાતની અપેક્ષાએ તો જુદી જુદી રીતે યાવત્ સર્વલોક પણ કહેલ છે. આ વિષય સંબંધી પન્નવણાજીના બીજા સ્થાનપદમાં સંપૂર્ણ અધિકાર આપવામાં આવેલ છે. ત્યાંથી વિશેષ જોઇ લેવું

૬૦ પ્ર૦–નાસિકાદ્વારા કોઇ પેય પદાર્થ દવાના કારણે રાત્રિમાં લઈ શકાય?

૬૦ ઉ૦–નાસિકાદ્વારા કોઇપેયપદાર્થ દવાના કારણે રાત્રે લેવો ઉચિત નથી. કારણકે નાસિકા અને ગળાનું દ્વાર આગળ જતાં એક થતું અનુભવાય છે.

૬૧ પ્ર૦–મરિચી સોનાની જનોઇ રાખતા હતા તેવો અધિકાર કયા ગ્રન્થમાં છે?

૬૧ ઉ૦–મરીચિ સંબંધી સોનાની મુદ્રિકા વિગેરે રાખવાનો અધિકાર ત્રિષષ્ટિ શલાકા પુરુષચરિત્ર પર્વ ૧ લાના છઠ્ઠા સર્ગમાં શ્લોક ૧૮ મામાં છે. તે આ પ્રમાણે—

'एते ह्यकिञ्चना मेऽस्तु, स्वर्णमुद्रादि किञ्चन।
एतेऽनुपानहोऽहं तु परिधास्याम्युपानहौ ॥ १ ॥

वीरचरित्राद्यनुसारेण सिंहभवानन्तरं नारकभवादुद्धृत्य तिर्यङ्मनुष्यादिभवेषु भ्रान्त्वा चक्री जातः, राजभवस्तु स्तोत्रेष्वेव दृश्यते, नान्यत्र, तेनादिशब्दग्रहणात्सुरादिभवोऽपि सम्भाव्यते ॥". અર્થ સુગમ છે. વળી ત્રિષષ્ટિના દશમા પર્વના પ્રથમ સર્ગનો ૧૮૩ શ્લોક આ પ્રમાણે છે.

'सोऽथ तिर्यङ्मनुष्यादिभवान् बभ्राम भूरिशः ।
लब्ध्वा च मानुषं जन्म शुभं कर्मैकदाऽर्जयत् ॥ १ ॥'

તે શ્લોકનો અર્થ વિચારતાં લગભગ ઉપર જણાવેલો અર્થજ જણાઈ આવે છે. તત્ત્વકેવલીગમ્ય.

૬૭ પ્ર૦-સાધુઓ નાસિકાદ્વારા રાત્રે કોઈ વસ્તુનો ઉપયોગ કરે તો રાત્રિભોજનનો દોષ લાગે કે કેમ? અને ગુદાદ્વારા કોઇ વસ્તુ લેવામાં આવે તો તે લોમાહાર ગણાય ખરો?

૬૭ ઉ૦-નાસિકાદ્વારા રાત્રે કોઈ વસ્તુનો ઉપયોગ કરે તો રાત્રિભોજનનો દોષ લાગવા સંભવ છે. કારણકે નાસિકાનું વિવર અને ગળાનું વિવર એ બન્ને એક છે. પચ્ચક્ખાણ મુખ અર્થાત્ ગલાના વિવર માટેનું હોય છે. લોમાહાર શબ્દનો અર્થ વિચારાશે તો સહેજે સમજાશે કે ગુદાદ્વારા ગ્રહણ કરાતી વસ્તુ લોમાહારમાં ગણવી ઉચિત નથી.

૬૮ પ્ર૦-ઈન્દ્રો નિશ્ચયથી સમ્યગ્દર્શની (સમકિતવંત) હોય, તો સૂર્યચન્દ્રો પણ ચોસઠ ઈન્દ્રો પૈકી ઈન્દ્રોની ગણતરીમાં છે. અને તેથી તે પણ સમકિતવંત હોય, પરન્તુ સૂર્યચન્દ્ર અસંખ્યાતા છે તે બધાય સમકિતવંત હોય કે અઢીદ્વીપમાં વર્ત્તતા સૂર્યચન્દ્રજ સમકિતવંત હોય?

૬૮ ઉ૦-ઇન્દ્રો નિશ્ચયથી સમકિતવંતજ હોય, તે ઈન્દ્રો પૈકી ચન્દ્રસૂર્યનો પણ સમાવેશ સમજી લેવો. અઢીદ્વીપના ચન્દ્રસૂર્યો સમકિતવંત હોય તેવું ન સમજવું પણ સર્વ અસંખ્યદ્વીપસમુદ્રવર્ત્તી ચન્દ્રસૂર્યો સમકિતવંત હોય તે ઉપરાંત પ્રત્યેક વિમાનના અધિપતિ પણ સમકિતવંત હોય એ પ્રમાણે સેનપ્રશ્નમાં છે, તે નીચે મુજબ—

શકે ખરા? અને થાય તો ચક્રીની માતા ચક્રવર્તી વૈમાનિકમાંથી ચવી ગર્ભમાં આવે તો ચૌદ સ્વપ્ન પૈકી બારમા સ્વપ્નમાં વિમાન દેખે અને નરકમાંથી ચ્યવી ગર્ભમાં આવે તો ભુવન દેખે એ પ્રમાણે જે કહેવાય છે તે પ્રસંગે મનુષ્યમાંથી અનન્તર ચક્રીપણે ઉત્પન્ન થાય તો ચક્રીની માતા બારમા સ્વપ્નમાં વિમાન દેખે કે ભુવન?

૬૬ ઉ૦-ચક્રવર્ત્તીઓ મનુષ્યમાંથી નીકળી અનન્તર ભવમાં ચક્રવર્તી થતાજ નથી. કારણકે શ્રીબૃહત્સંગ્રહણીમાં સ્પષ્ટ જણાવેલ છે કે દેવ અથવા નારકીમાંથી ચ્યવીનેજ ચક્રવર્તીઓ થયા છે. જે આ પ્રમાણે—

'सुरनेरइएहिं चिय हवंति हरि–अरिह–चक्कि–बलदेवा ।
चउविह सुरचक्किबला वेमाणिय हुंति हरिअरहा ॥ १ ॥'

(ગાથાર્થ—વાસુદેવ-અરિહંત-ચક્રવર્તી અને બલદેવો દેવ અને નારકીમાંથીજ ઉત્પન્ન થાય છે, પરંતુ તિર્યંચ મનુષ્યોમાંથી અનંતરપણે ઉત્પન્ન થતા નથી. ચક્રવર્તી અને બલદેવો ચારે પ્રકારના દેવોમાંથી ચ્યવીને ચક્રવર્ત્તીપણે અને બલદેવપણે ઉત્પન્ન થઇ શકે છે. અને અરિહંત તથા વાસુદેવો વૈમાનિકમાંથી નીકલ્યા થકાજ અરિહંત તથા વાસુદેવ થઈ શકે છે) આ ગાથાના પ્રમાણથી મનુષ્યમાંથી ચક્રી થઈ શકે નહિં. પરંતુ કલ્પસુબોધિકાનું ઉપર જણાવેલ જે વાકય છે તેનો અર્થ શી રીતે કરવો? એ પ્રશ્નના સમાધાનમાં સમજવું જોઇએ કે શ્રી આવશ્યકવૃત્તિમાં અપાયેલ શ્રી વીરચરિત્રમાં सिंहभवानन्तरं नारकभवादुध्धृत्य तिर्यङ्मनुष्यादिभवेषु चक्री जातः, એ પ્રમાણે શબ્દો છે તેમાં 'तिर्यङ्मनुष्यादिभवेषु' એ પદમાં જે "આદિ" પદ છે. તે પદથી દેવનો ભવ પણ ગણી લેવો એમ સમજી શકાય છે. અને એ પ્રમાણે કરતાં સંગ્રહણીમાં આપેલ ગાથાના અર્થને પણ બાધ થતો નથી. આ સંબંધમાં શ્રી સેનપ્રશ્નમાં નીચે મુજબ પ્રશ્નોત્તર છે—

"श्री वीरो द्वाविंशे भवे राजा त्रयोविंशे भवे चक्री, चक्रिणो देवनारकागता भवन्त्यन्यतो वेति? प्रश्नः, अत्रोत्तरम्– आवश्यक-

वीरचरित्राद्यनुसारेण सिंहभवानन्तरं नारकभवादुद्धृत्य तिर्यङ्-मनुष्यादिभवेषु भ्रान्त्वा चक्री जातः, राजभवस्तु स्तोत्रेष्वेव दृश्यते, नान्यत्र, तेनादिशब्दग्रहणात्सुरादिभवोऽपि सम्भाव्यते ॥"
અર્થ સુગમ છે. વળી ત્રિષષ્ટિના દશમા પર્વના પ્રથમ સર્ગનો ૧૮૩ શ્લોક આ પ્રમાણે છે.

'सोऽथ तिर्यङ्मनुष्यादिभवान् बभ्राम भूरिशः ।
लब्ध्वा च मानुषं जन्म शुभं कर्मैकदाऽर्जयत् ॥ १ ॥'

તે શ્લોકનો અર્થ વિચારતાં લગભગ ઉપર જણાવેલો અર્થજ જણાઈ આવે છે. તત્ત્વકેવલીગમ્ય.

૬૭ પ્ર૦-સાધુઓ નાસિકાદ્વારા રાત્રે કોઈ વસ્તુનો ઉપયોગ કરે તો રાત્રિભોજનનો દોષ લાગે કે કેમ? અને ગુદાદ્વારા કોઇ વસ્તુ લેવામાં આવે તો તે લોમાહાર ગણાય ખરો?

૬૭ ઉ૦-નાસિકાદ્વારા રાત્રે કોઈ વસ્તુનો ઉપયોગ કરે તો રાત્રિભોજનનો દોષ લાગવા સંભવ છે. કારણકે નાસિકાનું વિવર અને ગળાનું વિવર એ બન્ને એક છે. પચ્ચખ્ખાણ મુખ અર્થાત્ ગલાના વિવર માટેનું હોય છે. લોમાહાર શબ્દનો અર્થ વિચારાશે તો સહેજે સમજાશે કે ગુદાદ્વારા ગ્રહણ કરાતી વસ્તુ લોમાહારમાં ગણવી ઉચિત નથી.

૬૮ પ્ર૦-ઈન્દ્રો નિશ્ચયથી સમ્યગ્દર્શની (સમકિતવંત) હોય, તો સૂર્યચન્દ્રો પણ ચોસઠ ઈન્દ્રો પૈકી ઇન્દ્રોની ગણતરીમાં છે. અને તેથી તે પણ સમકિતવંત હોય, પરન્તુ સૂર્યચન્દ્ર અસંખ્યાતા છે તે બધાય સમકિતવંત હોય કે અઢીદ્વીપમાં વર્ત્તતા સૂર્યચન્દ્રજ સમકિતવંત હોય?

૬૮ ઉ૦-ઇન્દ્રો નિશ્ચયથી સમકિતવંતજ હોય, તે ઈન્દ્રો પૈકી ચન્દ્રસૂર્યનો પણ સમાવેશ સમજી લેવો. અઢીદ્વીપના ચન્દ્રસૂર્યો સમકિતવંત હોય તેવું ન સમજવું પણ સર્વ અસંખ્યદ્વીપસમુદ્ર-વર્ત્તી ચન્દ્રસૂર્યો સમકિતવંત હોય તે ઉપરાંત પ્રત્યેક વિમાનના અધિપતિ પણ સમકિતવંત હોય એ પ્રમાણે સેનપ્રશ્નમાં છે, તે નીચે મુજબ—

શકે ખરા? અને થાય તો ચક્રીની માતા ચક્રવર્તી વૈમાનિકમાંથી ચવી ગર્ભમાં આવે તો ચૌદ સ્વપ્ન પૈકી બારમા સ્વપ્નમાં વિમાન દેખે અને નરકમાંથી ચ્યવી ગર્ભમાં આવે તો ભુવન દેખે એ પ્રમાણે જે કહેવાય છે તે પ્રસંગે મનુષ્યમાંથી અનન્તર ચક્રીપણે ઉત્પન્ન થાય તો ચક્રીની માતા બારમા સ્વપ્નમાં વિમાન દેખે કે ભુવન?

૬૬ ઉ૦-ચક્રવર્ત્તીઓ મનુષ્યમાંથી નીકળી અનન્તર ભવમાં ચક્રવર્ત્તી થતાજ નથી. કારણકે શ્રીબૃહત્સંગ્રહણીમાં સ્પષ્ટ જણાવેલ છે કે દેવ અથવા નારકીમાંથી ચ્યવીનેજ ચક્રવર્તીઓ થયા છે. જે આ પ્રમાણે—

'सुरनेरइएहिं चिय हवंति हरि–अरिह–चक्कि–वलदेवा ।
चउविह सुरचक्किबला वेमाणिय हुंति हरिअरहा ॥ १ ॥'

(ગાથાર્થ—વાસુદેવ-અરિહંત-ચક્રવર્તી અને બલદેવો દેવ અને નારકીમાંથીજ ઉત્પન્ન થાય છે, પરંતુ તિર્યંચ મનુષ્યોમાંથી અનંતરપણે ઉત્પન્ન થતા નથી. ચક્રવર્તી અને બલદેવો ચારે પ્રકારના દેવોમાંથી ચ્યવીને ચક્રવર્ત્તીપણે અને બલદેવપણે ઉત્પન્ન થઇ શકે છે. અને અરિહંત તથા વાસુદેવો વૈમાનિકમાંથી નીકલ્યા થકાજ અરિહંત તથા વાસુદેવ થઈ શકે છે) આ ગાથાના પ્રમાણથી મનુષ્યમાંથી ચક્રી થઈ શકે નહિં. પરંતુ કલ્પસુબોધિકાનું ઉપર જણાવેલ જે વાકય છે તેનો અર્થ શી રીતે કરવો? એ પ્રશ્નના સમાધાનમાં સમજવું જોઇએ કે શ્રી આવશ્યકવૃત્તિમાં અપાયેલ શ્રી વીરચરિત્રમાં सिंहभवानन्तरं नारकभवादुध्धृत्य तिर्यङ्मनुष्यादिभवेषु चक्री जातः, એ પ્રમાણે શબ્દો છે તેમાં 'तिर्यङ्मनुष्यादिभवेषु' એ પદમાં જે "આદિ" પદ છે. તે પદથી દેવનો ભવ પણ ગણી લેવો એમ સમજી શકાય છે. અને એ પ્રમાણે કરતાં સંગ્રહણીમાં આપેલ ગાથાના અર્થને પણ બાધ થતો નથી. આ સંબંધમાં શ્રી સેનપ્રશ્નમાં નીચે મુજબ પ્રશ્નોત્તર છે—

"श्री वीरो द्वाविंशे भवे राजा त्रयोविंशे भवे चक्री, चक्रि-
देवनारकागता भवन्त्यन्यतो वेति? प्रश्नः, अत्रोत्तरम्—आ

૭૨ પ્ર૦—શ્રી તીર્થંકર ભગવંતો ગૃહસ્થપણામાં સમ્યક્ત્વ કિંવા દેશવિરતિ ઉચ્ચરે ( સ્વીકારે )? પ્રભુપ્રતિમાની પૂજા કરે? તેમજ સાધુ મુનિરાજને વન્દના કરે ખરા?

૭૨ ઉ૦—શ્રી તીર્થંકર ભગવંતો ગર્ભાવાસમાં આવે ત્યારથીજ સમ્યક્ત્વ તથા ત્રણ જ્ઞાન સહિત હોય છે, જેથી સમ્યક્ત્વ સ્વીકારવાની તેમને જરૂર જણાતી નથી તેમજ તીર્થંકરો સ્વયંબુદ્ધ હોઈ સર્વવિરતિપણ જેઓને સ્વયં ઉચ્ચરવાની છે માટે તેમને દેશવિરતિ ગુર્વાદિક પાસે ઉચ્ચરવાની ( સ્વીકારવાની ) ન હોય, પરંતુ ગૃહસ્થપણામાં યોગ્ય અવસ્થાએ તેઓ ભાવથી દેશવિરતિવંત હોય તેમાં કોઈ વિરોધ આવવાનો સંભવ નથી. તીર્થંકરો પ્રભુ પ્રતિમાનું પૂજન કરે છે, પ્રાય: તે સંબંધમાં શ્રીશત્રુંજય માહાત્મ્યમાં અજિતનાથ પ્રભુએ ગૃહસ્થપણામાં પ્રભુ પ્રતિમાનું પૂજન કર્યાં સંબંધી ઉલ્લેખ છે. તેમજ ગૃહસ્થપણામાં તીર્થંકરો સાધુ-મુનિરાજને વન્દન કરે તે બાબતમાં નિષેધ જાણ્યો નથી. શ્રી સેનપ્રશ્ન પત્ર ૮૨ મામાં તે સંબંધી આ પ્રમાણે પાઠ છે—

'जिना गृहस्थावस्थायां केवलिनं साधुंवा प्रणमन्ति, न वा? इति प्रश्नः, अत्रोत्तरम्—निषेधो ज्ञातो नास्ति ॥ ( અર્થ સુગમ છે )

૭૩ પ્ર૦—શ્રીમહાવીરપરમાત્માને ગોવાળીઆએ કાનમાં ખીલા ઠોકયા તે ઉપસર્ગ ગણાય કે ખીલા કાઢતી વખતે જે દુ:ખ થયું તે દુ:ખ ઉપસર્ગરૂપે ગણાય? વળી ખીલા કાઢયા તે વખત આરાટિકા ( રાડ ) પાડેલી છે, અને તેના શબ્દથી પર્વતની શિલા ફાટેલી છે, જે નિશાની અત્યારે મારવાડમાં આવેલ બ્રાહ્મણવાડામાં છે એમ કહેવાય છે, તો તે નિશાની તે વખતની હશે કે સ્થાપના રૂપે નવી સ્થાપન કરેલી હશે? જો અસલ ( તે વખતની ) હોય તો શું ભગવંત છદ્મસ્થ અવસ્થામાં મારવાડ દેશમાં પધાર્યા હતા?

૭૩ ઉ૦—મહાવીરપ્રભુને ખીલા ઠોકયા તે ઉપસર્ગ ગણાય, પરંતુ ખીલા કાઢયા તે ઉપસર્ગ ગણી શકાય નહિં, કારણકે ઉપસર્ગની શરૂઆત અને ઉપસર્ગની સમાપ્તિ ગોવાલિઆથી

'चतुर्निकायेषु विमानाधिपतयः सम्यग्दृष्टयो मिथ्यादृष्टयो वेति? प्रश्नः, अत्रोत्तरम्— विमानाधिपतितया यो देवविशेष उत्पद्यते स सम्यग्दृष्टिरेव भवति न कदापि स मिथ्यादृष्टिरित्यनादिकालीना जगद्व्यवस्थितिः' इत्यादि० ॥ [सेनप्रश्न पत्र ३८॥] અર્થ સુગમ છે.

૬૯ પ્ર૦-કૃષ્ણવાસુદેવે અગીઆરશ આરાધી છે, તો તે વ્રત કરવાથી તેઓ દેશવિરતિવંત કહેવાય કે નહિં?

૬૯ ઉ૦-શ્રીકૃષ્ણવાસુદેવે એકાદશીનું આરાધન કર્યું છે તે વાત બરાબર છે, પરંતુ તેટલા એકાદશી માત્રના આરાધનથી તેમને દેશવિરતિવંત કહેવા એ યોગ્ય લાગતું નથી. કારણકે જે પ્રમાણે આહાર-ભય-મૈથુન અને પરિગ્રહ એ ચાર સંજ્ઞા માત્રથી સર્વ જીવને સંજ્ઞી કહેવાતા નથી પણ વિશિષ્ટ સંજ્ઞાથી સંજ્ઞી કહેવાય છે તે પ્રમાણે વિશિષ્ટ વિરતિથી દેશવિરતિધર કહેવાય પણ સામાન્ય એકાદશી વિગેરે વિરતિથી દેશવિરતિધર કહેવા એ ઉચિત નથી લાગતું. છતાં જ્ઞાનીગમ્ય જે પ્રમાણે હોય તે ખરૂં.

૭૦ પ્ર૦-ગણધરો બ્રાહ્મણાદિ ભિક્ષુકુલમાં કેમ ઉત્પન્ન થયા?

૭૦ ઉ૦-ગણધરો ક્ષત્રિયાદિ ઉચ્ચકુલમાંજ ઉત્પન્ન થાય એવું વિધાન તેમજ બ્રાહ્મણાદિ ભિક્ષુકુલમાં ઉત્પન્ન ન થાય એવો નિષેધ (ગણધર મહર્ષિઓ માટે) જાણ્યો નથી. તીર્થંકરચક્રવર્ત્તી વિગેરે માટે તે નિયમ પ્રસિદ્ધ છે.

૭૧ પ્ર૦-દુબલી આઠમ શા માટે કહેવાય છે? શું ભૂતકાલમાં કોઇ દુર્બલિકાપુષ્પમિત્ર આચાર્ય થયા છે? અને તેમના કોઇપણ પ્રસંગને ઉદ્દેશીને દુબલી આઠમ નામ પડયું છે?

૭૧ ઉ૦-પર્યુષણામાં થયેલ વિશેષ તપસ્યાને અંગે શરીરમાં આવેલી દુર્બલતાને અંગે તે અષ્ટમીએ તપસ્યા વિગેરેમાં શૈથિલ્ય (દુર્બલતા) આવતું હોઇ દુબલી આઠમ કહેવાતી હોવાનું સાંભળવામાં છે. અક્ષરો જાણવામાં નથી. કોઇક દુર્બલિકાપુષ્પમિત્ર આચાર્યનું નામ પણ જણાવે છે.

કોઈક જીવ અકર્મભૂમિ સંબંધી મનુષ્ય અથવા તિર્યંચ યોગ્ય મનુષ્યાયુ અથવા તિર્યગાયુને ત્રણ પલ્યોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિએ બાંધીને શીઘ્ર મરણ પામી (આયુષ્ય બંધના અનુસારે) ત્રણ, પલ્યોપમના આયુષ્યવાળા મનુષ્યમાં વા તિર્યંચમાં ઉત્પન્ન થાય. ત્યાં ઉત્પન્ન થયા બાદ અન્તર્મુહૂર્ત્તપ્રમાણ સર્વજઘન્ય આયુષ્ય સિવાય બાકીની ( અન્તર્મુહૂર્ત્ત ન્યૂન ત્રણ પલ્યોપમ પ્રમાણ ) આયુષ્યસ્થિતિને અપવર્ત્તના કરણવડે અપવર્ત્તી નાંખે. આ અપવર્ત્તનાના પ્રસંગે તિર્યંચ અથવા મનુષ્યાયુષ્યનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય હોય.'

ઉપરની ગાથા તેમજ ટીકાના અર્થમાં અપર્યાપ્તાવસ્થા જણાવી નથી. પરંતુ વિચાર કરતાં અપર્યાપ્તાવસ્થા ગણવી એ ઉચિત સમજાય છે, અને તેમાં શ્રીસૂયગડાંગસૂત્રવૃત્તિ તથા શ્રી આચારાંગસૂત્રવૃત્તિનો પાઠ પુષ્ટિ આપે છે. તેમાં શ્રી આચારાંગ-સૂત્રવૃત્તિનો પાઠ આ પ્રમાણે:—

'द्वयोस्तिर्यङ्मनुष्ययोरपवृत्तिकाअपवर्त्तनं भवति, एत-च्चाऽपर्याप्तकान्तर्मुहूर्त्तान्तर्द्रष्टव्यं, तत ऊर्ध्वमनपवर्त्तनमेवेति ॥'

ભાવાર્થ—'તિર્યંચ અને મનુષ્યના આયુષ્યની અપવર્ત્તના હોય છે; અને તે અપવર્ત્તના અપર્યાપ્તાવસ્થાના અન્તર્મુહૂર્ત્તમાં જાણવી, કારણકે-ત્યાંથી આગળ અર્થાત્ અપર્યાપ્તપણાનું અન્તર્મુહૂર્ત્ત વ્યતીત થયાબાદ યુગલિકને અંગે આયુષ્યનું અનપવર્ત્તન છે.' ઉપર જણાવેલ પાઠમાં યદ્યપિ યુગલિકનું નામ નથી તોપણ ત્યાં શ્રી આચારાંગવૃત્તિમાં યુગલિકના વર્ણન પ્રસંગેજ આ પાઠ અપાયેલ છે. શ્રી કર્મપ્રકૃત્તિની ગાથા શ્રી આચારાંગવૃત્તિનો પાઠ વિગેરે ઉપરથી સમજી શકાય તેમ છે કે-નિરૂપક્રમ આયુષ્ય-વાળા યુગલિકના આયુષ્યની અપવર્ત્તના થાય તો અપર્યાપ્તા-વસ્થામાં થાય, પર્યાપ્તાવસ્થામાં ન થાય, અને પર્યાપ્તાવસ્થામાં અપવર્ત્તના થાય તો તે આયુષ્ય સોપક્રમ ગણી શકાય. એમ મારી સમજમાં આવે છે છતાં જે બહુશ્રુતો કહે તે પ્રમાણ.

૭૫ પ્ર૦—શ્રેણિક રાજાને કૂણિકે જ્યારે કેદ કર્યા ત્યારે તેમના આહારનો નિર્વાહ કેવી રીતે થતો હતો? સાંભળ્યું છે કે 'શ્રેણિ-

હોવાનું શાસ્ત્રમાં છે, જો ખીલા કાઢયા તે ઉપસર્ગ ગણવામાં આવે તો ગોવાલિઆથી ઉપસર્ગની સમાપ્તિ ન ગણાય, કારણકે ખીલાનું કાઢવું વૈદ્ય અને વણિક્‌થી થયેલ છે, જઘન્ય-મધ્યમ અને ઉત્કૃષ્ટ ઉપસર્ગોની વ્યાખ્યા પ્રસંગે[1] ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ ઉપસર્ગ 'कीलककर्षण' ને જે જણાવેલ છે તે ફક્ત ખીલા કાઢતી વખતે થયેલ પીડાની અપેક્ષાએ સમજવા યોગ્ય છે. કીલકકર્ષણ પ્રસંગે થયેલ પીડાવડે આરાટિ (રાડ) પાડવાથી શિલામાં ફાટ પડવા સંબંધી જે શાસ્ત્રીય ઉલ્લેખ છે અને તેની નિશાની હાલમાં બ્રાહ્મણવાડામાં છે એમ ત્યાં યાત્રાર્થે જનારાઓ જણાવે છે તે તો કિંવદંતી હોવાનું સંભવે છે; તે ઉપરથીજ પ્રભુનો મારવાડમાં વિહાર થયાનું જણાવવું યા માનવું તેવું કહી શકાય નહિં, તેમજ છદ્મસ્થ અવસ્થામાં પ્રભુ મારવાડમાં પધાર્યા હોય તો તેમાં બાધ પણ શો છે? વિશેષ-બ્રાહ્મણવાડા તીર્થ કલ્પ જુઓ.

૭૪ પ્ર૦—તાડનું ફૂલ પડવાથી યુગલિકનું મૃત્યુ થયું તે 'અકાલમૃત્યુ' કહેવાયું, તો શું તે યુગલિકનું આયુષ્ય ખંડિત થયું હશે? અને તેમ થયું હોય તો તે યુગલિકનું આયુષ્ય નિરૂપક્રમ ગણવું કે સોપક્રમ?

૭૪ ઉ૦—તાડનું ફળ પડવાથી થયેલ યુગલિકનું મૃત્યુ 'અકાલમૃત્યુ' કહેવાયું તે પ્રસંગમાં યુગલિકનું આયુષ્ય સોપક્રમ હોવાથી આયુષ્ય ખંડિત થયાનું સમજવું જોઇએ. આ પ્રસંગ ત્રીજા આરાને અંતે થયેલ હોઈ યુગલધર્મનો લગભગ વિચ્છેદ થવાના પ્રસંગે થયેલો છે અને તેવા પ્રસંગમાં યુગલિક છતાં આયુષ્ય સોપક્રમ ભાવનું ગણાય તો તેમાં કોઈ વિરોધ જોવામાં આવતો નથી. શ્રી કર્મપ્રકૃતિ-ઉદય પ્રકરણની ૧૯ મી ગાથામાં યદ્યપિ ત્રણ પલ્યોપમના આયુષ્યવાળા યુગલિકના આયુષ્યની અપવર્ત્તના અન્તર્મુહૂર્ત્તમાં જણાવેલી છે, પરંતુ તે અપવર્ત્તના અપર્યાપ્તાવસ્થામાંજ ગણવાની છે. તે ગાથા અને તેનો અર્થ આ પ્રમાણે:—

'अद्धा जोगुक्कोसो बंधित्ता भोगभूमिगेसु लहुं ।
सव्वप्पजीवियं वज्ज-इत्तु ओवट्टिया दोण्हं ॥ १ ॥

અર્થ:—' ઉત્કૃષ્ટબંધકાળમાં અને ઉત્કૃષ્ટયોગમાં વર્ત્તતો

કોઈક જીવ અકર્મભૂમિ સંબંધી મનુષ્ય અથવા તિર્યંચ યોગ્ય મનુષ્યાયુ અથવા તિર્યંગાયુને ત્રણ પલ્યોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિએ બાંધીને શીઘ્ર મરણ પામી (આયુષ્ય બંધના અનુસારે) ત્રણ, પલ્યોપમના આયુષ્યવાળા મનુષ્યમાં વા તિર્યંચમાં ઉત્પન્ન થાય. ત્યાં ઉત્પન્ન થયા બાદ અન્તર્મુહૂર્ત્તપ્રમાણ સર્વજઘન્ય આયુષ્ય સિવાય બાકીની ( અન્તર્મુહૂર્ત્ત ન્યૂન ત્રણ પલ્યોપમ પ્રમાણ ) આયુષ્યસ્થિતિને અપવર્ત્તના કરણવડે અપવર્ત્તી નાંખે. આ અપવર્ત્તનાના પ્રસંગે તિર્યંચ અથવા મનુષ્યાયુષ્યનો ઉત્કૃષ્ટ પ્રદેશોદય હોય.'

ઉપરની ગાથા તેમજ ટીકાના અર્થમાં અપર્યાપ્તાવસ્થા જણાવી નથી. પરંતુ વિચાર કરતાં અપર્યાપ્તાવસ્થા ગણવી એ ઉચિત સમજાય છે, અને તેમાં શ્રીસૂયગડાંગસૂત્રવૃત્તિ તથા શ્રી આચારાંગસૂત્રવૃત્તિનો પાઠ પુષ્ટિ આપે છે. તેમાં શ્રી આચારાંગસૂત્રવૃત્તિનો પાઠ આ પ્રમાણે:—

'द्वयोस्तिर्यङ्मनुष्ययोरपवृत्तिकाअपवर्त्तनं भवति, एतच्चाऽपर्याप्तकान्तर्मुहूर्त्तान्तर्द्रष्टव्यं, तत ऊर्ध्वमनपवर्त्तनमेवेति ॥'

ભાવાર્થ—'તિર્યંચ અને મનુષ્યના આયુષ્યની અપવર્ત્તના હોય છે, અને તે અપવર્ત્તના અપર્યાપ્તાવસ્થાના અન્તર્મુહૂર્ત્તમાં જાણવી, કારણકે-ત્યાંથી આગળ અર્થાત્ અપર્યાપ્તપણાનું અન્તર્મુહૂર્ત્ત વ્યતીત થયાબાદ યુગલિકને અંગે આયુષ્યનું અનપવર્ત્તન છે.' ઉપર જણાવેલ પાઠમાં યદ્યપિ યુગલિકનું નામ નથી તોપણ ત્યાં શ્રી આચારાંગવૃત્તિમાં યુગલિકના વર્ણન પ્રસંગેજ આ પાઠ અપાયેલ છે. શ્રી કર્મપ્રકૃત્તિની ગાથા શ્રી આચારાંગવૃત્તિનો પાઠ વિગેરે ઉપરથી સમજી શકાય તેમ છે કે-નિરૂપક્રમ આયુષ્યવાળા યુગલિકના આયુષ્યની અપવર્ત્તના થાય તો અપર્યાપ્તાવસ્થામાં થાય, પર્યાપ્તાવસ્થામાં ન થાય, અને પર્યાપ્તાવસ્થામાં અપવર્ત્તના થાય તો તે આયુષ્ય સોપક્રમ ગણી શકાય. એમ મારી સમજમાં આવે છે છતાં જે બહુશ્રુતો કહે તે પ્રમાણ.

૭૫ પ્ર૦—શ્રેણિક રાજાને કૂણિકે જ્યારે કેદ કર્યા ત્યારે તેમના આહારનો નિર્વાહ કેવી રીતે થતો હતો ? સાંભળ્યું છે કે 'શ્રેણિ-

કની રાણી ચેલણા પોતાના મસ્તકના કેશમાં અડદની ગોળી રાખી શ્રેણિક પાસે જતી હતી અને તે રાખેલ અડદની ગોળી વડે આહારનો નિર્વાહ થતો હતો, તે સાંભળેલ બાબત સાચી છે કે કેમ? અને સાચી હોય તો કયા ગ્રન્થમાં છે?

૭૫ ઉ૦—શ્રેણિક રાજા કેદમાં હતા તે અવસરે તેમના આહારનો નિર્વાહ તમોએ લખ્યું તે પ્રમાણે ચેલણા રાણી દ્વારા થતો હતો તે સંબંધી ઉલ્લેખ શ્રી ત્રિષષ્ટિ૦ ના દશમા પર્વમાં બારમા સર્ગના ૧૨૦ મા શ્લોકથી શરૂ થાય છે. તે આ પ્રમાણે:—

'शुकवत् पञ्जरेऽक्षेप्सीत् कूणिकः श्रेणिकं ततः। विशेपोऽयं पुनर्भक्तपाने अपि ददौ नहि ॥ १ ॥ पूर्वाण्हे चापराण्हे च कूणिकः पूर्ववैरतः। पितुः कशाघातशतं पापोऽदादनुवासरम् ॥ २ ॥ अधिस्नेहे श्रेणिकस्तां दुर्दशां दैवढौकिताम्। दन्तावलः समर्थोऽपि वारीवद्धः करोतु किम् ॥ ३ ॥ निकपा श्रेणिकं गन्तुं कूणिकोऽदान्न कस्यचित्। केवलं मातृदाक्षिण्याच्चेलणां न ह्यवारयत् ॥ ४ ॥ चेलणाऽपि प्रतिदिनं सुरया शतधौतया। सद्यःस्नातेवार्द्रकेशी भूयोपश्रेणिकं ययौ ॥ ५ ॥ कुल्मापपिंडिकां चैकां केशान्तः पुष्पदामवत्। प्रक्षिप्य चेलणाऽनैपीत् पतिभक्ता तदन्तिके ॥ ६ ॥ पत्ये कुल्मापपिंडीं तां प्रच्छन्नां चेलणा ददौ। प्राप्य तामपि दुष्प्रापां समेने दिव्यभोज्यवत्' ॥ ७ ॥ इत्यादि ॥ ભાવાર્થ સ્પષ્ટ છે.

૭૬ प्र—કાલાસવૈશિક પુત્ર અણગાર સામાયિક આદિ પદાર્થોને સદ્દહતા ન હતા તે અવસરે તેઓને સમકિત અને ભાવ ચારિત્ર હતાં એમ કહેવામાં હરકત (વાંધો) આવે?

૭૬ ઉ૦—'કાલાસવૈશિક પુત્ર અણગાર સામાયિકઆદિ પદાર્થોને સદ્દહતા ન હતા' વિગેરે લખ્યું તો તેમાં એટલું ખાસ સમજવાની જરૂર છે જે જિનેશ્વરપ્રણીત જીવાજીવાદિપદાર્થો ઉપર રૂચિરૂપ શ્રદ્ધાનમાં જરાપણ ખામી ન હતી, પરંતુ સામા-

ચિકાદિ પદાર્થો સંબંધી વિશેષરૂપે સૂક્ષ્મજ્ઞાનનો અભાવ હતો, કારણકે તેજ આલાવાની ટીકામાં 'कथमदृष्टानाम्' એ પ્રમાણે કહીને આગળ 'अन्नाणयाए असवणयाए अबोहिए' ઈત્યાદિ પદાનો અર્થ લખતાં જણાવે છે કે 'विस्तरबोधाऽभावेन हेतुना अदृष्टानाम् साक्षात् स्वयमनुपलब्धानाम्' એ પ્રમાણે જણાવેલ છે. એથી સમ્યક્ત્વ તેમજ ભાવચારિત્ર હોવામાં કોઇ વિરોધ આવતો નથી.

૭૭ પ્ર૦—કૂણિક ગર્ભમાં હતો તે અવસરે તેની માતા રાણી ચેલણાને પોતાના પતિ શ્રેણિક રાજાના કાળજાનું માંસ ખાવાનો દોહદ ઉત્પન્ન થયો અને અભયકુમારના પ્રયોગથી પ્રકારાન્તરે તેણીએ તે ખાધું તો તે વખતે ચેલણા રાણીને સમ્યકત્વ હતું કે નહિં? અને હતું તો તેવો પાઠ કયા ગ્રન્થમાં છે?

૭૭ ઉ૦—કૂણિક ગર્ભમાં છતાં ગર્ભના પ્રભાવથી ચેલણા રાણીને શ્રેણિકના કલેજાનું માંસ ખાવાનો દોહદ થયો અને તે દોહદ અભયકુમારના બુદ્ધિબલવડે પૂર્ણ થયો, તે પ્રસંગે ચેલણારાણીને સમકિત હતું કે કેમ? તે સંબંધમાં પાઠ કોઇ ગ્રન્થમાં જોવામાં આવેલ નથી, પરંતુ વિચાર કરતાં તેણીને સમ્યક્ત્વ હોવામાં કોઈ બાધક હેતુ જણાતો નથી, કારણકે ગર્ભના પ્રભાવથીજ તેવો દોહદ થયેલો છે અને તેમ થવામાં જન્માન્તરીય વૈર એ કારણ હોવાથી તે આગન્તુક દોષ છે પરંતુ સહજ નથી.

૭૮ પ્ર૦—અસંજ્ઞિ પંચેન્દ્રિયને સમ્યક્ત્વ અને સકામનિર્જરા હોય કે કેમ?

૭૮ ઉ૦—અસંજ્ઞિ પંચેન્દ્રિયને સમ્યક્ત્વ તેમજ સકામનિર્જરા એ બેમાંથી એક પણ ન હોય.

૭૯ પ્ર૦—મિથ્યાદૃષ્ટિને સકામનિર્જરા હોય? સમ્યગ્દૃષ્ટિને સકામ નિર્જરા હોય? પંચમગુણસ્થાનકે વર્ત્તતા દેશવિરતિવંતને સકામ નિર્જરા હોય? પ્રમત્ત-અપ્રમત્ત ગુણસ્થાનકે સકામનિર્જરા હોય? અર્થાત્ કયા કયા ગુણ સ્થાનકે સકામનિર્જરા હોય?

૭૯ ઉ૦-જે નિર્જરાવડે અનન્તરપણે અથવા પરંપરાએ મોક્ષની પ્રાપ્તિ થાય તે સકામનિર્જરા, અથવા 'મારાં કર્મનો ક્ષય થાઓ' એવી ઇચ્છાથી થતા અનુષ્ઠાન વડે થયેલી જે નિર્જરા તે સકામ

નિર્જરા, અને જે નિર્જરાથી પરંપરાએ પણ મોક્ષની પ્રાપ્તિનો સંભવ ન હોય અથવા જે નિર્જરા 'કર્મક્ષય થાઓ' એમ બુદ્ધિ પૂર્વકની ન હોય તે અકામનિર્જરા, એમ સકામ-અકામનિર્જરાનો અર્થ થઇ શકે છે. 'सह कामेन मोक्षाभिलाषेण वर्त्तते इति सकामा, तद्विपरीतात्त्वकामा' ( મોક્ષની ઇચ્છાપૂર્વક જે નિર્જરા હોય તે સકામ અને તેથી વિપરીત હોય તે અકામ ) આ પ્રમાણે શ્રી તત્ત્વાર્થ-યોગશાસ્ત્ર વિગેરેમાં નિર્જરાનું નિરૂપણ કરેલું હોવાથી મિથ્યાદષ્ટિ-સાસ્વાદન અને મિશ્રમાં પ્રાયઃ સકામનિર્જરાનો સંભવ નથી, ત્યાં અકામ નિર્જરા વિશેષે હોય છે. અને સમ્યગ્દષ્ટિ વિગેરે ઉપરિતન સર્વ ગુણસ્થાનોમાં સકામનિર્જરાજ હોય એમ સમજી શકાય છે; પરંતુ ન્યાયાચાર્ય ન્યા૦ વિ૦ ઉ૦ શ્રીમદ્ યશોવિજયજી મહારાજા એ 'श्री धर्मपरीक्षा' ગ્રન્થમાં નિર્જરા ઉપર વિવેચન કરતાં કેઇક મિથ્યાદષ્ટિને પણ સકામનિર્જરા હોવાનું જણાવેલ છે. તે આ પ્રમાણે:—

' यत्तूच्यते केनचिदकामनिर्जराङ्गत्वान्न मिथ्यादृशां किमपि कृत्यमनुमोदनीयमिति तदसत्, मिथ्यादृशामपि प्रकृतिभद्रकत्वादिगुणवतां 'कर्मक्षयो मे भूयाद्' इतीच्छया स्वयोग्यशीलतपःप्रभृतिसदनुष्ठानकारिणां सकामनिर्जराऽनपायात् । × × × × । न च वाच्यं 'ज्ञेया सकामा यमिनामकामा त्वन्यदेहिनाम्' इत्यनेन योगशास्त्रस्य वचनान्तरेण यतीनामेव सकामा निर्जरा सिध्यति, मिथ्यादृशां तु कर्मक्षयाद्यर्थं तपःकष्टं तन्वतामप्यकामैवेति । 'ज्ञेया सकामा यमिनाम्' इत्यादिवचनस्योत्कृष्टसकामनिर्जरास्वामिकथनपरत्वाद्, उत्कृष्टा हि सकामनिर्जरा तेपामेव भवेदिति । अन्यथा देशविरतसम्यग्दृशां चाकामनिर्जरैव प्राप्नोति, तेषामपि यमिशब्दाऽव्यपदेश्यत्वेन विशेषाऽभावात् । न चैतदिष्टम्, तस्मादेतद्वचनमुत्कृष्टसकामनिर्जराधिकारिकथनपरमिति न दोषः ॥इत्यादि॥

ભાવાર્થ:—કોઈ એમ કહે છે કે—'અકામનિર્જરાનું અંગ હોવાથી મિથ્યાદષ્ટિનું કોઈ પણ કાર્ય અનુમોદના કરવા લાયક

નથી' પરંતુ (એ પ્રમાણે કહેવું) તે અસત્ય છે, કારણકે પ્રકૃતિભદ્રકપણું વિગેરે ગુણવાળા અને 'મારા કર્મનો ક્ષય થાઓ' એ ઇચ્છાથી સ્વયોગ્ય શીલ-તપ વિગેરે સદનુષ્ઠાનને કરવાવાળા મિથ્યાદૃષ્ટિઓને પણ સકામનિર્જરા હોવામાં કોઈ દોષ નથી. ×××× (શ્રીયોગશાસ્ત્રમાં) 'સાધુઓને સકામનિર્જરા અને અન્યને અકામ નિર્જરા કહેલી હોવાથી યતિઓ (સાધુઓ) નેજ સકામનિર્જરા હોઈ શકે અને કર્મક્ષયમાટે તપશ્ચર્યા વિગેરે કરનાર એવા પણ મિથ્યાદૃષ્ટિને અકામનિર્જરાજ હોય.' એ પ્રમાણે કહેવાની જરૂર નથી, કારણકે 'સકામનિર્જરા સાધુનેજ હોય' એમ જે કહેવાયેલ છે તે ઉત્કૃષ્ટસકામનિર્જરાની અપેક્ષાએ કહેવાએલ છે. અન્યથા સમ્યગ્દૃષ્ટિ અને દેશવિરતને પણ અકામનિર્જરા હોવાનો પ્રસંગ પ્રાપ્ત થશે, કારણકે સમ્યગ્દૃષ્ટિ અને દેશવિરતને 'यमि' શબ્દવડે સંબોધવા યોગ્ય ન હોવાથી સકામનિર્જરા તેમને ન સંભવે પરંતુ એ અર્થ ઇષ્ટ નથી, માટે 'ज्ञेया सकामा यमिनाम्' એ વચન ઉત્કૃષ્ટસકામનિર્જરાનું કથન કરનાર છે. વિગેરે.

૮૦ પ્ર૦—શ્રીભગવતીસૂત્ર છાપેલ પત્ર ૪૯ માં શ્રી પન્નવણાસૂત્રની ટીકાનો ઉલ્લેખ છે તો તે ટીકા કોની બનાવેલ છે? કારણકે હાલમાં છપાયેલ શ્રી પન્નવણાસૂત્રના ટીકાકાર મહર્ષિ શ્રીમલયગિરિમહારાજા પ્રાય: શ્રીઅભયદેવસૂરિજી પછી થયા છે.

૮૦ ઉ૦—શ્રીભગવતીસૂત્રમાં પન્નવણાસૂત્રની ટીકાનો જે ઉલ્લેખ છે તે ટીકાના રચયિતા પૂજ્યવર્ય શ્રીહરિભદ્રસૂરિજી મહારાજા છે એમ માનવું યોગ્ય છે, કારણકે ખુદ મલયગિરિજી મહારાજાએ પોતે પણ પન્નવણાજીની ટીકામાં કોઈ કોઈ સ્થળે શ્રી હરિભદ્રસૂરિ વિરચિત પન્નવણાજીની ટીકાના પ્રમાણો આપ્યા છે. મલયગિરિજી મહારાજા અભયદેવસૂરિ મહારાજા પછી થયા છે તે બરાબર છે.

૮૧ પ્ર૦—તીર્થમાળા અને ઇન્દ્રમાળામાં શું તફાવત? તેમજ સંઘમાળા કોને કહેવાય?

૮૧ ઉ૦—તીર્થમાળા અને ઇન્દ્રમાળા એ બન્ને એકાર્થક-પર્યાય

વાચક શબ્દો છે શ્રી સિદ્ધાચલજી ગિરિનારજી વિગેરે તીર્થોના સંઘ લઇ જનાર સંઘવીને જે માળા પહેરાવવામાં આવે છે તેનું નામ ઇન્દ્રમાળા અથવા તીર્થમાળા છે. સંઘમાળાનું નામ સાંભળવામાં આવ્યું નથી પરંતુ સંઘ કાઢનાર સંઘવીને માળા પહેરાવાય તેનું નામ સંઘપતિમાળ કહેતા હો તો તે અર્થ ઇન્દ્રમાળ કિંવા તીર્થમાળના અર્થ સરખોજ છે. 'ઇન્દ્રમાળા' સંબંધી વિશેષ વર્ણન 'શ્રાદ્ધ વિધિ' ગ્રંથના પાંચમા અધ્યાયમાંથી જોવું.

૮૨ પ્ર૦—'ઇન્દ્રોત્સવ' એટલે શું ?

૮૨ ઉ૦—ઇન્દ્રનાં સંતોષને અર્થે નિયમિત દિવસે અર્થાત્ આશ્વિનપૂર્ણિમાએ થતા મહોત્સવને ઇન્દ્રમહ અથવા ઇન્દ્રોત્સવ કહેવાય છે. જેનું પ્રમાણ શ્રી જીવાભિગમ, જંબૂદ્વીપપન્નતિ, જ્ઞાતાસૂત્ર, આચારાંગસૂત્ર, રાયપસેણી, શ્રી ભગવતીસૂત્ર તેમજ આવશ્યકચૂર્ણિમાં આપેલ છે. જેમાંથી શ્રી આવશ્યકચૂર્ણિનો પાઠ આ પ્રમાણે છે:—

ताहे सो सक्कं भणंति तुज्झेहिं केरिसेण रूवेण तत्थ अत्थहति ताहे सक्को भणति ण सक्का तं माणुसेण दट्ठुं । ताहे सो भणति तस्स आकितिं पेच्छामि । ताहे सक्को भणति जेण तुमं उत्तमपुरिसो तेण ते अहं दामि एगपदेसं ताहे एगं अंगुलिं सव्वालंकारविभूसितं काऊण दाएति सो तं दट्ठूण अतीव हरिसं गतो । ताहे तस्स अट्ठाहियं महिमं करेति ताए अंगुलिए आकितिं काऊण पच्छा स इंदज्झया एवं वरिसे वरिसे इंदमहो पवत्तो । पढम उस्सवो भरहो भणति तुमंसि देविंदो अहं मणुस्सिंदो मित्तामो एवं होउत्ति । [ आवश्यकचूर्णि, अध्य० २० ]

૮૩ પ્ર૦—સાતમે ગુણસ્થાનકે શુભયોગ હોય કે શુદ્ધયોગ હોય? અથવા બન્ને હોય? અને તે યોગમાં વર્ત્તતા જીવો પટ્સ્થાન પતિત હોય કે નહિ? છઠ્ઠે ગુણસ્થાનકે શુભયોગ હોય કે શુદ્ધ યોગ હોય? અર્થાત્ કેટલા ગુણસ્થાનોમાં શુદ્ધ યોગ હોય? તેમજ કેટલા ગુણસ્થાનકોમાં અશુભયોગ હોય?

૮૩ ઉ૦—'शुद्धिः पापक्षयेण निर्मलता' पापं ज्ञानावरणीयादि च सम्यग्ज्ञानादिगुणविघातहेतुर्घातिकर्मोच्यते तत्क्षयेण यावती काचिद्देशतोऽपि निर्मलता सम्भवति सा शुद्धिरुच्यते । [ षोडशके तृतीयं षोडशम् ]

ભાવાર્થ:—પાપનો ક્ષય થવાથી જે નિર્મલતા થાય તેને શુદ્ધિ-શુદ્ધયોગ કહેવાય છે. સમ્યગ્જ્ઞાન-સમ્યગ્દર્શન-સમ્યક્ચારિત્રાદિગુણોનો વિઘાત કરવામાં કારણભૂત જ્ઞાનાવરણીયાદિ જે ઘાતિકર્મ તે પાપ છે, તે જ્ઞાનાવરણીયાદિ ઘાતિકર્મસ્વરૂપ પાપનો ક્ષય ( અથવા ક્ષયોપશમ ) થવાથી જેટલે અંશે સર્વથી કિંવા દેશથી આત્માની નિર્મલતા થાય છે, તે નિર્મલતાને શુદ્ધિ કિંવા શુદ્ધયોગ કહેવાય છે. ઉપરોક્ત કથનથી એ સ્પષ્ટ સમજાય છે કે—સંપૂર્ણ શુદ્ધયોગ તેરમા ગુણસ્થાનેજ હોય છે, *ચૌદમા ગુણસ્થાને તેરમા ગુણસ્થાન કરતાં પણ વિશેષ શુદ્ધિ હોય છે, જ્યારે ચતુર્થ અવિરતસમ્યગ્દૃષ્ટિ પ્રમુખ આગળના ગુણસ્થાનોમાં પાપકર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થયેલ અંશે અંશે શુદ્ધયોગ ઘટાવવો હોય તો ઘટાવી શકાય છે.

शुभयोगः—"सूत्रोदितेतिकर्त्तव्यतोपयोगपूर्वकव्यापारत्त्वं शुभयोगत्त्वं, तदनुपयोगपूर्वकव्यापारत्त्वं चाऽशुभयोगत्त्वम् । तदुक्तं भगवतीवृत्तौ—' शुभयोग उपयुक्ततया प्रत्युपेक्षणादिकरणम्, अशुभयोगस्तु तदेवानुपयुक्ततयेति । ' तत्र शुभयोगः संयतानां षष्ठेऽपि गुणस्थाने संयमस्वभावादेव, अशुभयोगश्च प्रमादोपधिकः । तदुक्तं तत्रैव—प्रमत्तसंयतस्य हि शुभोऽशुभश्च योगः स्यात्, संयतत्वात्प्रमादपरत्त्वाच्चेति । इत्यादि ॥

ભાવાર્થ—"સૂત્રમાં કહેલ સર્વકર્તવ્યને ઉપયોગપૂર્વક કરે તો શુભયોગ, અને તે સૂત્રમાં જણાવેલ કર્ત્તવ્યને ઉપયોગ રહિતપણે કરે તો અશુભયોગ કહેવાય. જે માટે શ્રીભગવતી

* ચૌદમું ગુણસ્થાન 'અયોગિ' હોવાથી તેરમા ગુણસ્થાનકની અપેક્ષાએ ત્યાં શુદ્ધિ વિશેષ હોવા છતાં તે શુદ્ધિને 'શુદ્ધયોગ' કહેવાય નહિ.

વૃત્તિમાં કહ્યું છે કે—'પડિલેહણાદિ ક્રિયાઓ ઉપયોગપૂર્વક થાય તે શુભયોગ અને ઉપયોગરહિત થાય તે અશુભયોગ' તેમાં શુભયોગ સંયમીને છઠ્ઠા ગુણસ્થાને પણ સંયમસ્વભાવ હોવાથી હોય છે પ્રમાદને અંગે અશુભયોગ પણ હોય છે. જે માટે ત્યાંજ કહેવામાં આવ્યું. છે કે—પ્રમત્તસંયતને શુભ તેમજ અશુભ બન્ને યોગો હોય છે, કારણકે પ્રમત્તગુણસ્થાનકે વર્તતો આત્મા સંયમી છે તેમજ પ્રમાદી પણ છે."

ઉપરના પાઠથી એ સિદ્ધ થાય છે કે અપ્રમત્ત ગુણસ્થાનકથી આગળ કેવલ શુભયોગ તેમજ અંશે અથવા સંપૂર્ણપણે યથાસ્થાને શુદ્ધયોગ હોય છે, જ્યારે અવિરતસમ્યગ્દૃષ્ટિ વિગેરે ગુણસ્થાનોમાં શુભ-અશુભ શુદ્ધ-અશુદ્ધ સર્વયોગો યથાસંભવ ઘટી શકે છે; અને મિથ્યાદૃષ્ટિ-સાસ્વાદન-મિશ્રગુણસ્થાનકોમાં તો અશુભ અને અશુદ્ધયોગનું બાહુલ્ય સમજી શકાય છે.

૮૪ પ્ર૦—શ્રીભગવતીસૂત્રના હાલમાં કેટલા શતક ઉદ્દેશા અને પ્રશ્નો વિદ્યમાન છે?

૮૪ ઉ૦—હાલમાં શ્રીભગવતીસૂત્રના ૪૧ શતક ૧૯૨૩ (અથવા ૧૯૨૫) ઉદ્દેશા તેમજ ૩૬૦૦૦ પ્રશ્નો વિદ્યમાન છે. શાસ્ત્રોમાં તેથી અધિક જે પ્રમાણ આવે છે તેનો શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણ મહારાજાએ આગમોને પુસ્તકારૂઢ કરતી વખતે સંક્ષેપ કર્યો હોય તેમ સમજવામાં છે,-કારણકે શ્રી સેનપ્રશ્નમાં 'सूत्र-संक्षेपस्तु देवर्द्धिगणिक्षमाश्रमणेन कृत इति सम्भाव्यत' इत्यादि। આ પ્રમાણે લખેલ છે.

૮૫ પ્ર૦—વાસુદેવનાં સાતરત્નો અમુકજ હોય કે ચૌદમાંથી ગમે તે હોય?

૮૫ ઉ૦—૧ ચક્ર, ૨ ધનુષ્ય, ૩ ખડ્ગ, ૪ મણી, ૫ ગદા, ૬ વનમાલા, ૭ શંખ, એ પ્રમાણે વાસુદેવનાં સાત રત્નો નિયત હોય છે. પરંતુ ચક્રીના ચૌદરત્નમાંથી ગમે તે ન હોય. જે માટે સંગ્રહણીસૂત્રાદિમાં કહ્યું છે કેઃ—

'चक्कं धणुहं खग्गो मणी गया तह य होइ वणमाला।
संखो सत्त इमाइं रयणाइं वासुदेवस्स ॥ १ ॥'

૮૬ પ્ર૦—સૂરિમંત્રના પ્રથમ પ્રસ્થાનની અધિષ્ઠાત્રી જયસિંહ સૂરિકૃત 'કુમારપાલચરિત્ર' માં 'ત્રિભુવનસ્વામિની' જણાવેલ છે જ્યારે મારા સમજવામાં તે બીજી છે તો પહેલી કઈ અને બીજી, કઇ?

૮૬ ઉ૦—કુમારપાલચરિત્રમાં તમો સૂરિમંત્રના પ્રથમ પ્રસ્થાનની અધિષ્ઠાત્રી 'ત્રિભુવનસ્વામિની' જણાવો છો પરંતુ સૂરિમંત્રકલ્પ તેમજ સંતિકરં સ્તોત્ર વિગેરેમાં 'સરસ્વતી' પ્રથમ પ્રસ્થાનની અને 'ત્રિભુવનસ્વામિની' બીજા પ્રસ્થાનની અધિષ્ઠાત્રી, સ્પષ્ટપણે જણાવેલ છે. જુઓ 'वाणी तिहुअणसामिणी सिरिदेवी जक्खरायगणिपिडगा' વિગેરે.

૮૭ પ્ર૦—હાલમાં જે ઇલેક્ટ્રીક (વીજળી) લાઈટ થાય છે તે તો અચિત્તજ હશે કે સચિત્ત ગણાય? અને અચિત્ત હોય તો ઇલેક્ટ્રીકલાઈટના પ્રકાશમાં સાધુઓ રહી શકે? તેમજ અહિં મુંબઈમાં તથા સુરત-અમદાવાદ વિગેરે શહેરોમાં પણ કેટલાક દેરાસરોમાં વીજળીની બત્તીઓ હોય છે તે શાસ્ત્રદૃષ્ટિથી વિરૂદ્ધ ગણાય કે નહિં? ઘીનો દીપકજ પ્રભુની પાસે જોઇએ કે ગમે તેનો પ્રકાશ હોય તો પણ ચાલે?

૮૭ ઉ૦—ઈલેક્ટ્રીક લાઇટ સચિત્ત માનવી વિશેષ યોગ્ય લાગે છે અને તેથી તે લાઇટના પ્રકાશમાં સાધુઓને રહેવું એ લેશપણ ઉચિત નથી. જિનમંદિરોમાં વિજળીની બત્તીઓ ક્યાંક રાખવામાં આવતી હોય! પણ વાસ્તવિકરીતે તે માર્ગ અયોગ્ય છે, પ્રભુની પાસે તો ઘીનો દીપકજ સર્વોત્તમ છે.

૮૮ પ્ર૦—માથુરીવાચના ક્યા આચાર્યે કરી? અને ત્યાં લખાયું છે કે વંચાયુ છે?

૮૮ ઉ૦—માથુરીવાચના સંબંધમાં પ્રશ્ન કર્યો તો તે બાબતમાં જણાવવાનું જે શ્રી 'ગચ્છાચાર પયન્નો' પત્ર ૩ માં વાચના સંબંધમાં નીચે મુજબ પાઠ છેઃ—

'इह स्कन्दिलाचार्यप्रवृत्तौ दुःपमानुभावतो दुर्भिक्षप्रवृत्त्या साधूनां पठनगुणनादिकं सर्वमप्यनश्यत्। ततो दुर्भिक्षातिक्रमे

सुभिक्षप्रवृत्तौ द्वयोः सङ्घयोर्मेलापकोऽभवत् । तद्यथा-एको वलभ्यां, एको मथुरायां, तत्र च सूत्रार्थसङ्घटने परस्परवाचनाभेदो जातः । विस्मृतयोर्हि सूत्रार्थयोः स्मृत्वा सङ्घटने भवत्यवश्यं वाचनाभेदो न क्वाचिदनुपपत्तिः, तत्रानुयोगद्वारादिकमिदानीं वर्त्तमानं माथुरवाचनानुगतं, ज्योतिष्करण्डसूत्रकर्त्ता चाचार्यो वालभ्यः । इत्यादि ॥

ભાવાર્થ:—પૂજ્યવર્ય શ્રીસ્કંદિલાચાર્ય મહારાજના અવસરમાં દુઃષમકાળના મહિમાથી દુર્ભિક્ષ આવ્યે છતે સાધુઓનું ભણવું ગણવું સર્વ નાશ પામ્યું. ત્યારબાદ દુર્ભિક્ષ દૂર થયે સુકાલની પ્રવૃત્તિ થતાં બે સંઘ (સંઘાડા) (જુદે જુદે સ્થાને) મળ્યા. તે આ પ્રમાણે—એક વલ્લભીપુરમાં અને એક મથુરામાં. તેમાં સૂત્રાર્થનું મિલન થતાં પરસ્પર વાચનાનો ભેદ થયો, અને ભૂલી જવાયેલ સૂત્રાર્થનું સ્મરણ કરીને મિલન કરવામાં વાચનાનો ભેદ થાય એ વાસ્તવિક છે, તેમાં અનુયોગદ્વારસૂત્ર વિગેરે માથુરીવાચના ગત છે અને જ્યોતિષ્કરંડસૂત્રના કર્ત્તા વલ્લભીવાચનાનુગત આચાર્ય છે.

તાત્પર્ય એ છે કે—મથુરામાં મળેલ સંઘાડામાં સ્કંદિલાચાર્ય મુખ્ય હતા અને વળામાં મળેલ સંઘાડામાં શ્રીદેવર્દ્ધિગણી ક્ષમાશ્રમણ મુખ્ય હતા. વળી [1]શ્રીનંદીસૂત્રના વચન પ્રમાણે

१ 'जेसि इमो अणुओगो पयरइ अज्जावि अड्ढभरहम्मि ।
बहुनयरनिग्गयजसे तं वंदे खंदिलायरिए ॥ १ ॥'

[આ ગાથાની ટીકાનો ઉપયોગી વિભાગ] 'अथाऽयमनुयोगोऽर्द्धभरते व्याप्रियमाणः कथं तेषां स्कन्दिलनाम्नामाचार्याणां सम्बन्धी? उच्यते—इह स्कन्दिलाचार्यप्रतिपत्तौ दुष्षमसुषमाप्रतिपन्थिन्याः तद्गतसकलशुभभावग्रसनैकसमारम्भायाः दुःषमायाः साहायकमाधातुं परमसुहृदिव द्वादशवार्षिकं दुर्भिक्षमुदपादि, तत्र चैवंरूपे महति दुर्भिक्षे भिक्षालाभस्यासम्भवादवसीदतां साधूनामपूर्वार्थग्रहण-पूर्वार्थस्मरण-श्रुतपरावर्त्तनानि मूलत एवापजग्मुः श्रुतमपि

શ્રીસ્કંદિલાચાર્યે મથુરામાં શાસ્ત્રનો અનુયોગ પ્રવર્તાવ્યો તે વખતે સિદ્ધાન્ત પુસ્તકારૂઢ થયો ન હતો. પણ ²શ્રીયોગશાસ્ત્ર અને જ્યોતિષ્કરંડકના વચનોનો ભાવાર્થ એવો થાય ખરો કે બન્ને સ્થાને લેખાયાં.

૮૯ પ્ર૦—મૌન એકાદશીએ સર્વકાળમાં દોઢસો કલ્યાણકોજ હોય કે ચાલતાકાળની મૌનએકાદશીએ ત્રણકાળની અપેક્ષાએ હોય ?

૮૯ ઉ૦—આ અવસર્પિણીમાં ભરતક્ષેત્રની વર્તમાન ચોવિશી પૈકી ત્રણ તીર્થંકરોનાં પાંચ કલ્યાણકો મૌનએકાદશી ( માર્ગશીર્ષ-શુકલ ૧૧ ) ના દિવસે થયાં. એજ પ્રમાણે અઢીદ્વીપમાં વર્તતાં ( જંબૂદ્વીપના ભરત સિવાય ) બાકીનાં ચાર ભરતક્ષેત્ર અને પાંચ ઐરવતક્ષેત્રમાં વર્ત્તમાનચોવિશી પૈકી ત્રણ ત્રણ તીર્થંકરોનાં પાંચ પાંચ કલ્યાણકો થયાં. અર્થાત્ વર્તમાન ચોવિશીની

---

चातिशायि प्रभूतमनेशत्, अङ्गोपाङ्गादिगतमपि भावतो विप्रनष्टम्, तत्परावर्त्तनादेरभावात् , ततो द्वादशवर्षानन्तरमुत्पन्ने सुभिक्षे मथुरापुरि स्कन्दिलाचार्यप्रमुखश्रमणसङ्घेनैकत्र मिलित्वा यो यत् स्मरति स तत्कथयतीत्येवं कालिकश्रुतं पूर्वगतं च किञ्चिदनुसन्धाय घटितं, यतश्चैतन्मथुरापुरि सङ्घटितमत इयं वाचना माथुरीत्यभिधीयते, सा च तत्कालयुगप्रधानानां स्कन्दिलाचार्याणामभिमता तैरेव चार्थतः शिष्यबुद्धिं प्रापितेति तदनुयोगस्तेषामाचार्याणां संस्वन्धीति व्यपदिश्यते । अपरे पुनरेवमाहुः— न किमपि श्रुतं दुर्भिक्ष वशादनेशत्, किन्तु तावदेव तत्काले श्रुतमनुवर्त्तते स्म, केवलमन्ये प्रधाना येऽनुयोगधराः ते सर्वेऽपि दुर्भिक्षकालकवलीकृताः एक एव स्कन्दिलसूरयो विद्यन्ते स्म, ततस्तैर्दुर्भिक्षापगमे मथुरापुरि पुनरनुयोगः प्रवर्त्तित, इति वाचना माथुरीति व्यपदिश्यते, अनुयोगश्च तेषामाचार्याणामिति ॥ [ नन्दीसूत्र-मुद्रित. पत्र ५१ ].

२ जिनवचनं च दुष्पमाकालवशादुच्छिन्नप्रायमिति मत्वा भगवद्भिर्नागार्जुनस्कन्दिलाचार्यप्रभृतिभिः " पुस्तकेषु " न्यस्तम् । [ योगशास्त्र-मुद्रित-२०७/१ ]

અપેક્ષાએ દશક્ષેત્રમાં એકંદર ત્રીશ તીર્થંકરોનાં પચાસ કલ્યાણકો થયાં. હવે અતીત ચોવિશી અને અનાગત ચોવિશીનો વિચાર કરીએ તો વર્ત્તમાન ચોવિશી માફક અતીત ચોવિશીની અપેક્ષાએ ( ૫ ભરત + ૫ ઐરાવત ) દશક્ષેત્રમાં ત્રીશ તીર્થંકરોનાં પચાસ કલ્યાણક અને અનાગત ચોવિશીની અપેક્ષાએ દશક્ષેત્રમાં ત્રીશ તીર્થંકરોનાં પચાસ કલ્યાણક ગણવાં, એકંદર દશક્ષેત્રમાં અતીત અનાગત અને વર્ત્તમાન એ ત્રણે ચોવિશી પૈકી ૯૦ તીર્થંકરોના દોઢસો કલ્યાણક થાય, આ પ્રમાણે દોઢસો કલ્યાણકની ગણતરી છે. એટલે એમાં તમોએ જણાવેલ 'ચાલતાકાળની મૌનએકાદશીએં ત્રણકાળની અપેક્ષાએ હોય?' એ પ્રશ્નનું સમાધાન આવી જાય છે. વળી

'અતીતકાળમાં અનન્તી ચોવિશીઓ થઈ, ભવિષ્ય-અનાગતમાં અનન્તી ચોવિશીઓ દશે ક્ષેત્રમાં થશે. એમ છતાં વર્ત્તમાન ચોવિશીની અપેક્ષાએ અતીતકાળની તથા અનાગતકાળની એક એકજ ચોવિશીની ગણતરી દોઢસો કલ્યાણકોમાં ગણી, એથી એવી શંકા થવાનો પ્રસંગ ઉપસ્થિત થાય કે જે અતીતકાળની એક ચોવિશી તેમજ અનાગતકાળની એક ચોવિશી દોઢસો કલ્યાણકોની ગણતરીમાં ગણી તે અતીત ચોવિશીથી પહેલાની અને અનાગત ચોવિશીથી પછીની ચોવિશીઓ પૈકી ત્રણ ત્રણ તીર્થંકરોનાં પાંચ પાંચ કલ્યાણકો મૌનઅગીઆરશે થયેલાં કે નહિં? એ શંકાનું સમાધાન એમ થઇ શકે કે—જેમ વર્ત્તમાન ચોવિશીની મુખ્યતા રાખી અતીત અનાગતની એકેક ચોવિશીની ગણતરીથી દોઢસો કલ્યાણકો ગણાય છે તે પ્રમાણે જે ઉત્સર્પિણી અથવા જે અવસર્પિણીમાં જે ચોવિશીની મુખ્યતા રાખીને કલ્યાણકો ગણવાં હોય તે ચોવિશીથી પહેલાંની ( અતીત ) તેમજ પછીની ( અનાગત ) એકેક ચોવિશી પૈકી ત્રણ ત્રણ તીર્થંકરોનાં પાંચ પાંચ કલ્યાણકો ગણવાં જેથી દરેક કાળમાં દરેક વખતે દશક્ષેત્રમાં અતીત-અનાગત અને વર્ત્તમાન ચોવિશી પૈકી નેવું તીર્થંકરોના દોઢસો કલ્યાણકોની ગણતરી આવી રહેશે. આથી એ સિદ્ધ થાય છે કે-અનન્તી અતીત ચોવિશીઓ પૈકી તેમજ અનાગત અનન્તી

ચોવિશીઓ પૈકી ત્રણ ત્રણ તીર્થંકરોનાં પાંચ પાંચ કલ્યાણકો મૌન એકાદશીએ જરૂર થયાં છે તેમજ થવાનાં છે, પણ અનન્ત અતીતકાળ અને અનન્ત અનાગતકાળની ગણતરી કરવા જતાં કલ્યાણકો પણ અનન્ત થાય! અને આરાધક ભવ્યાત્માઓને આરાધનમાં વ્યવસ્થા ન રહે, માટે જે વર્ત્તમાન ચોવિશી હોય તેની અપેક્ષાએ અતીત અનાગત એકેક ચોવિશી પ્રથમ જણાવ્યા મુજબ લેવાય એટલે દોઢસો:કલ્યાણકો બરાબર આવે અને આરાધક કલ્યાણાર્થી આત્માઓ રૂડી રીતે આરાધન કરી શકે.

૯૦ પ્ર૦–'धम्मत्थिकायस्स णं भंते केवइया अभिवयणा पन्नता? गोयमा! अणेगा अभिवयणा पन्नत्ता, तंजहा–धम्मेइ वा पाणाइवायवेरमणेति वा मुसावायवेरमणेति वा एवं जाव परिग्गहवेरमणेति वा, कोहविवेगेति वा जाव मिच्छादंसणसल्ल-विवेगेति वा, इरियासमितीति वा भासासमितीति वा एसणा समितीति वा आयाणभंडमत्तनिक्खेवणासमितीति वा उच्चार-पासवणखेलजल्लसिंघाणपारिट्ठावणियासमितीति वा मणगु-त्तिति वा वइगुत्तिति वा कायगुत्तिति वा जेयावन्ने तहप्पगारा सव्वे ते धम्मत्थिकायस्स अभिवयणा'

ત્યારબાદ અધર્માસ્તિકાયનો પાઠ ઉપરના પાઠથી વિપરીત છે તેનો ભાવાર્થ સમજવામાં આવતો નથી. શું કુશલાનુષ્ઠાનવાચક શબ્દો ધર્માસ્તિકાયના વાપર્યા છે? એટલે ચારિત્રધર્માભિધાયક શબ્દો ધર્માસ્તિકાયના પર્યાયો હોય તો કુશલાનુષ્ઠાન ચારિત્રધર્મ એજ ધર્માસ્તિકાય કહેવાય કે ધર્માસ્તિકાય અને કુશલઅનુષ્ઠાન જુદા છે? તેનો ભાવાર્થ ટુંકાણમાં સમજાય તેમ જણાવશો. આ પ્રશ્નમાં મારો પુછવાનો આશય એ છે કે, ઘણા ગ્રન્થોમાં દ્રવ્યો છ જ કહ્યાં છે અને 'ધર્માસ્તિકાય અધર્માસ્તિકાયનો' અર્થ કુશ-લાનુષ્ઠાન–અકુશલાનુષ્ઠાન કરવામાં આવે તો બે દ્રવ્યો ઓછાં થતાં ચાર દ્રવ્યો રહે, તો શું કોઇ કાલે ચાર દ્રવ્યની માન્યતા હતી? એવો આગમમાં કોઇ મત મતાંતર છે? કારણ કે આ ઉદ્દેશામાં ધર્માસ્તિકાય અધર્માસ્તિકાયને કુશલાનુષ્ઠાન–અકુશલાનુષ્ઠાનરૂપે કહ્યા

છે અને આકાશ-આત્મા તેમજ પુદ્‌ગલના પર્યાયો તો યથાર્થ બતાવ્યા છે માટે, આપશ્રીને નિવેદન કરવાનું કે જો જૈનાગમમાં કોઇ ઠેકાણે ચાર દ્રવ્યો માનવાનો ઉલ્લેખ હોય તો ધર્માસ્તિકાય-અધર્માસ્તિકાય ને કુશલાનુષ્ઠાન-અકુશલાનુષ્ઠાન રૂપે ગણવામાં હરકત નથી, પણ જયારે છ દ્રવ્ય માનવાં એ ચોક્કસ છે તો પછી ધર્માસ્તિ૦ અધર્માસ્તિ૦ ને કુશલાનુષ્ઠાન-અકુશલાનુષ્ઠાન, કેવી રીતે માની શકાય ? આ બાબતનો સંદેહ છે તે દૂર થાય તેવો ખુલાસો તાકીદે આપશો.

૯૦ ઉ૦—જૈનશાસ્ત્રમાં એકજ વસ્તુને કહેવાવાળા પર્યાયો જયાં આપવામાં આવે છે ત્યાં એકાર્થક અનર્થાન્તર પર્યાય અને નામધેય વિગેરે શબ્દો આપવામાં આવે છે અને તેવા સ્થાને આપેલા શબ્દો એકજ અભિધેયને કહેવાવાળા હોય છે, પરંતુ શ્રીભગવતીસૂત્રના તમોએ જણાવેલા ૬૬૪ મા સૂત્રમાં એકાર્થિક અનર્થાન્તર પર્યાય કે નામધેય તરીકે નામો નહિ જણાવતાં અભિવચન તરીકે તે નામો જણાવેલાં છે, તેથી તે અભિવચનો એકજ વસ્તુને કહેનાર હોય એમ કહી શકાય નહિં. આવશ્યક નિર્યુક્તિમાં જેમ આકાશને ક્ષેત્ર તરીકે જણાવી પાછળથી વ્યંજન પર્યાયમાત્રની સરખામણી લઇને ઇક્ષુક્ષેત્ર અને શાલિક્ષેત્રાદિકના કરણોને ક્ષેત્રકરણ તરીકે જણાવ્યાં છે, તેમ અહિં પણ અભિવચનશબ્દ સર્વથા એક અર્થને કહેવાવાળા એકાર્થિક કરતાં અન્ય પ્રકારે એકાર્થિક કહેવાને માટે પ્રવર્ત્તાવેલો છે, કેમકે ઇક્ષુક્ષેત્રાદિકનું કરણ વાસ્તવિકરીતિએ દ્રવ્યકરણ બને છે પણ ક્ષેત્ર (આકાશ) બનતું નથી અને તેથીજ ત્યાં વ્યંજન પર્યાયને પ્રાપ્ત એટલે માત્ર શબ્દોનીજ સરખાવટ લીધી છે, તેવી રીતે અહિં પણ અભિવચનશબ્દ શબ્દોની સરખાવટને માટે લેવાય તો અડચણ જણાતી નથી, વળી વ્યાકરણના નિયમ પ્રમાણે બે પદથી બનેલા શબ્દમાં પહેલા અને પછીના પદનો લોપ 'તે લુગ્વા' એ સૂત્રથી થાય છે અને તેથી ધર્માસ્તિકાય એ નામ ધર્મ અને અસ્તિકાય એ બે પદથી બનેલું હોઇ આગળના 'અસ્તિકાય' પદનો લોપ થાય ત્યારે માત્ર ધર્મપદ રહે અને તેથીજ સૂત્રકાર મહર્ષિ પણ ધર્માસ્તિકાયના અભિવચનોમાં પહેલું 'धम्मेइ वा'

એમ કહી ધર્મશબ્દનેજ અભિવચન તરીકે જણાવ્યો છે અને તે ધર્મશબ્દના પર્યાય (એકાર્થક) તરીકે પ્રાણાતિપાતવિરમણ ઇર્યાસમિતિ આદિકને લેવામાં કોઈ જાતની અડચણ દેખાતી નથી. ધ્યાન રાખવું! કે અધર્માસ્તિકાયના અભિવચનોમાં પણ પહેલાં 'अधम्मेइ वा' એમ કહ્યું છે અને તેથી પ્રાણાતિપાત વિગેરે અને ઇર્યાસમિતિનો અભાવ વિગેરે અધર્મના અભિવચનો તરીકે જણાવ્યા છે. આ પ્રમાણે અર્થ કરવાથી 'છ દ્રવ્યોને બદલે ચાર દ્રવ્યો માનવા વિગેરે તમોએ પુછેલ પ્રશ્નને હવે અવકાશ રહેતોજ નથી.

૯૧ પ્ર૦—ભાદરવા સુદ ચોથ પછી એટલે દુબલીઆઠમે કલ્પસૂત્ર (બારસા) અથવા સામાચારીનું નવમું વ્યાખ્યાન વાંચી શકાય?

૯૧ ઉ૦—શ્રીકલ્પસૂત્રની ટીકામાંજ 'पञ्चभिर्दिवसैर्नवभिःक्षणैः' એ પ્રમાણે સ્પષ્ટશબ્દો લખેલા હોવાથી સંવચ્છરી બાદ 'કલ્પસૂત્ર–બારસા'નું અથવા સામાચારીનું વ્યાખ્યાન વાંચવું એ યોગ્ય નથી.

૯૨ પ્ર૦—રજસ્વલા સ્ત્રીને ભાદરવા સુદ ચોથને દિવસે પ્રતિક્રમણ ન થઈ શકે તો આઠમે કરી શકાય ખરૂં?

૯૨ ઉ૦-કારણવશાત્ સંવચ્છરીનું ઉલ્લંઘન થયાબાદ અષ્ટમીએ સંવચ્છરી પ્રતિક્રમણ કરવું એ યોગ્ય નથી, કારણકે અપ્રત્યાખ્યાનાવરણીય કષાયોદયની મર્યાદાનું ઉલ્લંઘન ન થાય તે પ્રમાણે સંવચ્છરી પ્રતિક્રમણ કરવાનું છે; અને એ કારણથીજ પ્રબલ કારણે પંચમીને બદલે ચતુર્થીએ થએલ સંવચ્છરીપ્રતિક્રમણ કાયમી રહ્યું છે.

૯૩ પ્ર૦—જ્ઞાનવિમલસૂરિકૃત 'દીવાળીના દેવવંદન' મા શ્રીમહાવીરપ્રભુના સ્તવનમાં 'ઉત્તરાફાલ્ગુની ચંદ્રમા જોગે શુભ આવે, અજરામર પદ પામીયા જય જય રવ થાવે' એમ જણાવેલ છે, જ્યારે કલ્પસૂત્રમાં 'साइणा परिनिव्वुए भयवं' 'સ્વાતિનક્ષત્રમાં પ્રભુનું નિર્વાણ થયું' એમ જણાવેલ છે તો દેવવંદનમાં સ્ખલના થયેલ હશે?

૯૩ ઉ૦—પ્રભુનું સ્વાતિનક્ષત્રમાં નિર્વાણ થયું એ અનેક સૂત્ર-ગ્રન્થોથી સિદ્ધ હોવાથી દેવવંદનમાં અપાયેલ સ્તવનમાં રચનાદોષ અથવા લેખન દોષ થયેલ હોવાનો સંભવ છે.

૯૪ પ્ર૦—શ્રીમહાવીરદેવના સમવસરણમાં શ્રેણિક અને

ચેલણાનું રૂપ દેખી ઇન્દ્રભૂતિ અને ચંદનબાલા સિવાય સર્વ સાધુ સાધ્વીઓ મુગ્ધ થયા, દેવદેવીઓ પણ તે બન્નેના રૂપથી મુગ્ધ થયા, તો તે વાત સાચી છે? સાધુઓએ નિયાણું કરેલું કે માત્ર મુગ્ધ થવા પુરતુંજ?

૯૪ ઉ૦—શ્રેણિક અને ચેલણાનું રૂપ દેખી સાધુ–સાધ્વીઓ મુગ્ધ થયાં છે એટલુંજ નહિં પરંતુ નિયાણું પણ કરેલું છે. જે માટે શ્રીદશાશ્રુતસ્કંધના પ્રથમઅધ્યયનમાં નવનિયાણાનો અધિકાર આપેલો છે તે જુઓ! તેમાં આપેલ પાઠ ઘણોજ વિસ્તૃત છે તોપણ મુદ્દા પુરતો અહિં આપવામાં આવે છેઃ—

'तत्थ णं अत्थेगइयाण निग्गंथाण य निग्गंथीण य सेणियं रायं चिल्लणं देविं पासित्ता णं इमेयारूवे अज्झत्थिए जाव संकप्पे समुपज्जित्था—अहो णं सेणिए राया महिड्ढिए जाव महासक्खे, जेणं ण्हाते कयवलिकम्मे कयकोउयमङ्गलपायच्छित्ते सव्वालंकारविभूसियं चिल्लणादेवीए सद्धिं उरालाइं भोगभोगाइं भुंजमाणे विहरइ। ण मे दिट्ठे देवा देवलोगंसि सक्खं खलु अयं देवो। जइ इमस्स तवनियमबंभचेरफलविसेसे अत्थि, वयमवि आगमिस्साइं एताइं उरालाइं एतारूवाइं माणुस्सगाइं भुंजमाणे विहरामो, से तं साहु।' इत्यादि।

૯૫ પ્ર૦—સેનપ્રશ્ન-પત્ર ૧૭ માં 'जातिस्मरणमपि समतिक्रान्तसंख्यातभवावगमस्वरूपं मतिज्ञानभेद एवेति' એ પ્રમાણે જણાવેલ છે, જ્યારે શ્રીઆચારાંગ તથા કર્મગ્રન્થને અનુસારે 'સંખ્યાતા (નવ) ભવ જાણે' એ વાત પ્રસિદ્ધ છે, તો ઉપરનો પાઠ કયા શાસ્ત્રના અનુસારે હશે?

૯૫ ઉ૦—સેનપ્રશ્નનો જે પાઠ તમોએ જણાવેલ છે તેમાં પણ 'समतिक्रान्तसंख्यातभवावगमस्वरूपं' એ કર્મગ્રંથની વૃત્તિના અક્ષરોનો 'અતીત સંખ્યાતા ભવને જાણના એ છે સ્વરૂપ જેનું' એવોજ ભાવાર્થ થાય છે. એ અક્ષરોથી 'અસંખ્યાતા ભવ' એવો અર્થ નીકળતો નથી. શ્રીઆચારાંગવૃત્તિમાં 'जातिस्मरणं तु नियमतः

संख्येयान्' એ પ્રમાણે જણાવેલ છે. જ્યારે કોઇ એક ગાથામાં એક-બે-ત્રણ યાવત્ નવ ભવ સુધી જાણે તે પ્રમાણે પણ કહેલ છે. તે ગાથા આ પ્રમાણેઃ—

'पुव्वभवा सो पिच्छइ, इक्क दो तिन्नि जावनवगं वा ।
उवरि तस्स अविसओ, सभावओ जाइसरणस्स ॥ १ ॥

૯૬ પ્ર૦—પર્વપ્રતિક્રમણ ૨૮ કહેવાય છે તો તે સાચું છે? સાચું હોય તો કયા ગ્રન્થમાં છે? અને તે પ્રતિક્રમણ કયા કયા?

૯૬ ઉ૦—પર્વપ્રતિક્રમણ કહો કે પ્રતિક્રમણ કહો તે પાંચજ છે. ૨૮-૨૫ વિગેરે જે કહેવાય છે તે પ્રઘોષ માત્ર છે. શ્રીહીરપ્રશ્નમાં (પ્ર૦-૪) આ સંબંધી નીચે મુજબ પ્રશ્નોત્તર છે—

'वर्षमध्ये कियन्ति प्रतिक्रमणानि? चतुर्मासकं पूर्णिमायामभूत्तदा प्रतिक्रमणानि पञ्चविंशतिरष्टाविंशतिर्वा बभूवुः, तथा तानि शास्त्राक्षरबलेन विधीयमानानि परम्परातो वा? शास्त्राक्षरबलेन चेत्तदा तदभिधानं प्रसाद्यमिति प्रश्ने उत्तरम्—अत्र वर्षमध्ये प्रतिक्रमणानि पञ्चविंशतिरष्टाविंशतिर्वेति क्वापि ज्ञातं नास्ति, शास्त्रमध्ये तु दैवसिक-रात्रिक-चातुर्मासिक-सांवत्सरिकलक्षणानि पञ्च· प्रतिक्रमणानि प्रतिपादितानि सन्ति ।

૯૭ પ્ર૦—યશોભદ્રસૂરિ સ્વર્ગે ગયા, અને તેઓનો જીવજ શ્રીહેમચન્દ્રસૂરિ થયા' તેવો ઉલ્લેખ શ્રીકુમારપાળચરિત્રમાં છે તો યશોભદ્રસૂરિ દેવલોકમાં કેટલા આયુષ્યે ઉત્પન્ન થયાં હશે?

૯૭ ઉ૦—યશોભદ્રસૂરિનો જીવજ શ્રી હેમચન્દ્રસૂરિ થવાનું કુમારપાલચરિત્રના તમોએ જણાવેલા ઉલ્લેખ પ્રમાણે જો યથાર્થ હોય તો કુમારપાલચરિત્રમાં અપાયેલ યશોભદ્રસૂરિજીથી શ્રીહેમચન્દ્રસૂરિજી સુધીની પટ્ટપરંપરા જોતાં 'दिवंगतः' એ પદનો અર્થ 'દેવલોકમાં ઉત્પન્ન થયા' એવો ન કરતાં આપણે જેમ કોઇનું મૃત્યુ થાય ત્યારે સામાન્યતઃ 'દેવગત' થયાની ભાષા વાપરીએ છીએ તે પ્રમાણે વ્યવહારૂ ભાષાનો પ્રયોગ થયેલો હોવો (માનવો) જોઇએ, અને તેથી મનુષ્યગતિ વિગેરેમાં તેઓની ઉત્પત્તિ થયેલી હોય તો તેમાં બાધા આવતી નથી. અન્યથા અર્થાત્ જો दिवंगतः એ પદથી દેવગતિમાંજ ઉત્પત્તિ માનવામાં આવે તો

દેવભવનું જઘન્ય આયુષ્ય પણ દશહજાર વર્ષનું છે, જ્યારે યશોભદ્રસૂરિ અને શ્રીમાન્ હેમચન્દ્રસૂરિનું અંતર ઘણુંજ અલ્પ છે. વલી જુઓ ?

'यशोभद्रप्रभुरपि, प्रमीतःस्फीतपुण्यतः ।
हेमचन्द्राऽभिधानोऽहं वभूवांस्तावको गुरुः ॥ १ ॥'

( કુમારપાલચરિત્ર દશમો સર્ગ શ્લોક ૬૯ ) એ શ્લોક ઉપરથી યશોભદ્રસૂરિમહારાજ કાલધર્મ પામીને હેમચન્દ્રસૂરિ થયા છે એ બરાબર છે પરંતુ તેઓ સ્વર્ગે ગયા અને ત્યાંથી હેમચન્દ્રસૂરિપણે ઉત્પન્ન થયા એવો અર્થ લેશપણ જણાતો નથી. એથી એજ પ્રશ્ન થાય છે કે તમોએ યશોભદ્રસૂરિ દેવલોકમાં ગયા તો ત્યાં આયુષ્ય કેટલું ? એ શંકા શી રીતે ઉભી કરી ? શ્રી હેમચન્દ્રસૂરિજીના ગુરૂવર્ય દેવચંદ્રસૂરિજી મહારાજ જેની પટ્ટપરંપરામાં થયા છે તે યશોભદ્રસૂરિ ભિન્નગચ્છવાળા છે.

૯૮ પ્ર૦-પ્રસન્નચંદ્ર રાજર્ષિએ સાતમી નરકયોગ્ય દલિક બાંધ્યા ત્યારે તેમને અનન્તાનુબંધીનો ઉદય હતો ? તેઓને ભાવચારિત્રનો નાશ થયો હતો ? તેમજ આ બાબત કોઈ શાસ્ત્રમાં છે ? અથવા અનન્તાનુબંધીનો ઉદય ન હતો પણ ( અનન્તાનુબંધી ) સંજ્વલનનો ઉદય હતો અને ભાવચારિત્ર વિદ્યમાન હતું તેવા અક્ષરો ક્યાંઇ છે ?

૯૮ ઉ૦—મુખ્ય અનન્તાનુબંધીના ઉદય સિવાય કેવલ અનન્તાનુબંધી-સંજ્વલનના ઉદયથી સાતમી નરકગતિ યોગ્ય કર્મદલિકોનો બંધ પ્રાયઃ અસંભવિત જણાય છે, શ્રેણિકમહારાજાએ પુછેલ પ્રશ્નના સમાધાનમાં પરમાત્મા શ્રી મહાવીરદેવે ફરમાવેલ 'હાલમાં કાલધર્મ પામે તો સાતમી નરકમાં જાય' ઇત્યાદિ વચનોથી સાતમી નરકયોગ્ય કર્મબંધ કર્યો એ જ્યારે ચોક્કસ છે તો અનન્તાનુબંધીના ઉદય સિવાય સાતમી નરકયોગ્ય કર્મનો બંધ થવો અશક્ય છે અને અનન્તાનુબંધીના ઉદયમાં ભાવચારિત્ર ન હોય એ પણ સ્પષ્ટ વાત છે, કારણકે અનન્તાનુબંધીના ઉદયમાં જ્યાં સમ્યક્ત્વ પણ ટકી ન શકે ત્યાં ભાવચારિત્ર માટે તો વાતજ ક્યાં કરવી ? ફક્ત તે અવસરે અનન્તાનુબંધીના ઉદયથી

બંધાયેલ સાતમીનરક યોગ્યકર્મ સોપક્રમ ભાવનું હોઇ પશ્ચાતાપના યોગે પુન: ભાવચારિત્રની ભાવના ઉપર ચઢતાં તે સોપક્રમભાવના કર્મને સત્તામાંથી નાબુદ કરી યાવત્ અન્તર્મુહૂર્ત્તમાં કેવલજ્ઞાન-દર્શન પામ્યા છે. જિનેશ્વરના શાસનમાં એવાં અનેક દૃષ્ટાંતો હોવાથી કાંઈ આશ્ચર્ય પામવા જેવું પણ નથી. ઉપરનો આશય મારા સમજવામાં આવે છે. 'અનન્તાનુબંધીના ઉદય સંબંધી' અક્ષરો કોઇ ગ્રન્થમાં જોયલ હોય તેવું ધ્યાનમાં નથી, પરંતુ પરિશિષ્ટ પર્વના પ્રથમ સર્ગમાં પ્રસન્નચન્દ્ર ચરિત્રમાં 'रौन्द्रध्यानी' પદ લખેલ છે. પ્રશ્નોત્તર રત્નચિંતામણિ (શેઠ અનુપચંદ વિરચિત) માં તો અનન્તાનુબંધીનો ઉદય હતો તેવા અક્ષરો પણ છે.

૯૯ પ્ર૦—સ્ત્રીરત્ન મરીને અવશ્ય છઠ્ઠી નરકેજ જાય?

૯૯ ઉ૦—સ્ત્રીરત્નને શંખાવર્ત્તયોનિ હોય છે અને કામાર્ત્ત-પણાની અધિકતા હોવાથી ગર્ભની નિષ્પત્તિ થતી નથી એ હકીકત ધ્યાનમાં લેતાં તેનું અવશ્ય નરકગામીપણું હોય! પરંતુ બધા સ્ત્રીરત્નો મરીને છઠ્ઠીએજ એમ માનવું યોગ્ય લાગતું નથી, શ્રી બૃહત્સંગ્રહણીવૃત્તિ વિગેરે ગ્રન્થોમાં 'स्त्रीरत्नाद्याः षष्ठीं' એ પ્રમાણે વાકયો જોવામાં આવે છે પરંતુ એવકાર જોવામાં આવેલ નથી.

૧૦૦ પ્ર૦—આપણે અતિચારમાં 'વિજદીવાતણી ઉજેહી લાગી' એમ બોલીએ છીએ, તો વિજળીના પુદ્ગલો વિસ્રસા છે કે પ્રયોગસા છે? અને સચિત્ત છે કે અચિત્ત છે? તેનો સ્પર્શ થવાથી શામાટે અતિચાર થાય?

૧૦૦ ઉ૦—શ્રી સૂયગડાંગસૂત્ર-મુદ્રિત પત્ર ૫ મામાં 'तथाऽभ्रेन्द्रधनुर्विद्युदादिषु कार्येषु यानि पुद्गलद्रव्याणि परिणतानि तद्विस्रसाकरणम्' અર્થ—વાદળાં-ઇન્દ્રધનુષ-વિજળી વિગેરે કાર્યોમાં જે પુદ્ગલ દ્રવ્યો પરિણામ પામેલાં છે, તે વિશ્રસાકરણ છે, એમ જણાવેલું હોવાથી વિજળીના પુદ્ગલો [1]વિશ્રસા હોવાનું સમજી

---

૧ વર્ત્તમાનના બહુશ્રુત ગીતાર્થ પુરૂષોનું એવું પણ કહેવું છે કે—'અતિચારમાં ગણાયેલી વિજળી પ્રયોગકૃત અને સચિત્ત ગણવી. જો કે ઉત્તરાધ્યયન નિર્યુક્તિના ચોથા અધ્યયનના પાઠને સ્વતંત્ર વિચારીયે તો અ૦

શકાય છે, અને પ્રાયઃ વિજળી સચિત્ત છે તેથીજ તેનો પ્રકાશ પણ સંયમીને બાધક છે.

૧૦૧ પ્ર૦—તથા અતિચારમાંજ 'વાયુકાય ઉઘાડે મુખે બોલ્યા' એમ બોલાય છે તો ઉઘાડે મુખે બોલવાથી વાયુકાયની વિરાધના હિંસા થાય છે? કારણકે ભાષાવર્ગણાના પુદ્ગલો ચઉસ્પર્શી છે અને બાદર વાયુકાય અષ્ટસ્પર્શી છે તો તે અષ્ટસ્પર્શી શરીરવાળા બાદર વાયુકાય જીવોનો ભાષાના પુદ્ગલોથી વ્યાઘાત થાય? ઉઘાડે મુખે બોલવાથી સાવદ્યભાષા ગણાય અને સંપાતિમજીવોના રક્ષણમાટે મુહુપત્તિ રાખીને બોલવું જોઇએ તે યોગ્ય છે, પરંતુ વાયુકાયના જીવોને ઉઘાડે મુખે બોલવાથી ઉપદ્રવ થાય કે નહિં?

૧૦૧ ઉ૦—ભાષાવર્ગણાના પુદ્ગલો ચઉસ્પર્શી છે પણ સાથે નીકળતો વાયુ અષ્ટસ્પર્શી છે તેથી તે દ્વારા વાયુકાય જીવોની વિરાધના શ્રીદશાશ્રુતસ્કંધની ચૂર્ણી અને યોગશાસ્ત્રની વૃત્તિ આદિથી સ્પષ્ટ જણાય છે, અને ભાષાવર્ગણાથી વાયુકાયિક જીવોની વિરાધના ગણીયે તો મુખે વસ્ત્ર રાખવું નકામુંજ ગણાય? કારણકે ભાષા વર્ગણા તો ૩-૪-૫ સમયમાં સમગ્રલોકમાં વ્યાપે છે.

૧૦૨ પ્ર૦—હિંસાના કેટલા પ્રકાર અને તેનું શું સ્વરૂપ છે?

૧૦૨ ઉ૦—હિંસા ત્રણ પ્રકારની છે. ૧ હેતુહિંસા, ૨ સ્વરૂપહિંસા, અને ૩ અનુબંધહિંસા. તે ત્રણે પ્રકારની હિંસાનું અનુક્રમે સ્વરૂપ આ પ્રમાણે—

"हेतुस्वरूपानुवन्धैः सूत्रात्सर्वज्ञवचनात् ज्ञायते । तथाहि;— हेतुतस्तावदयतनाऽपरपर्यायात् प्रमादात्, स्वरूपतश्च प्राणव्यपरोपणतः, अनुवन्धतश्च पापकर्मवन्धार्जितदुःखलक्षणात् इह हिंसा प्रतीयते । तथा च सूत्रम् ' अजयं चरमाणो अ पाणभूयाइं हिंसइ । वंधइ पावयं कम्मं तं से होइ कडुयं फलं ॥१॥

ભાવાર્થ—હેતુહિંસા સ્વરૂપહિંસા અને અનુબંધહિંસા એમ

ચિત્ત વિજલી હોય તેવો અર્થ નીકળે છે. (ઉત્તરાધ્યયનનિર્યુક્તિ અધ્યયન ૪ થું ગાથા ૧૮૭ જુઓ).

ત્રણ પ્રકારની હિંસા સર્વજ્ઞ ભગવંતોના વચનથી જણાય છે. તે આ પ્રમાણે—હેતુથી એટલે અજયણા અથવા પ્રમાદરૂપ હેતુથી જે હિંસા થાય તે હેતુહિંસા, સ્વરૂપથી એટલે જેમાં પ્રાણનો નાશ થવા રૂપ હિંસાનુ સ્વરૂપ રહેલ છે તે, અને અનુબંધથી એટલે પાપકર્મના બંધથી ઉપાર્જન કર્યું છે ( ભવિષ્યનું ) દુઃખ જેમાં તે, તે ત્રણે પ્રકારની હિંસાને જણાવનારૂં સૂત્ર આ પ્રમાણે—અજયણાથી અર્થાત્ જયણા વિના હાલતો ચાલતો પ્રાણી પૃથ્વી કાયાદિજીવોની હિંસા કરે છે તેથી પાપકર્મ બંધાય છે અને તેથી ભવિષ્યમાં કટુકફળ થાય છે. અહિં 'જયણારહિત ચાલવું' એ હેતુહિંસા છે. 'જીવોની હિંસા થવી' એ સ્વરૂપહિંસા છે. અને પાપકર્મના બંધથી કટુકફળ મળવું તે અનુબંધ હિંસા છે. અહિં અનેક પ્રકારે ભાંગાઓ પડી શકે છે હેતુહિંસા હોય ત્યાં સ્વરૂપહિંસા હોય અથવા ન પણ હોય, પરંતુ અનુબંધહિંસા અવશ્ય હોય છે. સ્વરૂપહિંસા હોય ત્યાં ( કેવલિને ) હેતુહિંસા તથા અનુબંધ હિંસા ન હોય, અને ( પ્રમત્તને ) હેતુ-અનુબંધ હિંસા બન્ને હોય. તેમજ અનુબંધ હિંસા હોય ત્યાં સ્વરૂપહિંસા હોય અથવા ન હોય પરંતુ હેતુહિંસા તો જરૂર હોયજ.

આ ત્રણ પ્રકારની હિંસાનું સ્વરૂપ તમોએ આ અવસરે જે પુછાવેલ છે તે હમણાં ત્યાં ઉભી થયેલ વર્તમાન ચર્ચાને અંગે છે! એમ હું સમજી શકું છું. તે સંબંધી એટલા બધા પાઠો અને પુરાવા છે કે દેડકા વિગેરે પંચેન્દ્રિય જીવોની હિંસા કરી અધર્મમાં ધર્મ મનાવનારને બોલવાનો લેશભર અવકાશ નથી! પરંતુ દૂર છું એટલે નિરૂપાય! આ ચર્ચાનું સમાધાન કુયુક્તિ કરી પોતાની મેળે મરજી મુજબ વિરૂદ્ધપક્ષમાં પાઠને દાખલ કરી બોલનારા પાસે લખાણથી પુરાવા આપ્યે કામ પતે નહિં પરંતુ રૂબરૂમાં ચર્ચા થાય તોજ (તેને) બોલતા બંધ થવાનો વખત આવે. તત્ત્વ' એટલુંજ છે કે, જે ક્રિયા ભાવશુદ્ધિમાં નિમિત્ત હોય અને અધિકગુણની પ્રાપ્તિમાં કારણ હોય એ ક્રિયામાં નિરૂપાયે યતકિંચિત્ હિંસાદિ દોષ-જેમકે-દ્રવ્યપૂજા વિગેરેમાં લાગે તો પણ તે આચરણીય છે, પરંતુ જેમાં ખુલ્લંખુલ્લા પંચેન્દ્રિયની જીવવિરાધના છે અને ભાવ શુદ્ધિનું અંશ પણ કારણ નથી એવી હિંસામય ક્રિયા કરવામાં અને કરાવવામાં કેવળ અધર્મનુંજ પોષણ છે.

આ વિષયને અંગે નીચેના પાઠો પણ ખાસ પુષ્ટિકારક છે—

અષ્ટક પ્રકરણ (શ્રી હરિભદ્રસૂરિજી વિરચિત) અષ્ટક બીજું, શ્લોક ચોથો—' भावशुद्धिनिमित्तत्वात्तथानुभवसिद्धितः ।
कथंचिद्दोपभावेऽपि तदन्यगुणभावतः ॥१॥ '

બત્તીસાબત્તીસી (છાપેલ) સાતમી બત્તીસી, શ્લોક ૩૧ મો

' तिष्ठतो न शुभो भावो ह्यसदायतनेषु च ।
गन्तव्यं तत्सदाचारभावाऽभ्यन्तरवर्त्मना ॥१॥ '

આ શ્લોકની ટીકા ખાસ જોવી.

સંબોધપ્રકરણ (શ્રીહરિભદ્રસૂરિવિરચિત) પત્ર ૩૯, ગાથા ૫૭ મી—' परिणामविसेसो वि हु, सुहवज्झगओ सुहफलो होंति ।
ण उ इयरो वेयवहोव्व मिच्छस्स जह विप्पं ॥१॥ '

૧૦૩ પ્ર૦—આઠ પ્રકારની દયાનું સ્વરૂપ કયા ગ્રન્થમાં છે?

૧૦૩ ઉ૦—આઠ પ્રકારની દયાનું સ્વરૂપ શ્રી આત્મારામજી મહારાજ કૃત જૈન તત્ત્વાદર્શના પૃષ્ઠ ૨૯૯થી જોવું! જેમાં રીતસર વિવેચન સારૂં કરેલ છે. તેમાં ત્રીજી 'સ્વદયા' અને છઠ્ઠી જે 'અનુબંધદયા' નું સ્વરૂપ લખ્યું છે તેનો તે લોકો પોતાનો બચાવ કરવા ઉલટો અર્થ લગાવી દે તે ધ્યાનમાં રાખવાનું છે; કારણકે ત્રીજી દયામાં આત્માની અશુદ્ધપરિણતિ દૂર કરવામાટે તેમજ આત્માને જ્ઞાન-ક્રિયાવંત બનાવવામાટે વિહાર પડિલેહણાદિ ક્રિયાઓ કરતાં જે યત્કિંચિત્ હિંસા થાય છે તે હિંસાને અહિં હિંસારૂપે ન કહેતાં દયારૂપે કહી, એજ પ્રમાણે છઠ્ઠી અનુબંધદયામાં પણ બહુ બારીકાઈથી સમજવાનું છે. બાકી આ આઠે દયાનું વર્ણન એકી સાથે એકજ ઠેકાણે અમુક ગ્રન્થમાં (છે તેમ મારા) જોવામાં આવેલ નથી પરંતુ શ્રી પંચાશક ષોડશક અધ્યાત્મમતપરીક્ષા બત્તીસાબત્તીસી, ધર્મસંગ્રહ વિગેરે અનેક ગ્રન્થોમાં આઠ પૈકી અમુક અમુક દયાનું સ્વરૂપ વર્ણવતાં આઠે પ્રકારની દયાનું સ્વરૂપ આવી જાય છે.

૧૦૪ પ્ર૦—'દ્વિદલ'-વિદળ કોને કહેવાય? તેમજ 'ગોરસ' શબ્દથી શું શું ગ્રહણ કરવું?

૧૦૪ ઉ૦—જે ધાન્યની બે ફાડ (દલ) સરખા ભાગે થાય તેવાં કઠોળ (ધાન્ય) ને શાસ્ત્રમાં વિદળ કહેવાય છે, છતાં તેમાં વિશેષ એ છે કે—જેની બે ફાડ થતી હોય તથાપિ તેમાંથી તેલ નીકળતું હોય તો તેને ગોરસ સાથે ખાવામાટે નિષેધરૂપે દ્વિદલ-વિદળ ગણવામાં આવતું નથી. જેમકે ભોંયસીંગ (મગફળી) રાઈ વિગેરે—, આ સંબંધમાં નીચે મુજબ શાસ્ત્રીય પુરાવો છે—द्विदललक्षणं त्वेवमाहुः;—'जम्मि उ पीलिज्जंते नेहो न हु होइ बिंति तं विद्लं। विद्ले वि हु उप्पन्नं नेहजुअं होइ नो विद्लं ॥ १ ॥' (સુગમાર્થ:)

'गवां रसो गोरसो, व्युत्पत्तिरेवेयं. प्रवृत्तिस्तु महिष्यादीना-मपि दुग्धादिरूपे रसे' એ પ્રમાણે શ્રીઠાણાંગસૂત્રની વૃત્તિનો પાઠ હોવાથી ગાય, ભેંસ, બકરી પ્રમુખનું દુધ (દહિં-છાશ) વિગેરે ગોરસમાં ગણાય છે.

૧૦૫ પ્ર૦—'વિદળ અને કાચું ગોરસ ભેગું થાય તો જીવો-ત્પત્તિ થાય' તેવો પાઠ કયા ગ્રંથમાં છે?

૧૦૫ ઉ૦—વિદળ અને કાચું ગોરસ ભેગું થતાં જીવોત્પત્તિ થવા સંબંધી પાઠ શ્રી વન્હિદશા ઉપાંગ ૧૧ મું, શ્રી કલ્પભાષ્ય, સંબોધપ્રકરણ, પંચવસ્તુ, શ્રાવકપ્રજ્ઞપ્તિ, શ્રાવકાચાર, વ્યવહાર, યોગશાસ્ત્ર, ધર્મસંગ્રહ તેમજ સંદેહદોલાવલી વિગેરે અનેક ગ્રન્થોમાં છે. તે પૈકી કેટલાક પાઠો અહિં આપવામાં આવે છે:-

'जइ मुग्ग-मासपभिइ विद्लं कच्चंमि गोरसे पडइ।
ता तसजीवुप्पत्तिं भणंति दहिए वि बि दिणुवरिं ॥ १ ॥'

[श्री वह्निदशाउपाङ्ग ११ मुं तथा सम्बोध प्रकरण-पत्र ४४ गाथा ६६]

શ્રી દશવૈકાલિકસૂત્રની ટીકામાં ભગવાન્ શ્રીહરિભદ્રસૂરિ મહારાજે 'रसया-रसजाः શબ્દનો આપેલ અર્થ:—

'रसजास्तक्रारनालदधितीमनादिषु पायुकृम्याकृतयोऽतिसूक्ष्मा भवन्तीति ॥"

'आमगोरससम्पृक्त-द्विदलादिषु जन्तवः।
दृष्टाः केवलिभिः सूक्ष्मास्तस्मात्तानि विवर्जयेत् ॥ १ ॥

(योगशास्त्र-तृतीयप्रकाश श्लो. ७१)

'आमञ्च तत् गोरसञ्च आमगोरसं, तत्र सम्पृक्तम् आमगोरससम्पृक्तम् कच्चदुग्धदधितक्रमिलितं द्विदलम् ॥' વિગેરે આખું પત્ર. ( धर्मसंग्रह पत्र ७६ ). વળી આ પત્રમાંજ સંસકતનિર્યુક્તિની આ પ્રમાણે ગાથા છે-'सव्वेसु वि देसेसु सव्वेसुवि तहय चेव कालेसुं । कुसिणेसु आमगोरसजुत्तेसु निगोअपंचिंदी ॥ १ ॥'

'पालकपट्टासागा मुग्गकअं आमगोरसुम्मीस्सं ।
संसज्जए अइअर तहविहु नियमा हु दोसाय ॥ १ ॥
(कल्पभाष्य)

'गोरसं माषमध्ये तु मुद्गादिषु तथैव च ।
भक्ष्यमाणं भवेन्नूनं मांसतुल्यं युधिष्ठिर ! ॥ १ ॥ (पुराण)

१०६ પ્ર૦—કાચું ગોરસ અને વિદળ ભેગાં ન ખાતાં આંતરે 'આંતરે હાથ વિગેરે ધોઇ જુદા જુદા ખાય તો દોષ નથી કહેવાતો તોપણ તે બન્ને પેટમાં તો ભેગા થવાનાં છે તો દોષ કેમ ન લાગે ?

૧૦૬ ઉ૦—પેટમાં જઠરાગ્નિ વિગેરે એવા પ્રકારની શક્તિઓ રહેલી છે કે ગળાથી નીચે ઉતરતાંની સાથેજ ગમે તે પ્રકારના આહારનું પરિણામાન્તર થઇ જતાં જરાપણ વિલંબ લાગતો નથી. જે વાત આહાર ગ્રહણ કર્યાબાદ તૂર્ત થયેલા વમનથી પ્રત્યક્ષ છે. ઉદરમાં એવી શક્તિઓ છે તેથીજ આહારનું સાતધાતુરૂપે પરિણમન થવાં ઉપરાંત મલ-મૂત્રરૂપે પણ પરિણમન થાય છે. માટે ગળાથી નીચે ઉતર્યાબાદ ગ્રહણ કરેલા આહાર સંબંધી વર્ણ-ગંધ-રસ વિગેરે પલટાઈ જતા હોવાથી પેટમાં કાચું ગોરસ તેમજ વિદળ ભેગા થાય તોપણ જીવોત્પત્તિ થવાનો લેશપણ સંભવ નથી. કેટલાકોનું અહિં એવું પણ સમજવું છે કે—'કાચું ગોરસ વિદળ અને મુખ એ ત્રણેના સંયોગ થાય ત્યારેજ જીવોત્પત્તિ થાય છે પરંતુ એમને એમ થાળી વિગેરે વાસણમાં કાચું ગોરસ અને વિદળ ભેગા થાય તો જીવોત્પત્તિ સંબંધી દોષ લાગતો નથી.' પરંતુ તેઓની આ સમજ ભૂલ ભરેલી છે. ઉપર જણાવેલા કોઇપણ પાઠોમાં એવું જણાવેલજ નથી કે, કાચું ગોરસ, વિદળ અને મુખ એ ત્રણનો સંયોગ થાય તોજ જીવોત્પત્તિ થાય અન્યથા ન થાય ! કિંતુ પ્રત્યેક પાઠોમાં કાચું ગોરસ અને વિદળ એ બેના સંબંધમાંજ જીવોત્પત્તિ જણાવેલી છે. પરંતુ

'મુખનો સંબંધ' કોઇપણ ગ્રન્થકારે જણાવેલ નથી. એ કારણથીજ વિવેકી બ્હેનો 'કઢી' વિગેરે કરતી વખતે દહિં અથવા છાશને ઉકાળ્યાં પછીજ તેમાં ચણાનો લોટ નાંખે છે.

૧૦૭ પ્ર૦—કાચું ગોરસ અને વિદળ ભેગું થાય તો ત્રસ જીવોની ઉત્પત્તિ થાય તેમ જણાવો છો તો તે જીવો ત્રસ છે છતાં દેખાતા કેમ નથી? ત્રસ જીવો તો દેખાવા જોઇએ!

૧૦૭ ઉ૦—દશવૈકાલિકસૂત્રની અવ૦ તથા બૃ૦ વૃત્તિમાં તેમજ શ્રીઠાણાંગસૂત્ર વિગેરેમાં 'पाणसुहुमे' ઇત્યાદિ પાઠો છે, અર્થાત્ એવાપણ જીવો છે કે જે ત્રસ હોવા છતાં પણ ચર્મ-ચક્ષુથી દૃષ્ટિગોચર થતા નથી. જેમ 'ચૂર્ણયોગે' દેડકા વિગેરેની ઉત્પત્તિ થાય છે તેમ વિદળ અને કાચું ગોરસ ભેગું થતાં ત્રસ જીવોની ઉત્પત્તિ જેમ ચલિત રસવાળા પદાર્થમાં થાય છે તેમ થાય છે ('ચૂર્ણયોગ' રસરત્નાકરાદિ ગ્રન્થોથી પ્રસિદ્ધ છે.) વળી દશવૈકાલિક ટીકામાં પણ—'रसजास्तक्रारनालदधितीमनादिषु पायुकृम्याकृतयोऽतिसूक्ष्मा भवन्तीति' એ પ્રમાણે અતિસૂક્ષ્મ (પરંતુ સૂક્ષ્મનામકર્મના ઉદયથી સૂક્ષ્મ નહિં) ત્રસ જીવો ઉત્પન્ન થાય છે તેમ કહ્યું છે. શ્રી ભગવતીસૂત્રમાં (આહાર) મંડલી દોષ કહ્યા છે તેમાંયે સંયોજનાદોષ વર્ણવતાં ત્યાં 'ઉત્કૃષ્ટદૂષણ વિદલનું' કહેલ છે.

૧૦૮ પ્ર૦—કાચા ગોરસમાં વિદળનું મિશ્રણ થાય તો જીવોત્પત્તિ થાય તે બરાબર, પરંતુ ઉકાળેલા અર્થાત્ પાકા ગોરસમાં વિદળનું મિશ્રણ થતાં જીવોત્પત્તિ ન થાય તે સંબંધમાં પાઠ છે? અને ગોરસ ઉનું કરવું તે કેવું કરવું? નવશેકું કે બહુ ઉનું કરવું?

૧૦૮ ઉ૦—'उक्कालियम्मि तक्के विदलक्खेवे वि नत्थि तद्दोसो अतत्तगोरसम्मि पडियं संसप्पए विदलं ॥ ६६॥ व्याख्या–उत्कालिते अग्नितापात् अत्युष्णीभूते, 'तक्रे' गोरसे, तक्रं गोरसभेदानां दध्यादीनां उपलक्षणं, द्वे दले यस्य तद् द्विदलं मुद्गादि, तस्य 'क्षेपे' ऽपि न्यासेऽपि किं पुनः द्विदलकवलगिलनानन्तरं उत्कालिततक्राद्यात्मकप्रलेहादिपाने इत्यपेरर्थः, नास्ति न भवति तद्दोषः, द्विदलदोषोजीवविराधनालक्षणः, अत्र हेतुमाह–यत इत्यध्याहार्यं, यतः

कारणात् अतप्तगोरसे आमगोरसे पतितं संगतं द्विदलं पालक्याल्टशोकमुद्गादि संसर्पति, संसज्जति संमूर्छसूक्ष्मत्रसजीवयुक्तं भवति इत्यर्थः॥ ( ગાથા-ટીકાનો ભાવાર્થ )-' અગ્નિના તાપવડે અતિશય ઉષ્ણ થયેલ ગોરસમાં મગ-અડદ વિગેરેનો પ્રક્ષેપ થાય તોપણ જીવોની ઉત્પત્તિ સંબંધી દોષ નથી. ' અપિ-પણ ' શબ્દથી એ જણાવાય છે કે ઉનું કર્યા પછી જો દોષ નથી તો ગળાથી નીચે ગયા બાદ જઠરાગ્નિનો સંયોગ થાય ત્યાં કયાંથી દોષ હોય ! આનું કારણ એ છે કે—કાચા ગોરસમાં વિદળનો સંયોગ થાય તો જીવોની ઉત્પત્તિ કહેલી છે. વળી ટીકામાં આપેલ ' अत्युष्णीभूते ' પદથી એ સ્પષ્ટ સમજાય છે કે ગોરસને નવશેકું માત્ર કરવાથી નહિ, પરંતુ અતિઉષ્ણ કરેલું ગોરસ હોય અને તેમાં જો વિદળનો સંયોગ થાય તો જીવોત્પત્તિ સંબંધી દોષ લાગતો નથી.

इति पंडितप्रवरश्रीमत्खान्तिविजयगणिवरेण्यविहितप्रश्नराजिविराजितायां विद्वद्वृन्दावतंससंशयान्धतमः-समुच्छेदसहस्ररोचिर्हंसा-ऽमितप्रज्ञाप्राग्भाराधरीकृतविबुधवृन्द-समाराधित विद्यापीठादिपञ्चपीठमयसूरिमंत्र-प्रवचनपीयूषपान--पीन-व्याख्यातृचूडामणि-निरवद्यसंयमसेवाहेवाक-तपागच्छालङ्काराराध्यपाद-भट्टारकाचार्यवर्यश्रीमद्विजयमोहनसूरिशेखरवितीर्णोत्तरसुमनस्सुरभिसमलङ्कृतायां सच्चारित्रिशिरोमणि-पाठकप्रवरमहोपाध्यायश्रीः-मत्प्रतापविजयजिद्गणि-श्रीनवतत्त्व-सुमंगलाटीकाद्विप्रणेतृप्रज्ञावत्प्रवर्तक मुनिश्रीधर्मविजयाभ्यां संगृहीतायां श्रीप्रश्नोत्तर-मोहनमालायां अष्टाधिकशतप्रश्नोत्तरमयी प्रथमा श्रेणिः समाप्ता ।

शुभंभूयात् ।



# श्री प्रश्नोत्तरमोहनमाला



## द्वितीया श्रेणिः

અવતરણ:—'પ્રશ્નોત્તર મોહનમાળા'ના પ્રથમ ખંડમાં પં. શ્રીમાન્ ખાન્તિવિજયજીએ પુછેલા પ્રશ્નોનો તેમજ આરાધ્યપાદ **આચાર્ય શ્રીમદ્ વિજયમોહનસૂરીશ્વરજી** મહારાજે આપેલા ઉત્તરોનો પ્રશ્નોત્તર-રૂપે સમાવેશ કરવામાં આવ્યો છે. આ બીજા ખંડમાં પણ **શ્રીભગવતી** સૂત્રવિષયક પ્રશ્નોત્તરોનો સંગ્રહ આપવામાં આવે છે. આ પ્રશ્નો ક્યારે અને ક્યાં પુછાયા? તેમજ પૂ૦ આચાર્યશ્રીએ ક્યારે ઉત્તરો આપ્યા તે સંબંધી ઘણીજ સંક્ષિપ્ત માહિતી નીચે મુજબ અપાય છે:—

વિ૦ સંવત ૧૯૯૦ ના વર્ષમાં **અમદાવાદ** (રાજનગર) ના શ્રાવકોની આગ્રહભરી વિનંતિથી પૂજ્યપ્રવર આચાર્ય મહારાજ **શ્રીવિજયમોહનસૂરીશ્વરજી** મહારાજનું ચાતુર્માસ શિષ્ય-પ્રશિષ્યોના પરિવાર સાથે

નાગજી ભૂધરની પોળના ઉપાશ્રયમાં થયું. આ મંગલ સમયે તેજ પોળમાં રહેનાર દાનગુણસંપન્ન ધર્મશ્રદ્ધાળુ વિવેકી શ્રીમાન્ ડાહ્યાભાઇ મોતીલાલના અતિશય આગ્રહને માન આપી-શ્રીભગવતીસૂત્રનો ઘણાજ આડંબરથી વરઘોડો, સાચા મોતીનો સુંદર નંદાવર્ત્ત ત્રણસો સ્વસ્તિક, સોનામહોરથી જ્ઞાનપૂજન વિગેરે શ્રાવકોચિત વિધિવિધાનપૂર્વક-હજારો શ્રોતાઓની વિશાળ હાજરીમાં આચાર્યમહારાજશ્રીએ પંચમાંગ શ્રીભગવતીસૂત્રની મંગલમય વાચનાનો પ્રારંભ કર્યો, શ્રીભગવતીસૂત્રમાં આવતા દ્રવ્યાનુયોગપ્રમુખ ગંભીરવિષયોને પણ ઘણીજ સરલતાથી સમજી શકાય તેવી અસરકારક મહારાજશ્રીની વ્યાખ્યાનપદ્ધતિને અંગે વ્યાખ્યાનમાં હંમેશાં ઘણીજ ઠઠ જામતી, વિશાળ ઉપાશ્રય પણ ખીચોખીચ ભરાઇ જતો અને અમદાવાદના અનેક ઉપાશ્રયોમાં વ્યાખ્યાનો છતાં 'તાત્વિક વ્યાખ્યાનશ્રવણનું સ્થાન તો આ એકજ છે' એમ સમગ્ર શહેરના જૈન તેમજ જૈનેતરોમાં સવિશેષ જાહેરાત થઇ હતી. પૂજ્યવર્ય ઉપાધ્યાયજી શ્રીમાન્ પ્રતાપવિજયજી મહારાજ મુનિપ્રવર શ્રીમાન્ ભરતવિજયજી મહારાજ વિગેરે મુનિવર્ગ, સંખ્યાબંધ વિદુષી સુશીલ સાધ્વીજી મહારાજાઓ, અને રાજનગરના જાણીતા તત્ત્વ-જિજ્ઞાસુ સેંકડો શ્રાવકબંધુઓ વ્યાખ્યાનમાં નિયમિત હાજરી આપતા હતા, વ્યાખ્યાનપ્રસંગે અનેકપ્રશ્નોની પરંપરાઓ ચાલતી-અને વ્યાખ્યાન વિશારદ આચાર્યશ્રી શાસ્ત્રીયપાઠો સાથે યુક્તિપૂર્વક એવાં સમાધાનો આપતા કે જેનું શ્રવણ કરી શ્રોતાઓને ઘણોજ આનંદ થતો. એ પ્રશ્નો તેમજ ઉત્તરો તો ઘણા હોવા છતાં તેમાંથી સંગ્રહ કરેલા કેટલાક ઉપયોગી પ્રશ્નોત્તરો અહિં આપવા ઉચિત ધાર્યું છે. એ ઉપરાંત સંવત ૧૯૮૮ માં શ્રીસિદ્ધક્ષેત્ર મોટીટોળીના અતિશય આગ્રહથી પૂજ્યપાદ પાઠકપ્રવર મહોપાધ્યાય ૧૦૦૮ શ્રીમાન્ પ્રતાપવિજયજી મહારાજે પાલીતાણામાં ચાતુર્માસ કરેલ અને તે ચાતુર્માસદરમ્યાન (વંચાએલ) શ્રીભગવતીસૂત્રનાં વ્યાખ્યાનો પ્રસંગે ઉપસ્થિત થતી શંકાઓના ખુલાસાઓ તે અવસરે શિહોરના સંઘના પ્રબલઆગ્રહથી ત્યાં ચાતુર્માસ બિરાજમાન પરમગુરૂદેવ વ્યાખ્યાનકોવિદ આચાર્ય મહારાજ ૧૦૦૮ શ્રી શ્રી શ્રી વિજયમોહનસૂરીશ્વરજી પાસેથી પત્ર દ્વારા મેળવેલા, તેમાંના કેટલાક ઉપયોગી પ્રશ્નોત્તરો આ વિભાગમાં આપવાનું દુરસ્ત ધાર્યું છે. વાંચકો પ્રશ્નોત્તરો વાંચે અને તત્ત્વને ગ્રહણ કરે એજ અભિલાષા.

સં. પ્રવ. ધર્મવિજય:

# अथ प्रश्नोत्तराणि

१ प्र०—वृक्ष विगेरे वनस्पतिनी समीपमां चालतां ते वनस्पतिना जीवोने भय तो उत्पन्न थाय छे, एम छतां पच्चक्खाणीने तेनो दोष केम न लागे? (१०९)

१ उ०—वनस्पतिने भय थाओ के न थाओ तेमां पच्चक्खाणी आत्माने दोष लागवानो लेशपण संभव नथी, कारण के तेणे मन, वाणी अने कायावडे ते वनस्पतिप्रमुखजीवोनी हिंसा संबंधी पच्चक्खाण करेलुं छे. कोई असती स्त्री दृढ ब्रह्मचारी पुरुषने जोवाथी कामातुर थवापूर्वक हृदयमां पीडा पामे तेमां ब्रह्मचारीने लेश पण दोषनो संभव नथी, ते प्रमाणे अनादिकाळथी चाली आवती भयसंज्ञाथी कोई पुरुषादि समीप आवतां वनस्पतिप्रमुखजीवोने भय उत्पन्न थाय, परंतु प्रत्याख्यानी (विरतिवंत) आत्माने तेमां दोषनो प्रसंग नथी. (१०९)

२ प्र०—'उपशमश्रेणि'थी पडेल आत्माने वधारेमां वधारे शुं अपार्धपुद्गल परावर्त्तन जेटलो संसार अवशेष होय? के तेथी ओछोज होय? (११०)

२ उ०—उपशमश्रेणिथी पडेल आत्माने वधारामां वधारे अपार्धपुद्गल परावर्त्तन जेटलो(पण) संसार अवशेष होय. ते माटे पंचम शतककर्मग्रन्थमां गुणस्थानना उत्कृष्ट विरहकाळ प्रसंगे कह्युं छे के—'गुरुमिच्छि वे छसट्ठि इयरगुणे पुग्गलद्धंतो ॥' (११०)

३ प्र०—तंदुलमत्स्यनुं गर्भसंबंधी काळप्रमाण केटलुं? (१११)

३ उ०—यथा स महामत्स्यस्य मुखासन्ने मत्स्यीकुक्षौ अन्तर्मुहूर्त्तं एव गर्भे भूत्वा पर्याप्तो भूत्वा उत्पद्य संज्ञी प्रौढमत्स्यमुखे विशतो मत्स्यलक्षान् दृष्ट्वाऽयं धन्यो यस्यास्ये इयन्तो मत्स्या विशन्ति, इति ध्यायन् तेषु निस्सरत्सु रे मूर्ख! ईदृगूज्ञः कथं

यदेतान् मुञ्चसि, अहमेतावन्मात्रश्चेत्स्यां तदैतावन्तो न मुञ्चे, इत्यादि च निन्दन्नन्तर्मुहूर्त्तेनैव सप्तम्यामुत्कृष्टमायुः बद्ध्वाऽन्तर्मुहूर्त्तेनैवाबाधां भुक्त्वान्तर्मुहूर्तमध्येनैव मृत्वा सप्तम्यामुत्पद्यते' इति श्री उत्तराध्ययन २२ मुं गा. ९८ नी लघुवृत्तिमां तथा જીવાભિગમ, પન્નવણાજી વિગેરે સૂત્રગ્રન્થોમાં અન્તર્મુહૂર્ત્ત જણાવેલ છે, જે લગભગ સર્વત્ર પ્રસિદ્ધ છે. ફક્ત શ્રીમાન્ હરિભદ્રસૂરિવિરચિત હિંસાષ્ટકના પ્રથમશ્લોકની ટીકામાં—

'नव मासान् गर्भे स्थित्वा निष्क्रमणानन्तरमन्तर्मुहूर्त्तमायुरिति वृद्धसम्प्रदायः सर्वे गर्भजतिर्यञ्चो गर्भजमनुष्यवदिति वचनात्' એ પ્રમાણે અક્ષરો છે. વલી આ તંદુલમત્સ્યના સંબંધમાં પ્રશ્નોત્તરસમુચ્ચય ભા૦ ગ્રન્થમાં આ પ્રમાણે જણાવેલ છે કે—તંદુલમત્સ્ય ગર્ભજ છે અને તેનું આયુષ્ય અન્તર્મુહૂર્ત્તનું છે પરંતુ તેની વ્યવસ્થા આ પ્રમાણે છે-'તંદુલમત્સ્યનું આયુષ્ય ૭૭ લવનું છે. તેમાં ૧૧ લવ ગર્ભમાં રહે છે અને ૬૬ લવનું આયુષ્ય જન્મ થયા બાદ ભોગવે. એમ ૭૭ લવપ્રમાણ અન્તર્મુહૂર્ત્ત આયુષ્ય ભોગવીને તે તંદુલમત્સ્યનો જીવ સાતમી નરકમાં ઉત્પન્ન થાય છે એમ ઉપદેશપ્રાસાદમાં જણાવેલ છે.' પ્રશ્નોત્તરગ્રન્થના પૂર્વોક્ત કથનની શ્રીજીવાભિગમ-પન્નવણા વિગેરે સાથે એકવાક્યતા થાય છે, પરંતુ હિંસાષ્ટકના વચન સાથે તો તે કથન વિચારણીય રહે. તત્ત્વકેવલીગમ્ય. ( ૧૧૧ )

૪ પ્ર૦—'वावज्जेज्ज कुलिंगी' એમાં 'કુલિંગી' એ પદનો શું અર્થ? (૧૧૨)

૪ ઉ૦—'कुलिंगी' એટલે 'હીનઇન્દ્રિયવાળો' એવો અર્થ થાય છે. (૧૧૨)

૫ પ્ર૦—વિગ્રહગતિમાં વર્ત્તતાજીવને કર્મનો બંધ ચાલુ હોય? (૧૧૩)

૫ ઉ૦—વિગ્રહગતિમાં વર્ત્તતાજીવને પણ પ્રત્યેક સમયે આઠકર્મ પૈકી સાતકર્મનો બંધ હોય ફક્ત એક આયુષ્યનો બંધ ન

હોય, કારણકે વ્હેલામાં વ્હેલો પણ ત્રણપર્યાપ્તિ પૂર્ણ થયાબાદજ આયુષ્યનો બંધ થઇ શકે છે. (૧૧૩)

૬ પ્ર૦—અવિરત આત્માને 'આરંભિકી' ક્રિયા ભલે હો પરંતુ પ્રકરણગ્રન્થોમાં 'આરંભિકી ક્રિયા છઠ્ઠા ગુણસ્થાનક સુધી હોય' તેમ જણાવેલ છે, છઠ્ઠા સર્વવિરતગુણસ્થાનમાં વિરતિવંત છે તો તે આત્માને 'આરંભિકી ક્રિયા શી રીતે લાગે? (૧૧૪)

૬ ઉ૦—આરંભિકીક્રિયા છઠ્ઠાગુણસ્થાનકસુધી હોય તે વાત, બરાબર છે. આ છઠ્ઠાગુણસ્થાનકે સર્વવિરતઆત્માને પણ આરંભિકીક્રિયા જે લાગે છે તેમાં કારણ જો કોઇપણ હોય તો તે પ્રમાદ છે, કારણકે તે તે ગ્રન્થોમાં 'पमायं पडुच्च' એવા સ્પષ્ટ અક્ષરો લખેલા છે. અને છઠ્ઠા ગુણઠાણે 'પ્રમાદ' તો છે જ. (૧૧૪)

૭ પ્ર૦—મિથ્યાત્ત્વનો ત્યાગ છતાં કેવલ સમ્યગ્દર્શની-સમકિતવંત આત્માને દેશથી પણ વિરતિવાન્ કેમ ન કહો? શું મિથ્યાત્ત્વનો ત્યાગ એ ત્યાગ નથી? (૧૧૫)

૭ ઉ૦—વિરતિને અંગે જે ત્યાગ લેવાનો છે તે હેય-એટલે ત્યાગ કરવા લાયકનો ત્યાગ ( અને ઉપાદેય ગ્રહણકરવાલાયકનું ગ્રહણ ) સમજવાનો છે. યદ્યપિ મિથ્યાત્ત્વનો-ઉપશમ-ક્ષયોપશમ-ક્ષય રૂપે ત્યાગ લેવો હોય તો લઈ શકાય, પરંતુ બારપ્રકારની વિરતિને અંગે જે ત્યાગ લેવાનો છે તે ત્યાગમાં તેનો સમાવેશ નથી, મિથ્યાત્ત્વમોહનીયના ( ક્ષય-ક્ષયોપશમ-ઉપશમરૂપ ) ત્યાગથી વસ્તુતત્ત્વનું શ્રદ્ધાન ફક્ત થાય છે, પરંતુ હેયોપાદેયમાં નિવૃત્તિ-પ્રવૃત્તિરૂપ વિરતિ તો ચારિત્રમોહનીયકર્મના ક્ષયોપશમ-ક્ષય-થીજ થાય છે. (૧૧૫)

૮ પ્ર૦—'અશૂન્યકાળ' એટલે વિરહકાળ સમજવો? અને અશૂન્યકાળનો અર્થ વિરહકાળ થતો હોય તો ઉપપાતવિરહ-કાળ? ચ્યવનવિરહકાળ કે ઉપપાત-ચ્યવન બન્ને સંબંધી વિરહ કાળ સમજવો? (૧૧૬)

૮ ઉ૦—'અશૂન્યકાળ'નો અર્થ વિરહકાળ થાય છે અને તે વિરહકાળ બે પ્રકારનો છે ઉપપાતવિરહકાળ અને ચ્યવન-વિરહકાળ, અશૂન્યકાળમાં તે બન્ને પ્રકારના વિરહકાળનો સમા-

વેશ થાય છે! એમ શ્રી ભગવતીજીના પ્રથમશતકની ટીકામાં આપેલા ઉલ્લેખથી સ્પષ્ટ સમજાય છે. (૧૧૬)

૯ પ્ર.—દીર્ઘસ્થિતિવાળાં કે અમુકસ્થિતિવાળાં કર્મદલિકો કે જે એક સમયે બંધાયાં છે તેનો અબાધાકાલ પૂર્ણથયે જેટલાં વિવક્ષિતસમયમાં બંધાયા છે તે એકસાથેજ ઉદયમાં આવે ખરાં? (૧૧૭)

૯ ઉ૦—વિવક્ષિતસમયે જે કર્મદલિકો બંધાય છે, તે બધાં કર્મદલિકોની અબાધા એકસરખી હોતીજ નથી કારણકે વિવક્ષિતસમયે બંધાયેલાં કર્મદલિકોની નિષેકરચના જે પ્રમાણે થાય છે અર્થાત્ જે જે સ્થિતિસ્થાનોમાં જેટલાં જેટલાં કર્મદલિકોની રચના થાય છે તે તે સ્થિતિસ્થાનોનાં તેટલાં તેટલાં કર્મદલિકોની અબાધા સરખી હોય, પરંતુ એકસ્થિતિસ્થાનવર્ત્તિકર્મદલિકોની અબાધાની અપેક્ષાએ અન્યસ્થિતિસ્થાનવર્ત્તિકર્મદલિકોની અબાધા ન્યૂનાધિક હોય છે. જેમકે બરાબર આઠ વાગે એક કર્મ બાંધ્યું એ બંધાતાં કર્મમાં યદ્યપિ અનંત કર્મદલિકો છે, અને સાગરોપમ જેટલી તે બધ્યમાન કર્મની સ્થિતિ છે તોપણ સમજવા માટે અસતકલ્પનાથી એમ માનીએ કે તે બધ્યમાનકર્મમાં દશહજાર (૧૦૦૦૦) કર્મના અણુઓ છે અને ચૌદ મિનીટની સ્થિતિ છે, ત્રણ મિનીટની અબાધાને વર્જીને ચોથી મિનીટરૂપ સ્થિતિસ્થાનમાં ૧૧૨૫ દલિકો છે, પાંચમી મિનીટરૂપ સ્થિતિસ્થાનમાં ૧૧૦૦ દલિકો છે. છઠ્ઠી મિનીટમાં ૧૦૭૫ દલિકો છે, સાતમીમાં ૧૦૫૦, આઠમીમાં ૧૦૨૫, નવમી મિનીટમાં ૧૦૦૦, દશમી મિનીટમાં ૯૭૫, અગીઆરમી મિનીટમાં ૯૫૦, બારમીમાં ૯૨૫, તેરમીમાં ૯૦૦ અને ચૌદમી મિનીટમાં ૮૭૫ કર્મદલિકો છે. અહિં ચોથી મિનીટના ૧૧૨૫ કર્મદલિકોની અબાધા ત્રણ મિનીટની છે, પાંચમી મિનીટના ૧૧૦૦ કર્મદલિકોની અબાધાસ્થિતિ ચાર મિનીટની છે. એમ ચૌદમી મિનીટના ૮૭૫ કર્મદલિકોની અબાધા ૧૧ મિનીટની છે. આ પ્રમાણે વિવક્ષિત એક સમયમાં એક અધ્યવસાયવડે બધ્યમાનકર્મલતાની સ્થિતિમાં, પ્રત્યેક સ્થિતિસ્થાનોમાં દલિકોની રચનામાં અને તેની અબાધામાં તરતમતા રહેલી છે. રસ વિગેરેમાં પણ ઘણી તર-

તમતા છે પરંતુ તેનું વર્ણન આ સ્થાને અપ્રસ્તુત છે. અહિં જે સ્થિતિસ્થાનવર્ત્તિ કર્મદલિકોની જેટલી અબાધા હોય તે અબાધા પૂર્ણ થાય ત્યારે તે સ્થિતિસ્થાનમાં રહેલાં કર્મદલિકો ઉદયમાં આવે, એટલે કે બધ્યમાનમિનીટથી ત્રણ મિનીટ પુરી થાય ત્યારે ચોથી મિનીટનાં બધાં કર્મદલિકો ઉદયમાં આવે પરંતુ પાંચમી વિગેરે આગલી મિનીટોનાં કર્મદલિકો ઉદયમાં ન આવે, ચાર મિનીટ પૂર્ણ થાય ત્યારે પાંચમી મિનીટનાં, પાંચ મિનીટ પૂર્ણ થાય ત્યારે છઠ્ઠી મિનીટનાં એમ યાવત્ ૧૩ મિનીટ પૂર્ણ થાય ત્યારે ચૌદમી મિનીટનાં કર્મદલિકો ઉદયમાં આવે એમ સામાન્ય નિયમ છે. અહિં જો કે ઉપર જણાવવા પ્રમાણે સૂક્ષ્મદૃષ્ટિએ વિચારતાં પ્રત્યેક સ્થિતિસ્થાનોની અબાધા અધિક અધિક છે તોપણ વિવક્ષિતસમયે બધ્યમાન આખી લતાની અબાધાનો વિચાર કરીએ તો એકજ અબાધા કહેવાય; જેમકે ઉપર જણાવેલ ઉદાહરણમાં ચૌદ મિનીટની સ્થિતિવાળી કર્મલતાની અબાધા ત્રણ મિનીટ કહેવાય. સિદ્ધાન્તોમાં તેમજ કર્મગ્રન્થ–કર્મપ્રકૃતિ વિગેરે શાસ્ત્રોમાં ૭૦ કોડાકોડી સાગરોપમ સ્થિતિવાળા કર્મની ૭૦૦૦ વર્ષ અબાધા, ત્રીશ કોડાકોડી સાગરોપમ સ્થિતિવાળા કર્મની ત્રણ હજાર વર્ષ, વીશ કોડાકોડીની બે હજાર વર્ષ યાવત્ એક કોડાકોડી સાગરોપમ સ્થિતિવાળા કર્મની એક હજાર વર્ષ, અંતઃકોડાકોડીની અન્તર્મુહૂર્ત્ત વિગેરે જે અબાધા કહી છે તે સમગ્ર કર્મલતાની અપેક્ષાએજ કહેલ છે, પરંતુ વિવક્ષિતકર્મલતાનાં પ્રત્યેક સ્થિતિસ્થાનોની અબાધા સંબંધી બારીક વિચાર કરીએ તો ઉપર જણાવવા પ્રમાણે તરતમતા સ્પષ્ટ જણાઇ આવશે. કારણકે 'બંધાયેલ કર્મદલિકો બંધ થયા બાદ જ્યાંસુધી ઉદયમાં ન આવે તેટલા કાળને અબાધા કહે છે.' આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે ઓઘથી સમગ્ર કર્મલતાની અપેક્ષાએ એક અબાધા કહેવાં છતાં સ્થિતિસ્થાનોની અબાધા જુદી જુદી હોવાથી એક સમયમાં બંધાયેલ સમગ્ર કર્મલતા એક સાથે ઉદયમાં ન આવતાં અનુક્રમે ઉદયમાં આવે છે. અહિં સાથે સાથે એ પણ સમજવાની જરૂર છે કે ઉપર જણાવેલ વસ્તુ સામાન્ય નિયમાનુસારે સમજવી, કારણકે

વેશ થાય છે! એમ શ્રી ભગવતીજીના પ્રથમશતકની ટીકામાં આપેલા ઉલ્લેખથી સ્પષ્ટ સમજાય છે. (૧૧૬)

૯ પ્ર.—દીર્ઘસ્થિતિવાળાં કે અમુકસ્થિતિવાળાં કર્મદલિકો કે જે એક સમયે બંધાયાં છે તેનો અબાધાકાલ પૂર્ણથયે જેટલાં વિવક્ષિતસમયમાં બંધાયા છે તે એકસાથેજ ઉદયમાં આવે ખરાં? (૧૧૭)

૯ ઉ૦—વિવક્ષિતસમયે જે કર્મદલિકો બંધાય છે, તે બધાં કર્મદલિકોની અબાધા એકસરખી હોતીજ નથી કારણકે વિવક્ષિતસમયે બંધાયેલાં કર્મદલિકોની નિષેકરચના જે પ્રમાણે થાય છે અર્થાત્ જે જે સ્થિતિસ્થાનોમાં જેટલાં જેટલાં કર્મદલિકોની રચના થાય છે તે તે સ્થિતિસ્થાનોનાં તેટલાં તેટલાં કર્મદલિકોની અબાધા સરખી હોય, પરંતુ એકસ્થિતિસ્થાનવર્તિકર્મદલિકોની અબાધાની અપેક્ષાએ અન્યસ્થિતિસ્થાનવર્તિકર્મદલિકોની અબાધા ન્યૂનાધિક હોય છે. જેમકે બરાબર આઠ વાગે એક કર્મ બાંધ્યું એ બંધાતાં કર્મમાં યદ્યપિ અનંત કર્મદલિકો છે, અને સાગરોપમ જેટલી તે બધ્યમાન કર્મની સ્થિતિ છે તોપણ સમજવા માટે અસત્કલ્પનાથી એમ માનીએ કે તે બધ્યમાનકર્મમાં દશહજાર (૧૦૦૦૦) કર્મના અણુઓ છે અને ચૌદ મિનીટની સ્થિતિ છે, ત્રણ મિનીટની અબાધાને વર્જીને ચોથી મિનીટરૂપ સ્થિતિસ્થાનમાં ૧૧૨૫ દલિકો છે, પાંચમી મિનીટરૂપ સ્થિતિસ્થાનમાં ૧૧૦૦ દલિકો છે. છઠ્ઠી મિનીટમાં ૧૦૭૫ દલિકો છે, સાતમીમાં ૧૦૫૦, આઠમીમાં ૧૦૨૫, નવમી મિનીટમાં ૧૦૦૦, દશમી મિનીટમાં ૯૭૫, અગીઆરમી મિનીટમાં ૯૫૦, બારમીમાં ૯૨૫, તેરમીમાં ૯૦૦ અને ચૌદમી મિનીટમાં ૮૭૫ કર્મદલિકો છે. અહિં ચોથી મિનીટના ૧૧૨૫ કર્મદલિકોની અબાધા ત્રણ મિનીટની છે, પાંચમી મિનીટના ૧૧૦૦ કર્મદલિકોની અબાધાસ્થિતિ ચાર મિનીટની છે. એમ ચૌદમી મિનીટના ૮૭૫ કર્મદલિકોની અબાધા ૧૧ મિનીટની છે. આ પ્રમાણે વિવક્ષિત એક સમયમાં એક અધ્યવસાયવડે બધ્યમાનકર્મલતાની સ્થિતિમાં, પ્રત્યેક સ્થિતિસ્થાનોમાં દલિકોની રચનામાં અને તેની અબાધામાં તરતમતા રહેલી છે. રસ વિગેરેમાં પણ ઘણી તર-

તમતા છે પરંતુ તેનું વર્ણન આ સ્થાને અપ્રસ્તુત છે. અહિં જે સ્થિતિસ્થાનવર્ત્તિ કર્મદલિકોની જેટલી અબાધા હોય તે અબાધા પૂર્ણ થાય ત્યારે તે સ્થિતિસ્થાનમાં રહેલાં કર્મદલિકો ઉદયમાં આવે, એટલે કે બધ્યમાનમિનીટથી ત્રણ મિનીટ પુરી થાય ત્યારે ચોથી મિનીટનાં બધાં કર્મદલિકો ઉદયમાં આવે પરંતુ પાંચમી વિગેરે આગલી મિનીટોનાં કર્મદલિકો ઉદયમાં ન આવે, ચાર મિનીટ પૂર્ણ થાય ત્યારે પાંચમી મિનીટનાં, પાંચ મિનીટ પૂર્ણ થાય ત્યારે છઠ્ઠી મિનીટનાં એમ યાવત્ ૧૩ મિનીટ પૂર્ણ થાય ત્યારે ચૌદમી મિનીટનાં કર્મદલિકો ઉદયમાં આવે એમ સામાન્ય નિયમ છે. અહિં જો કે ઉપર જણાવવા પ્રમાણે સૂક્ષ્મદૃષ્ટિએ વિચારતાં પ્રત્યેક સ્થિતિસ્થાનોની અબાધા અધિક અધિક છે તોપણ વિવક્ષિતસમયે બધ્યમાન આખી લતાની અબાધાનો વિચાર કરીએ તો એકજ અબાધા કહેવાય; જેમકે ઉપર જણાવેલ ઉદાહરણમાં ચૌદ મિનીટની સ્થિતિવાળી કર્મલતાની અબાધા ત્રણ મિનીટ કહેવાય. સિદ્ધાન્તોમાં તેમજ કર્મગ્રન્થ-કર્મપ્રકૃતિ વિગેરે શાસ્ત્રોમાં ૭૦ કોડાકોડી સાગરોપમ સ્થિતિવાળા કર્મની ૭૦૦૦ વર્ષ અબાધા, ત્રીશ કોડાકોડી સાગરોપમ સ્થિતિવાળા કર્મની ત્રણ હજાર વર્ષ, વીશ કોડાકોડીની બે હજાર વર્ષ યાવત્ એક કોડાકોડી સાગરોપમ સ્થિતિવાળા કર્મની એક હજાર વર્ષ, અંતઃકોડાકોડીની અન્તર્મુહૂર્ત્ત વિગેરે જે અબાધા કહી છે તે સમગ્ર કર્મલતાની અપેક્ષાએજ કહેલ છે, પરંતુ વિવક્ષિતકર્મલતાનાં પ્રત્યેક સ્થિતિસ્થાનોની અબાધા સંબંધી બારીક વિચાર કરીએ તો ઉપર જણાવવા પ્રમાણે તરતમતા સ્પષ્ટ જણાઇ આવશે. કારણકે 'બંધાયેલ કર્મ દલિકો બંધ થયા બાદ જ્યાંસુધી ઉદયમાં ન આવે તેટલા કાળને અબાધા કહે છે.' આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે ઓઘથી સમગ્ર કર્મલતાની અપેક્ષાએ એક અબાધા કહેવાં છતાં સ્થિતિસ્થાનોની અબાધા જુદી જુદી હોવાથી એક સમયમાં બંધાયેલ સમગ્ર કર્મલતા એક સાથે ઉદયમાં ન આવતાં અનુક્રમે ઉદયમાં આવે છે. અહિં સાથે સાથે એ પણ સમજવાની જરૂર છે કે ઉપર જણાવેલ વસ્તુ સામાન્ય નિયમાનુસારે સમજવી, કારણકે

એક કર્મનો બંધ થયા બાદ જો અપવર્ત્તના–ઉદીરણા–સંક્રમ વિગેરે કરણો ( અધ્યવસાય વિશેષો ) પ્રવર્તે તો અબાધા પૂર્ણ થયા પ્હેલાંજ બંધાવલિકા૦ સંક્રમાવલિકાદિ વ્યતીત થયા બાદ અનુક્રમે ઉદયમાં આવનારાં કર્મદલિકોનો શીઘ્ર અથવા એક સાથે પણ ઉદય થઇ જાય છે. (૧૧૭)

૧૦ પ્ર૦—ઉદયાવલિકાગત કર્મલતામાં પ્રત્યેક સ્થિતિસ્થાનોમાંથી કર્મદલિકો પ્રત્યેક ( ઉદય ) સમયે ભોગવાય કે ઉદયસમયવર્તીજ કર્મદલિકો ભોગવાય? (૧૧૮)

૧૦ ઉ૦—ઉદયસમયવર્તીજ કર્મદલિકો ભોગવાય, પરંતુ ઉદયાવલિકાના પ્રત્યેક સ્થિતિસ્થાનોમાં રહેલાં કર્મદલિકોનો ઉદય સમયમાં ભોગવટો ન હોય. એટલું ચોક્કસ કે ઉદયાવલિકાથી બહિર્ભૂત કર્મલતાનાં દલિકોમાં જે પ્રમાણે સંક્રમાદિકરણો લાગે છે તેમ સંક્રમ-ઉદીરણા–અપવર્તનાદિકરણો ઉદયાવલિકાન્તર્ગત કર્મદલિકો ઉપર નજ લાગે. (૧૧૮)

૧૧ પ્ર૦—ઉદીરણાકરણવડે ઉદીરણા યોગ્ય ( ઉદયાવલિકાથી બહાર રહેલાં ) કર્મદલિકોને ઉદયાવલિકામાં પ્રક્ષેપે તે આખી ઉદયાવલિકામાં પ્રક્ષેપે કે અન્ત્ય (ઉદય) સમયમાં પ્રક્ષેપે? (૧૧૯)

૧૧ ઉ૦—સમગ્ર ઉદયાવલિકામાં પ્રક્ષેપે પરંતુ કેવલ ઉદય સમયમાં (એમ) નહિં. (૧૧૯)

૧૨ પ્ર૦—ભૂતકાલ તથા ભવિષ્યકાળના સમયો સરખા હોય કે નહિં? સામાન્ય બુદ્ધિથી ( અપેક્ષાથી ) સરખા લાગે છે પરંતુ શાસ્ત્રો કહે છે કે 'સરખા નહિં' તો તે કેવી રીતે અને તે બાબત કયા શાસ્ત્રોમાં છે? (૧૨૦)

૧૨ ઉ૦—ભૂતકાળની આદિ નથી અને ભવિષ્યનો અન્ત નથી એ અપેક્ષાએ ભૂત–ભવિષ્ય સરખા કહેવાય છે, પરંતુ તત્ત્વદૃષ્ટિએ ભૂતથી ભવિષ્ય અનન્તગુણો છે, કારણ કે પ્રત્યેકસમયે ભવિષ્ય–વર્ત્તમાન થાય છે અને વર્ત્તમાન ભૂત થાય છે તો પણ ભવિષ્યનો કદાપિ અન્ત આવવાનો નથી. નવતત્ત્વ પ્રકરણમાં કહ્યું છે કે—'तेणंतातो अद्धा अणागयद्धा अणंतगुणा' આ સિવાય

શ્રીભગવતીસૂત્રના બારમા શતકમાં પણ આ વિષયપરત્વે સારું વર્ણન આપવામાં આવેલ છે. (૧૨૦)

૧૩ પ્ર૦—શુક્લપાક્ષિક તથા કૃષ્ણપાક્ષિકનું સંક્ષિપ્ત સ્વરૂપ જણાવશો તથા ગ્રંથસાક્ષી ? (૧૨૧)

૧૩ ઉ૦—અર્ધપુદ્ગલ પરાવર્તથી અધિક જે આત્માને સંસાર હોય તે 'કૃષ્ણપાક્ષિક' અને જે આત્માને (ઊન) અર્ધપુદ્ગલ પરાવર્તથી અલ્પ સંસાર હોય તે 'શુક્લપાક્ષિક' છે. આ કૃષ્ણ-પાક્ષિક-શુક્લપાક્ષિકનું વર્ણન યોગબિંદુ ઉપદેશરત્નાકર દશાશ્રુત સ્કંધ ધર્મપરીક્ષા વિગેરે અનેક શાસ્ત્રોમાં છે. શ્રી યોગવિંશિકામાં પણ કહ્યું છે કે:—

जेसिमवड्ढो पोग्गलपरियट्टो सेसओ य संसारो ।
ते सुक्कपक्खिया खलु अहीए पुण कण्हपक्खिओ ॥ १ ॥ (૧૨૧).

૧૪ પ્ર૦—સ્ત્રીને ઉપશમશ્રેણિ હોય ? અને જો હોય તો તે કેવી રીતે હોય ? કારણ કે ચૌદપૂર્વની લબ્ધિ તો સ્ત્રીને હોય નહિ ! (૧૨૨)

૧૪ ઉ૦—સ્ત્રીને ઉપશમશ્રેણિ હોય. કારણ કે કર્મગ્રંથાદિ અનેક પ્રકરણોમાં ઉપશમશ્રેણિના સ્વરૂપમાં જો સ્ત્રી ઉપશમશ્રેણિ ઉપર ચઢે તો પ્રથમ નપુંસક વેદ ત્યાર બાદ પુરૂષવેદ અને પછી સ્ત્રીવેદને ઉપશમાવે' એમ સાફ જણાવેલ છે. જે ચૌદપૂર્વ-સંબંધી શંકા કરી તો સ્ત્રીને પૂર્વલબ્ધિનો નિષેધ છે તે વાત યથાર્થ છે, પરંતુ પૂર્વલબ્ધિના નિષેધથી ઉપશમશ્રેણિનો નિષેધ હોય એવું કાંઇ છે નહિ. પૂર્વલબ્ધિનો સંબંધ આહારક શરીરની સાથે છે એટલે ચૌદ પૂર્વધર હોય તેજ આહારક શરીર કરી શકે. સ્ત્રીને પૂર્વલબ્ધિ તેમજ આહારક લબ્ધિ એ બન્નેનો સ્પષ્ટ નિષેધ છે. (૧૨૨)

૧૫ પ્ર૦—'અષ્ટરૂચકપ્રદેશ અબંધકજ હોય' તો પછી 'अक्खरस्स अणंतभागो णिच्चुग्घाडिओ' એ વાક્યનું સાફલ્ય શી રીતે ? (૧૨૩)

૧૫ ઉ૦—'અક્ષરનો અનંતમો ભાગ નિરંતર ઉઘાડો છે' એ વાક્યને અષ્ટરૂચક આત્મપ્રદેશ સાથે કાંઇ સંબંધ છેજ નહિ

કેમકે તે સિવાય (બીજા) એકંદર જીવના જે અસંખ્ય આત્મપ્રદેશો છે એ પ્રત્યેક આત્મપ્રદેશો ઉપર અનન્તાનન્ત કાર્મણ સ્કંધોનું આવરણ છે તો પણ તે પ્રત્યેક આત્મપ્રદેશોનો અક્ષરનો અનન્તમો ભાગ અર્થાત્ અનન્તભાગપ્રમાણ જ્ઞાનમાત્રા અવશ્ય અનાવૃતજ હોય છે. (૧૨૩)

૧૬ પ્ર૦—કેવલિસમુદ્દ્ઘાતથી કર્મનું અધિક વેદન થાય તે શી રીતે? (૧૨૪)

૧૬ ઉ૦—લોકાકાશના એક એક આકાશ પ્રદેશ ઉપર એકેક આત્મપ્રદેશને સ્થાપન કરવારૂપ કેવલિસમુદ્દ્ઘાત પ્રસંગે આત્માનો કોઇ પ્રયત્નજ વિશેષ એવા પ્રકારનો છે કે જેથી ચાલુ ક્રમની અપેક્ષાએ કર્મનું અધિકવેદન થાય. જુઓ ક્ષપકશ્રેણિ સ્વરૂપ. ૧૨૪)

૧૭ પ્ર૦—'પ્રમાદ એજ કર્મ અને અપ્રમાદ એજ કર્માભાવ' એ ભાવાર્થનું વચન કયા સૂત્રમાં છે? (૧૨૫)

૧૭ ઉ૦—સવ્વઓ પમત્તસ્સ ભયં સવ્વઓ અપમત્તસ્સ નત્થિ ભયં' ઇત્યાદિ શ્રીઆચારાંગસૂત્રના ત્રીજા અધ્યયનમાં જણાવેલ છે. ઉત્તરાધ્યયન બૃહદ્વૃત્તિમાં તેજ પ્રમાણે વર્ણન છે. (૧૨૫)

૧૮ પ્ર૦—જીવ માત્રને વીર્ય સરખું છતાં વીર્ય-શક્તિની તરતમતા કેમ? શું તે તરતમતા કર્મજન્ય હશે? (૧૨૬)

૧૮ ઉ૦—સત્તાની અપેક્ષાએ જીવ માત્રને અનંતુ વીર્ય છે એમ છતાં જે તરતમતા જોવામાં આવે છે તેમાં કારણ વીર્યાંતરાયનો ક્ષયોપશમ છે. છદ્મસ્થવીર્ય-શૈલેશીવીર્ય સકરણવીર્ય-અકરણવીર્ય-અભિસંધિજવીર્ય-અનભિસંધિજવીર્ય વિગેરે વીર્ય સંબંધી વિભાગો કર્મપ્રકૃતિપ્રમુખ ગ્રંથોથી જાણવાયોગ્ય છે. (૧૨૬)

૧૯ પ્ર૦—'સિદ્ધ'ના જીવોને સિદ્ધાન્તોમાં 'નોચારિત્રી નો અચારિત્રી' કહ્યા છે તો વળી સિદ્ધના જીવો અનન્તચારિત્રી કહેવાય છે તે શી રીતે ઘટાવાય? (૧૨૭)

૧૯ ઉ૦—સિદ્ધાન્તોમાં સિદ્ધના જીવોને 'નોચારિત્રી નોઅચારિત્રી' જે કહ્યા છે તે નિવૃત્તિ-પ્રવૃત્તિરૂપ ક્રિયાચારિત્રની અપેક્ષાએ કહ્યા છે, અને સિદ્ધજીવો (અનંતચારિત્રી) એમ જે કહેવાય છે

તે ચારિત્રમોહનીયકર્મના સંપૂર્ણ ક્ષય થવાથી ઉત્પન્ન થયેલ 'નિજગુણ રમણતારૂપ ચારિત્રગુણની' અપેક્ષાએ કહેલ છે. (૧૨૭)

૨૦ પ્ર૦—કેવલિભગવંતને 'ભાવમન' ન હોય તો ભાવમન એ શી વસ્તુ છે? (૧૨૮)

૨૦ ઉ૦—'मणपज्जत्तिनामकम्मोदयतो जोग्गे मणोदव्वे घेत्तुं मणत्तेण परिणामिया दव्वा दव्वमणो भण्णई' 'મનઃપર્યાપ્તિનામ કર્મોદયથી મનોયોગ્ય પુદ્ગલદ્રવ્યોને ગ્રહણ કરીને મનપણે પરિણમાવેલાં જે પુદ્ગલદ્રવ્યો તે 'દ્રવ્યમન' કહેવાય.

'मणोदव्वालंवणो जीवस्य मणवावारो भावमणो भन्नइ' મનપણે પરિણમાવેલાં પુદ્ગલદ્રવ્યો (દ્રવ્યમન) ના આલંબનવાળો જીવનો ચિન્તનસ્વરૂપ જે વ્યાપાર તેને "ભાવમન" કહેવાય છે.'

સર્વજ્ઞભગવંતોને કેવલજ્ઞાન થયેલું હોવાથી પૂર્વોક્ત ભાવ મનની જરૂર નથી, પરંતુ અનુત્તરવિમાનવાસી દેવોએ ત્યાંથીજ કરેલા પ્રશ્નોના ઉત્તર આપવા માટે દ્રવ્યમનની જરૂર છે. (૧૨૮)

૨૧ પ્ર૦—શ્રી દશાશ્રુતસ્કંધની ચૂર્ણીમાં 'એક પુદ્ગલપરાવર્તપ્રમાણ સંસાર જેઓને અવશેષ હોય તેને 'ક્રિયા' હોય. અર્થાત ધર્મક્રિયા પણ તેજ કરી શકે છે કે જેને એક પુદ્ગલપરાવર્તપ્રમાણ સંસાર બાકી રહ્યો છે તે' આવા પ્રકારનું કથન છે તો અભવી પણ ધર્મક્રિયા કરે છે તેને માટે શું સમજવું? (૧૨૯)

૨૧ ઉ૦—મોક્ષની રૂચિથી જે ક્રિયા થાય તેજ ક્રિયા અહિંઆ લેવાની છે, અને એક પુદ્ગલપરાવર્તપ્રમાણ સંસાર બાકી રહેલ હોય તેવો આત્માજ આવી ક્રિયા કરી શકે. અભવી આત્મા તો મોક્ષને જ જ્યાં માનતો નથી તો પછી મોક્ષપ્રાપ્તિની રૂચિથી તેને ક્રિયા પણ ક્યાંથી હોય? (૧૨૯)

૨૨ પ્ર૦—જન્મ-દીક્ષાકલ્યાણકાદિ પ્રસંગે જ્યારે જ્યારે કલ્પોપપન્નદેવો પ્રભુની પાસે આવે ત્યારે સર્વમનુષ્યો તે દેવોને દેખી શકે ખરા? સમવસરણમાં તો દેખી શકે છે, કારણ કે અમુક ગણધરોની શંકાના સમાધાન પ્રસંગે સાક્ષાત્ તીર્થંકર ભગવંતે કહ્યું છે કે આ દેવો બેઠા, જોઇ લ્યો. તો તે સિવાય બાકીના કલ્યાણકાદિ પ્રસંગે જોઈ શકે ખરા? (૧૩૦)

૨૨ ઉ૦—પ્રભુના દીક્ષા કલ્યાણકાદિ પ્રસંગે દીક્ષાના વરઘોડામાં પ્રજાવર્ગ દેવોને દેખે છે, તેમ સ્પષ્ટ જણાવવામાં આવેલ હોવાથી મનુષ્યો દેવોને દેખે તેમાં કોઈ વિરોધ જણાતો નથી. કોઈ દુર્ભગ પોતાના કર્મોદયથી દેવદર્શન ન કરી શકે તે જુદી વાત છે. (૧૩૦)

૨૩ પ્ર૦—કાંક્ષામોહનીયકર્મ સર્વવિરતિવંત આત્માને પણ થાય, જ્યારે સમકિતવંતને ન થાય! એ વાકયને શી રીતે ઘટાવવું? (૧૩૧)

૨૩ ઉ૦—કાંક્ષામોહનીય એ સમ્યક્ત્વનો અતિચાર છે. ક્ષયોપશમને તે અતિચાર લાગતો હોવાથી તે ક્ષયોપશમ સમકિતસહિત સર્વવિરત આત્માને પણ કાંક્ષામોહનીયનો ઉદય થાય તેમાં કાંઈ આશ્ચર્ય નથી, જ્યારે વિરતિ વિનાનો પણ ક્ષાયિકસમકિતી હોય તેને કાંક્ષામોહનીયનો ઉદય થવાનો સંભવ નથી. કારણકે ક્ષાયિકસમ્યક્ત્વમાં મિથ્યાત્વમોહનીયાદિ સાત પ્રકૃતિનો ક્ષય હોવાથી અતિચારજ લાગવાનો અવકાશ નથી. (૧૩૧

૨૪ પ્ર૦—પ્રત્યેકપરમાણુમાં વર્ણ-રસાદિ એક એક અને સ્પર્શ બેજ કહેલા છે તો તેના અનન્તપર્યાય શી રીતે? (૧૩૨)

૨૪ ઉ૦—પરમાણુમાં એક ગંધ, એક રસ, એક વર્ણ અને બે સ્પર્શ હોય તે વાત બરાબર છે, પરંતુ તેથી અનન્તપર્યાયમાં વિરોધ આવવાનો સંભવ નથી. કારણકે વિવક્ષિત જે એક વર્ણ-ગંધ-રસ અને વિવક્ષિત બે સ્પર્શ છે તે વિવક્ષિત વર્ણ-ગંધ-રસ-સ્પર્શમાં અનન્તભેદ ભિન્નંતરતમતા પડી જાય છે. વર્ત્તમાનકાળમાં વિવક્ષિત પરમાણુમાં જે વર્ણ, જે ગંધ, જે રસ અને જે સ્પર્શ જેટલા ગુણપર્યાયવાળા છે, તે અપેક્ષાએ અતીત અનંતકાળમાં-વર્ણ-ગંધ-રસ-સ્પર્શનું તો પલટન થાય તે ઉપરાંત જેટલા ગુણપર્યાય છે તે અપેક્ષાએ અનન્ત ભેદવાળી તરતમતાઓ પડેલી હશે. વર્ત્તમાનમાં એક પરમાણુમાં લક્ષગુણ મધુરરસ છે, ભૂતકાળમાં દશગુણ, પચાસગુણ, શતગુણ, સહસ્રગુણ, ક્રોડગુણ, સંખ્યગુણ, અસંખ્યગુણ, અનન્તગુણ, સંખ્યભાગ, અસંખ્યભાગ, અનન્તભાગ, એમ અનન્તભેદવાળી તરતમતાઓ એક વિવક્ષિત મધુરરસમાંજ કલ્પી શકાય છે. એ પ્ર-

માણે ભવિષ્યકાળની અપેક્ષાએ પણ વિચારી શકાય છે. એટલે પ્રત્યેક પરમાણુમાં એકવર્ણ, એકગંધ, એકરસ અને બેજ સ્પર્શ હોવા છતાં તેના અનન્તપર્યાયમાં લેશ પણ વિરોધ આવતો નથી. આ સિવાય બીજી પણ અનેક રીતે પરમાણુના અનન્ત પર્યાય ઘટાવી શકાય છે. (૧૩૨)

૨૫ પ્ર૦—પ્રદેશોદય એટલે સ્વસ્વરૂપે ન ભોગવાય તે? કે અલ્પરસાણું હોવાથી રસ પ્રત્યક્ષ અનુભવમાં ન આવે તે? (૧૩૩)

૨૫ ઉ૦—પ્રદેશોદય-સ્તિબુકસંક્રમ એ બન્ને પર્યાયવાચક (એકાર્થક) શબ્દો છે. ઉદયસમયને પ્રાપ્ત નહિ થયેલા એવા કર્મના દલિકોને ઉદયમાં આવેલી સમાન સ્થિતિવાળી સજાતીય પ્રકૃતિમાં સંક્રમાવીને તેનો અનુભવ કરવો તે પ્રદેશોદય કહેવાય. જેમ ઉદયમાં આવેલ મનુષ્યગતિપ્રકૃતિની સાથે ઉદયમાં નહિં આવેલ બાકી ત્રણ ગતિનામ કર્મની માફક, અથવા ઉદયમાં આવેલ એકેન્દ્રિયજાતિનામકર્મમાં બાકીના ચાર જાતિનામ-કર્મની માફક. અહિં કદાચ એમ શંકા થશે કે-મનુષ્યગતિ અથવા એકેન્દ્રિય જાતિનો જે અવસરે વિપાકોદય વર્તે છે તે અવસરે બાકીના ત્રણ ગતિનામકર્મનો અથવા ચાર જાતિનામકર્મનો વિપાકોદય કેમ ન હોય? એ શંકાના સમાધાનમાં જણાવે છે કે-વિપાકોદય બે રીતે અટકે છે એક ભવપ્રત્યયથી તેમજ બીજો ગુણપ્રત્યયથી, તેમાં ભવપ્રત્યયથી આ પ્રમાણે-'એક ભવમાં બે ગતિનામકર્મ અથવા બે જાતિનામકર્મનો વિપાકોદય ન હોય' એવો નિયમ હોવાથી જે ભવમાં મનુષ્યગતિ તેમજ પંચેન્દ્રિય-જાતિનો ઉદય તે અવસરે બાકીની ત્રણ ગતિનો તેમજ ચારજાતિ-નો વિપાકોદય નજ હોય. હવે ગુણપ્રત્યયથી વિપાકોદયનો વિરોધ સમજાવાય છે-ક્ષયોપશમ સમ્યક્ત્વના પ્રાપ્તિકાળમાં ગુણપ્રત્યયથી મિથ્યાત્વ-મિશ્ર મોહનીયનો વિપાકોદય ન હોઈ શકે, કારણકે એક સાથે બે અથવા ત્રણ દર્શનમોહનીયનો વિપાકોદય ન હોય એવો નિયમ છે. હવે એ બન્ને વસ્તુને દૃષ્ટાંતથી સ્પષ્ટ રીતે કહેવામાં આવે છે, જેમકે-અસત્ કલ્પનાથી સો સમયપ્રમાણ સ્થિતિવાળી મનુષ્યગતિનો વિપાકોદય વર્તે છે, અહિં જ્યારે ઉદયાવલિકાના પ્રથમ સમયમાં વર્તતા કર્મના અણુઓનો વિપાકોદય થાય છે,

તેજ અવસરે સત્તામાં રહેલા અને ઉદયસમયને પ્રાપ્ત નહિં થયેલા શેષ ત્રણ ગતિનામકર્મના પ્રથમ સ્થિતિસ્થાનમાં રહેલા કર્માણુઓ પોતાનો અનુભવ પ્રગટ કર્યા વિનાજ પ્રથમ કહેલ ઉદયવતી મનુજગતિ નામકર્મના પ્રથમ સમયગત દલિકોના ઉદયની સાથે ભોગવાઈ જાય છે. એથી એ ત્રણનો પ્રદેશોદય અને મનુજગતિનો વિપાકોદય હોય છે, એથી 'સંક્રમાદિ કરણોવડે પતદ્ગ્રહ પ્રકૃતિના સરખો પરિણામ થવાપૂર્વક સંક્રમાવલિકા વ્યતીત થયા બાદ સંક્રાન્ત પ્રકૃતિઓનો બન્ધથી અન્ય સ્વરૂપે જેમ ઉદય થાય છે તે પ્રમાણે પ્રદેશોદયવસ્થામાં થતું નથી.

વળી 'ક્ષયોપશમ સમ્યક્ત્વ(ની) અવસ્થામાં જ્યાં મિથ્યાત્વ મોહનીયનો પ્રદેશોદય ગણ્યો છે ત્યાં પોતાને ઘાત કરવા લાયક ગુણોનો સર્વથા ઘાત કરનારા સર્વઘાતિ–મિથ્યાત્વમોહનીયના રસસ્પર્દ્ધકોનો પ્રદેશોદય છતાં જિનાજ્ઞા રૂચિપણું વિગેરે સમ્યક્ત્વયોગ્ય ગુણોનો આવિર્ભાવ શી રીતે હોય? એવા પ્રકારની શંકા કરવાની જરૂર નથી. કારણકે અધ્યવસાય વિશેષવડે સર્વઘાતિ એવા પણ તે (મિથ્યા૦)ના રસસ્પર્દ્ધકોનો મન્દરસવાળા દેશઘાતિ સમ્યક્ત્વમોહનીયના રસસ્પર્દ્ધકોમાં પ્રવેશ થયેલો હોવાથી (અર્થાત્ સાથે સાથે ગૌણપણે ભોગવાતા હોવાથી) (મિથ્યાત્વમોહના સર્વઘાતિરસનું પણ) યથાર્થ બળ પ્રકટ થતું ન હોઈ જિનાજ્ઞારૂચિપણું વિગેરે સમ્યક્ત્વ યોગ્ય ગુણો પ્રગટ થવામાં કોઈપણ વિરોધ આવતો નથી. જેમ એલચી ખાવાથી કેળાંનો વિકાર થતો નથી તેમ પ્રદેશોવડે તે સર્વઘાતિ રસનું વેદન છતાં પણ સમકિત પ્રાપ્ત થવામાં વાંધો આવતો નથી. ગુણ સંક્રમાદિવડે સંક્રમ પામનારા કર્મપરમાણુઓ સર્વથા જેમ પર (પતદ્ગ્રહ) પ્રકૃતિપણે પરિણમવા પૂર્વક પતદ્ગ્રહપ્રકૃતિના વ્યપદેશને પામે છે તે પ્રમાણે સ્તિબુકસંક્રમ પ્રદેશોદયવડે સંક્રાન્ત થયેલાં કર્મદલિકો પરપ્રકૃતિના વ્યપદેશને પામતા નથી, કિન્તુ પોતાનો વ્યપદેશ કાયમ રાખીનેજ સમાનસ્થિતિને ઉદયવતી પ્રકૃતિના વિપાકોદયની સાથે પ્રથમ જણાવ્યા પ્રમાણે ભોગવાય છે.

'કેવળ પ્રદેશોનો ઉદય તે પ્રદેશોદય' એમ ફક્ત શબ્દ તરફનોજ ખ્યાલ રાખી કોઈ પુરૂષો એમ કહે છે કે પ્રદેશોદયથી

ભોગવાતા કર્મના દલિકોમાં રસ હોતો નથી, પરંતુ કેવળ રસ વિનાના પ્રદેશોજ ભોગવાય છે. તેઓનું એ કથન યુક્તિસંગત નથી?. કારણકે જે અવસરે સમ્યક્ત્વનો વિપાકોદય હોય છે ત્યારે મિથ્યાત્વમોહ-મિશ્રમોહનો પ્રદેશોદય હોય છે, અને મિશ્ર-મોહનીય તથા મિથ્યાત્વમોહનીયમાં સર્વઘાતિરસ છે. એમ કર્મ-પ્રકૃતિ વિગેરે ગ્રંથોમાં સ્પષ્ટ કહેલું છે. તે આ પ્રમાણે—

'तं कालं वोयठिई, तिहाणुभागेण देसघाइत्थ ।
सम्मत्तं सम्मिस्सं मिच्छत्तं सव्वघाइओ ॥ १ ॥

આવો પ્રદેશોદય સજાતીય સત્તાગત પ્રકૃતિઓનો સજાતીય ઉદયવતી પ્રકૃતિઓની સાથે સદાકાળ ચાલ્યા કરે છે, અને એમ છે ત્યારેજ ભવ્યાત્માઓ કર્મનો આત્યંતિક ક્ષય કરી મોક્ષ પ્રાપ્ત કરી શકે છે. પ્રદેશોદય ન હોય અને કેવળ વિપાકોદયથીજ કર્મનો ક્ષય કરવાનો હોય તો તો મોક્ષપ્રાપ્તિ પણ દુર્લભ થઈ જાય! (૧૩૩)

૨૬ પ્ર૦—ગર્ભધારણ થાય ત્યારથીજ જીવ ત્યાં આવતો હશે કે અમુક મહિના બાદ? આપણી જૈન માન્યતા આ બાબતમાં શું છે? (૧૩૪)

૨૬ ઉ૦—શુક્રશોણિતનો સંયોગ થયાબાદ તે સ્થાન જીહાં સુધી જીવોત્પત્તિને યોગ્ય હોય ત્યારે તે સ્થાને ઉત્પન્ન થવાને યોગ્ય (અર્થાત્ તે સ્થાનને લાયક આયુષ્યાદિનો બંધ જેણે ગયા જન્મમાં કરેલો છે તેવો) જીવ ત્યાં ઉત્પન્ન થાય છે, અને ઉત્પન્ન થયા બાદજ ગર્ભનું ધારણ ગણી શકાય છે. જૈનદર્શનની માન્યતા તો એ છેજ, પણ ઇતર દર્શનકારોની પણ એજ માન્યતા છે. વિચાર કરવાથી પણ સમજી શકાય છે કે જીવ ઉત્પન્ન થયા સિવાય ગર્ભનું ધારણ એ શું? મુગ્ધ-અજ્ઞાની આત્માઓને સ્થૂલ-દૃષ્ટિએ એમ લાગે છે કે પછી જીવ આવે પણ એ તો અવિવેક-જન્ય અજ્ઞાન છે. (૧૩૪)

૨૭ પ્ર૦—તીર્થંકર પદ પામવાનો અવસર નજીક હોય અર્થાત્ તીર્થંકર થવાને ચાર-પાંચ ભવ બાકી હોય ત્યારે પણ તે તીર્થંકરના જીવો તે તે ભવમાં અતિશય અલ્પકષાયવાળા હોય છે તો જે આત્માઓ નારક ભવમાંથીજ અનન્તરભવમાં તીર્થં-

કશે થવાના હોય છે તેમને નારકીના ભવમાં કષાય કેવો હોય? કારણકે નારકના જીવો તો ઉગ્ર કષાયી કહ્યા છે. (૧૩૫)

૨૭ ઉ૦—અન્ય નારક જીવોની અપેક્ષાએ અત્યન્ત અલ્પ કષાયવાળા હોય છે. તીર્થંકરની વાત તો દૂર રહી પણ સમ્યગ્‌ દૃષ્ટિ આત્માઓ પણ અલ્પ કષાયવંત હોય છે, અને તેથીજ તેઓને પશ્ચાત્તાપ થાય છે કે 'અમને અતીતકાળમાં મનુષ્યનો ભવ! સાથે દેવગુરૂધર્મની જોગવાઈ મળી, પરંતુ વિષય-કષાયની વિષમ વાસનાઓને પરાધીન બની આત્મકલ્યાણ સાધ્યું નહિં જેથી અત્યારે આવાં ભયંકર અસહ્ય-અકથ્ય દુઃખો ભોગવવાં પડે છે.'

૨૮ પ્ર૦—સંમૂર્છિમ પંચેન્દ્રિય તિર્યંચને સમ્યક્ત્વ-દેશવિરતિ હોય? જો હોય તો શી રીતે હોય? (૧૩૬)

૨૮ ઉ૦—સંમૂર્છિમ પંચેન્દ્રિય તિર્યંચને સમ્યક્ત્વ દેશવિરતિ નથી, તે તો મિથ્યાદૃષ્ટિ છે. (૧૩૬)

૨૯ પ્ર૦—સમ્યક્ત્વાદિ ગુણો સંજ્ઞી (મનવાળા) નેજ હોય કે બીજાને (અસંજ્ઞિને) પણ હોય ખરા? (૧૩૭)

૨૯ ઉ૦—સમ્યક્ત્વાદિ ગુણોની પ્રાપ્તિ સંજ્ઞીનેજ હોય અસંજ્ઞીને સમ્યક્ત્વાદિ વિશિષ્ટગુણો અસંજ્ઞિના ભવમાં ઉત્પન્ન થતા નથી. કારણકે તેઓને વિશિષ્ટ મનઃસંજ્ઞા ન હોવાથી સમ્યક્ત્વાદિ વિશિષ્ટ ગુણોની પ્રાપ્તિને લાયક અધ્યવસાયોજ આવતા નથી. ફક્ત બાદર પૃથ્વી અપ્-વનસ્પતિમાં કોઇ વખતે સાસ્વાદન સમ્યક્ત્વ અપર્યાપ્તાવસ્થામાં હોવાનો સંભવ છે, પરંતુ વાસ્તવિક રીતે સમ્યક્ત્વથી પ્રતિપાત થયા બાદજ એ સાસ્વાદન સમ્યક્ત્વ આવતું હોવાથી તેમજ સાસ્વાદને આવેલ આત્મા અવશ્ય મિથ્યાત્વે જનાર હોવાથી તે સાસ્વાદનને સમ્યક્ત્વરૂપે કહેવા પુરતુંજ છે. (૧૩૭)

૩૦ પ્ર૦—ક્ષયોપશમ સમ્યક્ત્વને સાથે લઇને કોઈ જીવ નરક ગતિમાં ઉત્પન્ન થઇ શકે ખરો? બદ્ધાયુષ્ક ક્ષાયિક માટે તો નરક ગતિમાં જવાનું સ્પષ્ટ છે. (૧૩૮)

૩૦ ઉ૦—મુખ્ય રીતે ક્ષયોપશમ સહિત નરકમાં જઇ શકાતું નથી. અર્થાત્ એક જીવે નરકાયુષ્ય બાંધ્યું છે અને ત્યારબાદ તેણે

ક્ષયોપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું, પરંતુ જે વખતે ચાલુ મનુષ્યભવનું આયુષ્ય પૂર્ણ થયે નરકગતિમાં ઉત્પન્ન થવાનો સમય પ્રાપ્ત થાય ત્યારે સમ્યક્ત્વને વમીનેજ નરકમાં જાય. આ મત કાર્મગ્રન્થિકોનો છે. એટલે કે કાર્મગ્રન્થિકમત પ્રમાણે ક્ષયોપશમ સમ્યક્ત્વને વમીનેજ નરકમાં જાય છે, અને સિદ્ધાન્તકારના મતે તો ક્ષાયોપશમિક સમ્યક્ત્વ સહિત પણ નરકમાં જીવ ઉત્પન્ન થાય છે, જે માટે જીવસમાસમાં નીચે મુજબ કહ્યું છે—'तिर्यङ्मनुष्यास्तु क्षायोपशमिकसम्यक्त्वयुक्ता वैमानिकेष्वेव जायन्ते नान्यत्र, ये तु मिथ्यादृष्ट्यवस्थायां बद्धायुष्कत्वादेपूत्पद्यन्ते तेऽवश्यं मरणसमये मिथ्यात्वं गत्वैवोत्पद्यन्ते इति पारभविकं क्षायोपशमिकं सम्यक्त्वममीषां न लभ्यत इति कार्मग्रन्थिकाः ॥ सैद्धान्तिकास्तु मन्यन्ते-क्षायोपशमिकसम्यक्त्वसंयुक्ता अपि बद्धायुषोऽमी केचिदेतेपूत्पद्यन्त इति पारभविकमपि क्षायोपशमिकं सम्यक्त्वममीषां लभ्यते, क्षायिकं तु वैमानिकवदेव वाच्यमिति, रत्नप्रभानारकाणां त्वौपशमिकं क्षायिकं च वैमानिकवदेव, क्षायोपशमिकं त्वसङ्ख्येयवर्षायुष्कमनुष्यवद्भावनीयमिति ॥ जीवसमास, मुद्रित, पत्र ७६ ॥

ભાવાર્થ—[અહિં ઉપરથી યુગલિકનો અધિકાર ચાલુ છે તે ધ્યાનમાં રાખવું] (ગર્ભજ) તિર્યંચ અને મનુષ્યો ક્ષાયોપશમિકસમ્યક્ત્વ સહિત હોય અને કાલધર્મ પામે તો અવશ્ય વૈમાનિકમાંજ ઉત્પન્ન થાય છે, તે સિવાય બીજે ઉત્પન્ન થતા નથી. જે તિર્યંચ મનુષ્યો મિથ્યાદૃષ્ટિપણાની અવસ્થામાં (યુગલિકનું) આયુષ્ય બાંધેલું હોવાથી યુગલિકમાંજ ઉત્પન્ન થાય છે, તે અવશ્ય મરણસમયે મિથ્યાત્વ પામીનેજ યુગલિકમાં ઉત્પન્ન થાય છે, એથી પારભવિક ક્ષાયોપશમિક સમ્યક્ત્વ એ (યુગલિકોને) પ્રાપ્ત થતું નથી. એ પ્રમાણે કર્મગ્રન્થકારનો અભિપ્રાય છે. સૈદ્ધાન્તિકો તો 'ક્ષાયોપશમિક સમ્યક્ત્વ સહિત પણ યુગલિકના બાંધેલાં આયુષ્ય વાળા કેટલાક યુગલિકમાંજ ઉત્પન્ન થાય છે, એથી સૈદ્ધાન્તિક મત પ્રમાણે યુગલિકમાં પારભવિક સમ્યક્ત્વ પણ ઉત્પન્ન થાય છે, ક્ષાયિક તો વૈમાનિકોની માફક સમજવું. (હવે પ્રસ્તુત પ્રશ્નને અંગે વિષય આવે છે). રત્નપ્રભા નારકીમાં ઉત્પન્ન થયેલા નારકજીવોને તો ઔપશમિક અને ક્ષાયિક માટે વૈમાનિકોની માફક સમજવું,

અને ક્ષાયોપશમિક સમ્યક્ત્વ માટે ઉપર જણાવેલા યુગલિકો પ્રમાણે સમજવું. તાત્પર્ય એ આવ્યું—કાર્મગ્રન્થિક મતની અપેક્ષાએ ક્ષયોપશમ સહિત નરકમાં ન જાય, અને સૈદ્ધાન્તિક મત પ્રમાણે ક્ષયોપશમ સહિત પણ નરકમાં જાય.

સૈદ્ધાન્તિકમત પ્રમાણે ક્ષયોપશમસમ્યક્ત્વ સહિત પણ જીવ નરકમાં જઇ શકે છે, જે માટે શ્રીભગવતીસૂત્રના નામપૂર્વક શ્રીપંચસંગ્રહ ટીકાકારમહર્ષિ પણ આ પ્રમાણે જણાવે છે—'तथा नरतिरश्चामन्यतरोऽविरतसम्यग्दृष्टिः पूर्वबद्धायुः क्षायोपशमिकसम्यक्त्वेन गृहीतेन व्याख्याप्रज्ञप्त्याद्यभिप्रायतः षष्ठनरकपृथिव्यामपि नारकत्वेनोत्पद्यते, ततो वा उद्धृत्य क्षायोपशमिकसम्यक्त्ववानत्र मनुष्येषु मध्ये समुत्पद्यते ॥' [श्रीपंचसंग्रह–मुद्रित, आत्मानन्द सभा, भावनगर पत्र ५८ पंक्ति १२] ભાવાર્થ—'તેમજ મનુષ્ય અથવા તિર્યંચમાંનો કોઈ પૂર્વબદ્ધાયુષ્ક અવિરત (ક્ષયોપશમ સમ્યગ્દૃષ્ટિ ક્ષાયોપશમિક સમ્યક્ત્વ લઇને ભગવતીસૂત્ર વિગેરેના અભિપ્રાય પ્રમાણે છઠ્ઠી નરકમાં નારકીપણાએ ઉત્પન્ન થાય છે, અને ક્ષયોપશમસમ્યક્ત્વ સહિત ત્યાંથી નીકળીને અહિં મનુષ્યોમાં ઉત્પન્ન થાય છે.

શ્રી પંચસંગ્રહકારે ભગવતીસૂત્રના જે પાઠને અંગે ઉપરની પંક્તિઓ જણાવી છે તે શ્રી ભગવતીસૂત્રનો પાઠ આ પ્રમાણે:—[प्र०] "इमोसे णं भंते ! रयणप्पभाए पुढवीए तीसाए निरयवाससयसहस्सेसु संखेज्जवित्थडेसु नरएसु किं सम्मदिट्ठी नेरइवा उववज्जंति मिच्छदिट्ठी नेरइया उववज्जंति, सम्मामिच्छदिट्ठी नेरइया उववज्जंति ? [उ०] गोयमा सम्मदिट्ठी वि नेरइया उववज्जंति मिच्छादिट्ठी वि नेरइया उववज्जंति, नो सम्मामिच्छदिट्ठी नेरइया उववज्जंति ॥ ××××××× एवं सक्करपभाए वि, एवं जाव तमाए वि ॥" ભાવાર્થ ઉપર આવી ગયેલ છે.

"ક્ષાયિક સમ્યક્ત્વનો પ્રસ્થાપક મનુષ્યજ હોય છે, અને નિષ્ઠાપક ચારે ગતિના જીવો હોય છે" એ નિયમ હોવાથી અનન્તાનુબંધી, મિથ્યાત્વમોહ, મિશ્રમોહ એ છનો સંપૂર્ણ ક્ષય થયા બાદ સમ્યક્ત્વમોહનીયને ખપાવતાં ખપાવતાં કૃતકરણાદ્ધા અવસ્થા પ્રાપ્ત થયા પછી દૈવયોગે તુર્તજ આયુષ્ય પૂર્ણ થાય તો ચારે

ગતિમાંથી કોઇપણ ગતિ (ચાલુ પ્રકરણની અપેક્ષાએ નરકગતિ) માં જાય તો ક્ષયોપશમ સાથે જાય, એ બાબત તો કાર્મગ્રન્થિકોને પણ માન્ય છે. જે માટે કહ્યું છે કે—'पडुवगो-मणुओ, निट्ठवगो' चउसु वि गइसु ॥" (૧૩૮)

૩૧ પ્ર૦—અસંજ્ઞિપંચેન્દ્રિય દેવપણું તો પામે છે તો નારકવત્ તેને પણ બે અજ્ઞાન લેવાં કે ત્રણ? (૧૩૯)

૩૧ ઉ૦—ઉત્પન્ન થયા બાદ અન્તર્મુહૂર્ત્ત સુધી બે અજ્ઞાન, ત્યારબાદ ત્રણ અજ્ઞાન લેવાં. (૧૩૯)

૩૨ પ્ર૦—અનુત્તરવિમાનવાસીદેવોને લોભના ઉદયમાં પ્રત્યક્ષ વિષયો-સાધનો ક્યાં છે? (૧૪૦)

૩૨ ઉ૦—વિમાનો, તેમાં મણિ-માણિક્યથી જડેલ ભીંત વિગેરે અનેક વિષયો લોભના સાધન થઈ શકે છે. (૧૪૦)

૩૩ પ્ર૦—અસંખ્યદ્વીપ-સમુદ્ર પૈકી સ્વયંભૂરમણ સમુદ્રના છેડા ઉપર રહેલા ચન્દ્ર-સૂર્યનું પ્રકાશક્ષેત્ર કઈ રીતે? (૧૪૧)

૩૩ ઉ૦—અઢીદ્વીપ (મનુષ્યક્ષેત્ર) બહાર સર્વદ્વીપ સમુદ્રોમાં ચન્દ્ર-સૂર્યનાં વિમાનો સ્થિર છે. ચન્દ્રથી સૂર્યનું અને સૂર્યથી ચન્દ્રનું ૫૦૦૦૦ યોજન અંતર છે. ચન્દ્રથી ચન્દ્રનું અને સૂર્યથી સૂર્યનું અંતર એકલાખ યોજનનું છે, અને તે ચન્દ્ર-સૂર્યનો પ્રકાશ મિશ્ર તેમજ નિયત ક્ષેત્રમાંજ પડે છે, કારણકે તે વિમાનો સ્થિર હોવાથી તેમને ફરવાનું નથી. પ્રશ્નકારનો આશય એવો સમજાય છે કે સ્વયંભૂરમણસમુદ્રના છેડા ઉપર રહેલા ચન્દ્ર-સૂર્યો (આગળ અલોક રહેલો હોવાથી) ક્યાં પ્રકાશ આપતા હશે? તો તે પ્રશ્નના સમાધાન માટે સમજવાનું જે અઢીદ્વીપ બહાર પ્રત્યેક દ્વીપસમુદ્રોમાં છેલ્લા પચાસહજાર યોજનમાં ચન્દ્ર-સૂર્ય હોતાજ નથી, તેથી સ્વયંભૂરમણસમુદ્રના છેડા ઉપર ચન્દ્ર-સૂર્યો છે નહિં, ચન્દ્ર-સૂર્યોજ નથી તો પછી પ્રકાશ ક્ષેત્રમાટે શંકા થવાનો સંભવ નથી. (૧૪૧)

૩૪ પ્ર૦—સિદ્ધના જીવોને અલોકાકાશના પ્રદેશોની સ્પર્શના હોય? (૧૪૨)

૩૪ ઉ૦—સિદ્ધના જીવોની અવગાહના અલોકાકાશમાં ન હોય, પરંતુ અલોકાકાશના પ્રદેશોની સ્પર્શના હોવામાં કોઈ વિરોધ જણાતો નથી. કારણકે 'फुसणा अहियाकालो' ઈત્યાદિ નવતત્ત્વપ્રકરણના વચનથી ચોક્કસ છે કે અવગાહનાથી સ્પર્શના અધિક છે. અવગાહના લોકાકાશના અંતિમપ્રદેશ સુધી હોય છે અર્થાત્ પિસ્તાલીશલાખ યોજનપ્રમાણ સિદ્ધશિલાનો સર્વાગ્રભાગ કે જે ઉર્ધ્વલોકાકાશના અંતિમપ્રદેશો છે, ત્યાંસુધી સિદ્ધના જીવોની અવગાહના હોય છે, ધર્માસ્તિકાય ત્યાંસુધી હોવાથી ત્યાંસુધી સિદ્ધના જીવોની ગતિ છે, એથી આગળ અલોકાકાશમાં ગતિ નથી, પરંતુ શરૂઆતના એકેક પ્રદેશની સ્પર્શના હોવામાં લેશ પણ વાંધો આવતો નથી, અને એમ થાય તોજ અવગાહનાથી સ્પર્શના અધિક થઈ શકે. (૧૪૨)

૩૫ પ્ર૦—કેવલીભગવંત આદિ-અનાદિ, રૂપી-અરૂપીને તે તે સ્વભાવે એટલે કે આદિને આદિરૂપે, અનાદિને અનાદિરૂપે, રૂપીને રૂપીપણે, અરૂપીને અરૂપીપણે જાણે દેખે એ વાત યથાર્થ છે, પરંતુ તે સમજવું શી રીતે? કોઈનું એવું કથન છે કે—'અનાદિ-અનન્ત એ બધા વિભાગો આપણા (છદ્મસ્થ) માટે છે, કેવલી ભગવંતો તો સર્વ વસ્તુઓને સાદિ સાન્તપણેજ દેખે' તે શું સાચું છે? (૧૪૩)

૩૫ ઉ૦—આ વસ્તુજ એવી છે કે કોઈ દૃષ્ટાંતથી પણ સમજાવવી મુશ્કેલ છે. હૃદયમાં હજી સમજી શકાય, પરંતુ ઉદાહરણથી સમજાવાય તેવું નથી. સિવાય એ ચોક્કસ છે કે કેવલીભગવંતો કેવલજ્ઞાન અનંતુ હોવાથી અનાદિ-અનન્તભાવોને અનાદિ-અનન્તપણે રૂપી-અરૂપી ભાવોને રૂપી-અરૂપીપણેજ જાણે દેખે છે. 'અનાદિ-અનન્ત રૂપી અરૂપી એ બધા વિભાગો આપણા (છદ્મસ્થ) માટે છે ને કેવલી ભગવંતની દૃષ્ટિએ સર્વવસ્તુ સાદિ, સાન્ત અને રૂપી છે' એ કથનમાં અનેક વિરોધ આવવાનો સંભવ હોવાથી યુક્તિસંગત જણાતું નથી. (૧૪૩)

૩૬ પ્ર૦—ઈન્દ્રપદ સમકિતવંતનેજ હોય એ સૈદ્ધાંતિક નિયમ હોય તો નવ ગ્રૈવેયકમાં પ્રત્યેકદેવો અહમિંદ્ર છે તો તે બધાને પણ સમકિતવંત માનવા પડશે, અને મનાશે તો નહિંજ.

કારણકે અભવિ અને મિથ્યાદૃષ્ટિઓ પણ નવમી ગ્રૈવેયક સુધી ઉત્પન્ન થવાના પાઠો શાસ્ત્રોમાં અનેક સ્થળે છે, તો ઇન્દ્રપદ સમકિતવંતનેજ હોય એ નિયમ કઈ અપેક્ષાએ ઘટાવવો? (૧૪૪)

૩૬ ઉ૦—સમ્યક્ત્વનો નિયમ કલ્પોપન્ન દેવોના તેમજ તેઓના વિમાનોના અધિપતિઓ સાથે ઘટાવવો ઉચિત સમજાય છે, જો કેવલ ૬૪ ઇન્દ્રોની સાથેજ સમ્યક્ત્વનો નિયમ ઘટાડવામાં આવે તો–' विमानाधिपतितया यो देवविशेष उत्पद्यते स सम्यग्दृष्टिरेव, भवति, न कदापि स मिथ्यादृष्टिरित्यनादिकालीना व्यवस्थितिः ' એ સેનપ્રશ્નના પાઠ સાથે વિરોધ આવશે, વળી જ્યાં દરેકદેવો અહમિન્દ્ર હોય ત્યાં ઇન્દ્રપદના અર્થનું સાફલ્યજ ક્યાં છે? (૧૪૪)

૩૭ પ્ર૦—તીર્થંકર માત્રને કેવલી સમુદ્ઘાત હોય? (૧૪૫)

૩૭ ઉ૦—' यः षाण्मासाधिकायुष्को लभते केवलोद्गमम् ।
करोत्यसौ समुद्घातमन्ये कुर्वन्ति वा न वा ॥१॥'

' ૭ માસથી જેઓનું અધિક આયુષ્ય હોય અને કેવલજ્ઞાન પ્રાપ્ત કરે તેઓ અવશ્ય સમુદ્ઘાત કરે, અન્ય કેવલી ભગવંતો અર્થાત્ ૭ માસથી ન્યૂન આયુષ્યવાળા કેવલી ભગવંતો સમુદ્ઘાત કરે અથવા ન કરે ' તેમજ ' छम्मासाउ सेसे उप्पण्णं जेसिं केवलं नाणं ।
ते णियमा समुग्घाया सेसा समुग्घाय भइयव्वा ॥१॥'

' ૭ માસ (અને ૭ માસથી અધિક) આયુષ્ય બાકી રહે છતે જેઓને કેવલજ્ઞાન પ્રાપ્ત થયું હોય તેઓ અવશ્ય કેવલિસમુદ્ઘાત કરે, બાકીના અર્થાત્ ૭ માસથી ન્યૂન આયુષ્ય બાકી રહે છતે જેઓને કેવલજ્ઞાન પ્રાપ્ત થાય તેઓને સમુદ્ઘાત માટે ભજના સમજવી એટલેકે સમુદ્ઘાત કરે અથવા ન કરે.'

શ્રી ગુણસ્થાનકક્રમારોહ તેમજ આવશ્યકનિર્યુક્તિના ઉપર જણાવેલા બન્ને પાઠોથી એ સિદ્ધ થાય છે કે પ્રત્યેક તીર્થંકરો અવશ્ય કેવલીસમુદ્ઘાત કરે, કારણકે પ્રત્યેક તીર્થંકરોને ૭ માસથી ઘણું વધારે આયુષ્ય બાકી હોય ત્યારેજ કેવલજ્ઞાન થાય છે.

શંકા—તમો ઉપરના બન્ને પાઠથી પ્રત્યેક તીર્થંકરને કેવલીસમુદ્ઘાત અવશ્ય હોય તેમ જણાવો છો, પરંતુ—

'अगंतूण समुग्घायं अणंतो केवली जिणा ।
जरामरणविप्पमुक्का सिद्धिं वरगइं गया ॥ १ ॥'

'સમુદ્દ્ઘાત કર્યા સિવાય અનંતા કેવલી તીર્થંકરોએ જન્મજરા મરણથી મુક્ત થઇને ઉત્તમ એવી સિદ્ધિગતિને પ્રાપ્ત કરી છે'' આવી સિદ્ધાન્તની ગાથા છે, તે માટે શું કરવું? અર્થાત્ આ ગાથામાં અનન્તા તીર્થંકરો સમુદ્દ્ઘાત કર્યા સિવાય મોક્ષે ગયા છે એમ જણાવે છે અને તમે ઉપરના પાઠો આપી એમ જણાવો છો કે-'પ્રત્યેક તીર્થંકરો અવશ્ય કેવલીસમુદ્દ્ઘાત કરે. એ પૂર્વાપર વિરોધનો પરિહાર શી રીતે કરવો?

સમાધાન—'अगंतूण समुग्घायं अणंता केवली जिणा' એ ગાથામાં જે 'जिणा' પદ છે તેનો અર્થ 'તીર્થંકરો' ન કરતાં સામાન્યકેવલીપરક કરવો. કદાચ અહિં એવી શંકા થશે 'સામાન્યકેવલી' એ અર્થને જણાવનારૂં 'केवली' પદ ગાથામાં છે તો પુનઃ 'जिणा' એ પદ આપવાની શી જરૂર છે? એ શંકાના સમાધાનમાં સમજવું જે અહિં 'जिणा' એ પણ સ્વરૂપવિશેષણરૂપે સમજવું અને તેનો અર્થ 'રાગદ્વેષનો જય કરનારા' એવો સામાન્ય અર્થ કરવો, પરંતુ 'તીર્થંકરો' એવો અર્થ કરવો નહિં. એમ કરશું તોજ ગુણસ્થાનકક્રમારોહ તેમજ નિર્યુક્તિનો પાઠ સંગત થઇ શકશે.

આ પ્રમાણે ઉપરના પાઠથી આપણે સમજી શકયા કે 'પ્રત્યેક તીર્થંકરો કેવલીસમુદ્દ્ઘાત કરે' હવે આ બાબતમાં શ્રી આવશ્યકચૂર્ણિનું જે કથન છે તે અહિં જણાવાય છે, તે આ પ્રમાણે-"येऽन्तर्मुहूर्त्तमादिं कृत्वोत्कर्षेण आमासेभ्यः षड्भ्यः आयुषोऽवशिष्टेभ्यः अभ्यन्तराविर्भूतकेवलज्ञानपर्यायास्ते नियमात् समुद्घातं कुर्वन्ति । ये तु षड्मासेभ्य उपरिष्टादाविर्भूतकेवलज्ञानाः शेषास्ते समुद्घाताद् बाह्याः, ते समुद्घातं न कुर्वन्तीत्यर्थः, अथवा अयमर्थः--शेषाः समुद्घातं प्रतिभाज्या', कस्माद्यस्मात् पाण्मासिकावशिष्टे आयुषि आविर्भूतकेवलज्ञानपर्यायेभ्यः केवलिभ्यः सकाशात् षड्भ्यो मासेभ्य उपरि ये समयोत्तरवृद्ध्याऽवशिष्टे आयुषि शेषे आविर्भूतज्ञानाः केवलिनस्ते शेषाः समुद्घातं प्रतिभाज्याः, केचित् समुद्घातं कुर्वन्ति केचिन्नेति । अतः केचित् समुद्घातं कृत्वा केचि-

दकृत्वैव समवाप्नुवन्ति सिद्धिम् । अथवा येषां वहुसंवेद्यमस्ति आयुश्चाल्पमवतिष्ठते ते नियमात् समुद्घतं कुर्वन्ति नेतरे " इति ॥

ભાવાર્થ—" જે મનુષ્યો અન્તર્મુહૂર્ત્તથી લઇને છ માસ આયુષ્ય બાકી રહે ત્યાંસુધીમાં કેવલજ્ઞાન પ્રાપ્ત કરે તે મનુષ્યો અવશ્ય કેવલીસમુદ્ઘાત કરે, તથા જે મનુષ્યોનું છ મહિનાથી વધારે આયુષ્ય બાકી હોય અને કેવલજ્ઞાન પ્રાપ્ત કરે તે મનુષ્યો સમુદ્ઘાતથી બાહ્ય છે, અર્થાત્ કેવલીસમુદ્ઘાત કરતા નથી. અથવા શેષ ( એટલે છ માસથી અધિક આયુષ્ય બાકીવાળા ) મનુષ્યો સમુદ્ઘાત પ્રત્યે ભજનાવાળા સમજવા અર્થાત્ સમુદ્ઘાત કરે અથવા ન કરે, કારણકે છ માસ પ્રમાણ આયુષ્ય બાકી રહ્યે છતે જેઓને કેવલજ્ઞાન પ્રાપ્ત થયું છે તેવા કેવલીભગવંતોથી જે શેષ એટલે છ માસથી અધિક આયુષ્ય બાકી રહ્યે છતે પ્રાપ્ત થયું છે કેવલજ્ઞાન જેઓને એવા કેવલીભગવંતો ( જે શેષ શબ્દથી લેવાના છે ) તે કેવલિસમુદ્ઘાત કરે અથવા ન કરે, અર્થાત્ કેટલાક કેવલીભગવંતો કરે અને કેટલાક ન કરે, અને એથી કેટલાક કેવલિભગવંતો સમુદ્ઘાત કરીને અને કેટલાક કેવલિભગવંતો કેવલિસમુદ્ઘાત કર્યા સિવાયજ મોક્ષ પ્રાપ્ત કરે છે.

( અંતિમ તાત્પર્ય જણાવે છે ) અથવા જેઓને વેદનીયાદિ કર્મ ઘણું છે અને આયુષ્ય અલ્પ છે તે અવશ્ય કેવલિસમુદ્ઘાત કરે છે, બીજાઓ કેવલીસમુદ્ઘાત કરતા નથી.

આવશ્યક ચૂર્ણિનો ઉપર જણાવેલ પાઠ, પ્રથમ જણાવેલ ગુણસ્થાનકક્રમારોહ તેમજ નિર્યુક્તિના પાઠથી વિરૂદ્ધ જણાય છે. જોકે ' छम्मासाउ सेसे ' એ ગાથાનો અર્થ તો આવશ્યકચૂર્ણિના પાઠ પ્રમાણે કરવો હોય તો થઇ શકે છે, જેમકે—' છ માસપ્રમાણ આયુષ્ય બાકી હોય અને કેવલજ્ઞાન પ્રાપ્ત થાય તો અવશ્યકેવલીસમુદ્ઘાત કરે, અને શેષ અર્થાત્ છ માસથી સમયાદિ અધિક આયુષ્ય હોય અને કેવલજ્ઞાન પામે તો કેવલીસમુદ્ઘાત કરે અથવા ન કરે ' આ પ્રમાણે અર્થ કરવાથી ' પ્રત્યેક તીર્થંકરો અવશ્ય કેવલિસમુદ્ઘાત કરેજ ' એવો નિયમ રહેતો નથી. વલી ' अगंतूण समुग्घायं अणंता केवली जिणा ' એ ગાથામાં રહેલ 'जिणा' પદનો 'તીર્થંકરો એવો અર્થ કરવામાં પણ આ મતપ્રમાણે કોઇ વિરોધ આવતો નથી.

એ રીતે બન્ને પક્ષનો ઉલ્લેખ કર્યો તેમાં તત્ત્વ કેવલીગમ્ય, છ માસથી અધિક આયુષ્યનો અથવા ન્યૂન આયુષ્યના પ્રશ્નને બાજીમાં રાખીને વસ્તુસ્થિતિ વિચારીએ તો તત્ત્વ એટલું જ છે કે- જેઓને વેદનીય નામ અને ગોત્રકર્મની સ્થિતિસત્તા અધિક પ્રમાણવાળી હોય અને આયુષ્યસ્થિતિ અતિઅલ્પ હોય તેઓ અવશ્ય-સમુદ્ઘાત કરે છે. ભગવાન્ આર્યશ્યામમહર્ષિએ શ્રીપન્નવણાસૂત્રમાં પણ એજ અંતિમતત્ત્વ બતાવ્યું છે, જે આ પ્રમાણે—

' सव्वेवि णं भंते केवलिसमुग्घायं गच्छंति ? गोयमा ! नो इणट्ठे समट्ठे, जस्साउएण तुल्लाइं बंधणेहिं ठिईहि य । भवोवग्गाहि कम्माइं समुग्घायं से न गच्छई ॥ १ ॥ ' ભાવાર્થ સ્પષ્ટ છે.

આ કેવલિસમુદ્ઘાત આયુષ્યનું અંતિમ અન્તર્મુહૂર્ત્ત બાકી રહે ત્યારેજ કરવાનો હોય છે, એથી છ માસ આયુષ્ય બાકી રહે ત્યારે કેવલિસમુદ્ઘાત કરે ' એવું કેટલાકોનું જે મન્તવ્ય છે તે દૂર થાય છે. ( ૧૪૫ )

૩૮ પ્ર૦—ઇલિકાગતિવડે પરભવમાં ઉત્પન્ન થતા જીવને હજી અમુક આત્મપ્રદેશો પૂર્વના ( પહેલાના ) સ્થાનમાં છે ત્યારે કયા આયુષ્યનો ઉદય હોય ? ( ૧૪૬ )

૩૮ ઉ૦—જ્યાંસુધી સર્વાત્મપ્રદેશોનો સંહાર થવાપૂર્વક પ્રથમના સ્થાનનો વિયોગ ન થાય ત્યાંસુધી ચાલુભવના આયુષ્યનોજ ઉદય હોય, આત્મપ્રદેશોનો સર્વ સંહાર થયા બાદજ આગામિભવના આયુષ્યનો ઉદય શરૂ થાય. ( ૧૪૬ )

૩૯ પ્ર૦—દેવોના કંઠે રહેલ પુષ્પમાળા કે જે સાગરોપમનાં આયુષ્ય પૂર્ણ થાય ત્યાંસુધી લગભગ કરમાતી ( મ્લાનથતી ) નથી તો તે પુષ્પમાળા સચિત્ત કે અચિત્ત? સચિત્ત હોય તો તે પુષ્પમાળામાં વર્તતા વનસ્પતિજીવોનું આયુષ્ય કેટલું ? ( ૧૪૭ )

૩૯ ઉ૦—દેવોના કંઠમાં રહેલ પુષ્પમાળા સચિત્ત માનવામાં પ્રાયઃ કોઇ વિરોધ જણાતો નથી. વનસ્પતિનું વધારામાં વધારે આયુષ્ય દશહજાર વર્ષનું છે, તો આ પુષ્પની માળાનાં પુષ્પો પલ્યોપમ અને સાગરોપમ જેટલાકાળ સુધી અમ્લાન શીરીતે રહે? એ શંકા જરૂર ઉપસ્થિત થાય, પરંતુ શંકાનો પરિહાર એમ થઇ

શકે છે કે એ પુષ્પમાળામાં વર્તતા પુષ્પવિગેરે જીવોનું આયુષ્યપૂર્ણ થવાનો પ્રસંગ આવે તે અવસરે તે સ્થાને ઉત્પન્ન થવા યોગ્ય અન્યજીવો તૂર્ત ઉત્પન્ન થાય; એથી પુષ્પમાળાને અમ્લાન થવાનો પ્રસંગ ન આવે. જેમ એક વૃક્ષ ઘણાવખતથી અર્થાત્ સેંકડો અથવા હજારો વર્ષોથી તેનું તેજ (સિદ્ધાચલજી ઉપરના રાયણવૃક્ષની માફક) દેખાય છે તે વૃક્ષનો (વિવક્ષિત જે મૂલ એક જીવ છે તેજ જીવ શું તેટલા સેંકડો અથવા હજારોવર્ષ સુધી રહેતો હશે! એટલે કે જેમ તે વિવક્ષિતજીવનું આયુષ્ય પૂર્ણ થતાં બીજો જીવ (અથવા તેનો તેજ જીવ પુનઃ) ત્યાં ઉત્પન્ન થાય છે અને વૃક્ષની સ્થિતિ એક સરખી નજરમાં આવે છે તેમ આ દેવોના કંઠમાં રહેલી પુષ્પમાળા માટે પણ સમજવું ઠીક લાગે છે. શાસ્ત્રોમાં આવતા 'અમ્લાન પુષ્પમાલા' વિગેરે શબ્દોથી પુષ્પમાળાને અચિત્ત માનવી એ વ્યાજબી લાગતું નથી, છતાં કેવલીભગવંત કહે તે સાચું. (૧૪૭)

૪૦ પ્ર૦—મનોવર્ગણા યોગ્ય પુદ્ગલદ્રવ્યો અગ્રહણઅવસ્થામાં (અર્થાત્ હજુ જીવે જે દ્રવ્યોને ગ્રહણ કર્યાં નથી ત્યારે) જે વર્ણ-ગંધ-રસ-સ્પર્શવાળા છે તે પુદ્ગલોને જીવ મનઃપર્યાપ્તિરૂપ શક્તિવડે ગ્રહણ કરી મનપણે પરિણમાવે ત્યારે (ગ્રહણ કરાતા આહારના પુદ્ગલોના પરિણામની માફક) તે પુદ્ગલોમાં જે વર્ણાદિ હતાં તે રૂપાન્તર પામે કે નહિં? (૧૪૮)

૪૦ ઉ૦—પુદ્ગલોને જીવે ગ્રહણ કર્યાં હોય કે ન કર્યાં હોય, પરંતુ તેના વર્ણાદિના પલટનમાં જીવથી થતું પુદ્ગલનું ગ્રહણ અથવા પરિણમન એજ હેતુભૂત નથી, તેમજ આહારયોગ્ય પુદ્ગલોને ગ્રહણ કરવાની સાથેજ જેમ તે પુદ્ગલોમાં પરિણામાન્તર થાય છે તેવું પરિણામાન્તર થવાનું કારણ ગ્રહણકરાતા ભાષા-મનોવર્ગણાના પુદ્ગલોમાં જોવાતું નથી, એમને એક્ર એટલે કે જીવથી થતા ગ્રહણ અથવા પરિણમન સિવાય પણ વર્ણાદિના અવસ્થાનનો જે (ભાવસ્થાનકાળ) કાળ હોય છે તે કાળ સંપૂર્ણ થયે વર્ણાદિ પર્યાયોનું પલટન થાય છે. (૧૪૮)

૪૧ પ્ર૦—આહારકલબ્ધિવંત ચૌદપૂર્વધર આહારકશરીરની રચના કરે તેમાં તેમને કોઈ આશ્રવ લાગે? (૧૪૯)

૪૧ ઉ૦—હા. આશ્રવલાગે, કારણકે આહારકશરીરની રચના (ના) પ્રારંભકાળમાં એકપ્રકારનું ઔત્સુકય આવે છે અને એથી આહારકના પ્રારંભકાળમાં પ્રમત્તગુણસ્થાનક કહ્યું છે. આ સિવાય શાસ્ત્રોમાં એવો પણ પાઠ છે કે-જંઘાચારણવિદ્યાચારણ વિગેરે લબ્ધિવંત મુનિઓ લબ્ધિને ફોરવીને જ્યારે તે લબ્ધિને સંહરી લ્યે છે ત્યારે તે લબ્ધિફોરવવાબદ્દલ લાગેલ આલોચનાના પ્રાયશ્ચિત્તમાં 'ઈરિયાવહિયં' પડિક્કમે છે અને એમ છતાં તેઓને આરાધક કહ્યા છે. (૧૪૯)

૪૨ પ્ર૦—દશક્રોડ-વીશક્રોડ-પાંચક્રોડમુનિવરો કાર્ત્તિકીપૂર્ણિમા, ચૈત્રિપૂર્ણિમા વિગેરે દિવસે એક સાથે મોક્ષે ગયા એમ કહેવાય છે તો શું તેટલા મુનિવરો એકજ દિવસે મોક્ષે ગયા હશે? અથવા તો આગળ પાછળ બે પાંચ દિવસમાં ગયા હોય પણ નક્ષત્રનું સામ્ય હોવાથી એક સાથે ગયા એમ કહ્યું હશે, અથવા તો 'કોડી' ની સંખ્યા સાંકેતિક હશે? (૧૫૦)

૪૨ ઉ૦—"કાર્ત્તિકપૂર્ણિમાએ દ્રાવિડ-વારિખિલ્લ પ્રમુખ દશક્રોડ, ચૈત્રિપૂર્ણિમાએ શ્રી પુંડરીકગણધર પ્રમુખ પાંચક્રોડ, આસો સુદિ દશમે પાંચપાંડવ પ્રમુખ વીશક્રોડ, ફાગણ સુદિ તેરશે શાંબ-પ્રદ્યુમ્ન પ્રમુખ સાડીઆઠક્રોડ મુનિવરો મોક્ષે ગયા" વિગેરે જે કહેવાય છે તે યથાર્થ છે, તેમાં 'કોડી' શબ્દ સાંકેતિક એટથે હાલમાં વીશની સંખ્યાને પણ જેમ કોડી કહેવાય છે તેવી સંખ્યા માનવી એતો બીલકુલ અનુચિત લાગે છે કારણકે પૂજા વિગેરેમાં 'નારદજી લાખએકાણું રે' વિગેરે પદો આવે છે ત્યાં લાખ માટે પણ કોડીની માફક સંકેત માનવો પડશે. માટે 'કોડી' શબ્દને સાંકેતિક ન માનતાં સો લાખનો જે એકક્રોડ થાય છે તેજ માનવો વિશેષ વ્યાજબી લાગે છે. હવે એ પ્રમાણે માનતાં એ શંકા જરૂર થવાનો સંભવ છે કે આટલા બધા ક્રોડોમુનિવરો એકસાથે એકદિવસે શી રીતે મોક્ષે જઈ શકે? શું બધાનું આયુષ્ય એકદિવસે પૂર્ણ થયું હશે? એ શંકાનું સમાધાન એમ થઇ શકે છે કે-દ્રાવિડ-વારિખિલ્લ, પુંડરીકગણધર-નારદજી-પાંચપાંડવો વિગેરે મુખ્યપુરૂષો કાર્ત્તિકીપૂર્ણિમા-ચૈત્રીપૂર્ણિમા વિગેરે પ્રસિદ્ધ દિવસોમાંજ ઘણા મુનિવરો સાથે મોક્ષે ગયા હોય, અને બાકીના થોડાઘણાનો આગળ પાછળ

એકેક બબે દિવસને અંતરેજ મોક્ષથયેલો હોવાથી અમુક દિવસે એક સાથે આટલામુનિઓ મોક્ષેગયા એવું કહેવામાં ખાસ વિરોધ આવતો નથી. એકસાથે અણસણ કર્યું હોય એટલે એકેક બબે દિવસને આંતરે આગળ પાછળ તેટલી વિશાળ સંખ્યાવાળા મુનિવરોનું આયુષ્યપૂર્ણ થાય એ પણ આશ્ચર્યકારક નથી. આટલાબધા મુનિઓ કયાં સમાયા હશે? એવી જે ક્ષુદ્ર શંકાઓ છે તેનું સમાધાન તે અવસરે ગિરિરાજના ક્ષેત્રફળનો વિસ્તાર તેમજ એક યોજન જેટલા ક્ષેત્રમાં પ્રતરગણિતના હિસાબે સુખેથી કેટલા પુરૂષો બેસી, શકે તે સંબંધી વિચાર કરવાથી આપોઆપ થઇ શકે તેમ છે.

૪૩ પ્ર૦—' दंसण भट्ठो भट्ठो ' એ ગાથાનું આલંબન લહી કેટલાક મુગ્ધપ્રાણીઓ(ને)ચારિત્રપદ કરતાં દર્શનપદનેજ મુખ્યગણી ચારિત્રભાવનાને શિથિલ કરાવે છે તો તે ગાથામાં ' દર્શનપદનીજ મુખ્યતાનો ' જે આશય છે તે કઈ અપેક્ષાએ છે?

૪૩ ઉ૦—આ ગાથા સમ્યક્ત્વનીપ્રધાનતા તેમજ મોક્ષપ્રાપ્તિની અપેક્ષાએ દ્રવ્યચારિત્રની નિષ્ફળતા જણાવનારી છે. અર્થાત્ દ્રવ્યચારિત્ર ગમે તેવું ઉત્કૃષ્ટકોટિનું પાળે, માખીની ટાંગને પણ ન દુભાવા દે એવું ચારિત્ર પણ દ્રવ્યથી હોય અર્થાત્ શ્રદ્ધા-સમ્યગ્દર્શન વિનાનું હોય તો તે ચારિત્રથી મોક્ષપ્રાપ્તિ ત્રણકાળમાં થતી નથી. એટલે કે ચારિત્ર એ મોક્ષનો અનન્તરહેતુ છતાં સમ્યક્ત્વરહિત હોવાથી મોક્ષપ્રાપ્તિનું સાધન બનતો નથી જ્યારે સમ્યક્ત્વ એ મોક્ષપ્રાપ્તિનો પરંપરહેતુ છતાં અપાર્ધપુદ્ગલ પરાવર્ત્તનમાં તો ભાવચરિત્રની પ્રાપ્તિપૂર્વક અવશ્યમોક્ષ આપે છે. એથીજ જે કહેવામાં આવ્યું છે કે સમ્યક્ત્વથી ભ્રષ્ટ છે, તે ભ્રષ્ટ છે અર્થાત્ મોક્ષપ્રાપ્તિથી ભ્રષ્ટ છે ' તે યથાર્થ છે. ' सिज्झंति चरणरहिया ' એ જે ત્રીજુંપદ કહેવામાં આવેલ છે તે પણ દર્શનની મુખ્યતા ખ્યાલમાં રાખી દ્રવ્યચારિત્રને અનુલક્ષીને કહેવામાં આવ્યું છે, અર્થાત્ દ્રવ્યચારિત્રવિના એટલેક ઓઘા-મુહપત્તિ વિગેરે બાહ્યલિંગગ્રહણ કર્યા સિવાય પણ સમ્યગ્દર્શનગુણમાં એવું સામર્થ્ય છે કે આત્માને ભાવચારિત્રવંત બનાવી છેવટ અપાર્ધપુદ્ગલ પરાવર્ત્તપ્રમાણકાળમાં જરૂર શિવપુરીમાં પહોંચાડે છે. કેટલાક અર્ધદગ્ધ અનભિજ્ઞો, ભરતચક્રવર્ત્તી, કૂર્માપુત્ર વિગેરેનાં દૃષ્ટાંતો લઇ ચારિત્રાદિક્રિયામાં સ્વયંશિથિલ થવ

સાથે અન્યમુગ્ધ આત્માઓ પણ શિથિલ થાય તેવો ઉપદેશ આપે છે, પરંતુ ભરતમહારાજા-કૂર્માપુત્ર વિગેરે જીવોએ પૂર્વભવોમાં કેટલીવાર દ્રવ્ય-ભાવચારિત્રનું નિરતિચારપણે આરાધન કર્યું છે? તે બાબત તેઓએ જાણવાની આવશ્યક્તા છે, વળી ભરતમહારાજા વિગેરેને ગૃહસ્થપણામાં જે કેવલજ્ઞાન થયું તેમાં દ્રવ્યચારિત્ર (બાહ્યલિંગ)નો અભાવ હતો, પરંતુ નિજગુણ રમણતારૂપ ભાવચારિત્રનો અભાવ હતો એમ તો કોઈથી પણ કહી શકાય તેમ નથી, અને આ ભવમાં પણ એક દ્રવ્યચારિત્રવિના જે કેવલજ્ઞાન થયું તે પણ ત્યારેજ કે ગત અનેક ભવોમાં દ્રવ્ય-ભાવ ચારિત્રનું યથાર્થ આરાધન કર્યું હતું તો. ફકત એક મરૂદેવામાતાનું દૃષ્ટાંતજ આ વિષયમાં અપવાદરૂપ છે.

૪૪ પ્ર૦—'જાતિસ્મરણ' જ્ઞાન આ કાળમાં હોય? હાલના વર્ત્તમાનપત્રોમાં કોઈ કોઈવાર પૂર્વભવના જ્ઞાનવાળા પુરૂષોનાં વૃત્તાંતો આવે છે તો શું તે સાચાં હશે.

૪૪ ઉ૦—'જાતિસ્મરણ જ્ઞાનનો આ કાળમાં નિષેધ હોય' તેવું કોઇ શાસ્ત્રદ્વારા અથવા ગીતાર્થ પાસેથી જાણ્યું નથી. આ બાબતમાં પ્રથમ શ્રેણિના ૩૫ મા પ્રશ્નોત્તરમાં સેનપ્રશ્નનો પાઠ પણ આપવામાં આવેલ છે. વર્તમાનપત્રોનાહેવાલો માટે પુછયું તો-તેના ઉત્તરમાં સમજવું જે-કોઈ વિશિષ્ટધારણાવાળાને જાતિસ્મરણ થવાથી પૂર્વભવનું જ્ઞાન આ કાળમાં થાય તેમાં શાસ્ત્રીયવિરોધ આવવાનો સંભવ નથી. બાકી તે વૃત્તાન્તો કેટલે અંશે સાચાં છે. તે તો તે પુરૂષોનો પ્રત્યક્ષ અનુભવ કરનારા જાણે.

૪૫ પ્ર૦—શ્રીવીરપ્રભુની પ્રથમ દેશના નિષ્ફળ ગઈ તે સંબંધમાં, કોઇ કહે છે કે એકલા દેવોજ હતા એટલે નિષ્ફળ ગઇ, કોઈ કહે છે કે મનુષ્યો હતા પરંતુ કોઇને વિરતિનો પરિણામ ન થયો તેથી નિષ્ફળ ગઈ તો આ બાબતમાં શું સાચું છે?

૪૬ ઉ૦—આ બાબતમાં બન્ને પ્રકારના પાઠો જોવાય છે. કલ્પવૃત્તિ-સ્થાનાંગવૃત્તિ-પ્રવચનસારોદ્ધારબૃહદ્વૃત્તિ વિગેરેનો અભિપ્રાય એવો છે કે દેવ-મનુષ્યો વિગેરે બધા આવેલા છે, પરંતુ એકલા દેવોજ આવ્યા છે તેમ નથી, જ્યારે શ્રી આવશ્યકહારિભદ્રીય

ટીકામાં એકલા દેવોજ આવ્યા છે એવો પણ પાઠ છે. આ વિષયને અંગે પ્રશ્નોત્તરસાર્ધશતકમાં કલ્પસૂત્રાદિ તેમજ આવશ્યકવૃત્તિના પાઠો સહિત પ્રશ્નોત્તર છે તેજ અહિં આપવામાં આવે છે—

'ननु वीरप्रभोः प्रथमदेशनायां कोऽपि न प्रतिबुद्धस्तत्र किं चतुर्विधा देवा एवाजग्मुः किं वा मनुष्यादयोऽपि ? इति चेदुच्यते, कल्पवृत्ति-स्थानाङ्गवृत्ति--प्रवचनसारोद्धारबृहद्वृत्त्याद्यभिप्रायेण तु सर्वेऽप्याजग्मुर्न केवलं देवा एव, तथा च तद्वृत्तिपाठोऽष्टात्रिंशदधिकैकशततमे दशाश्चर्यद्वारे-श्रूयते हि भगवतः श्रीवर्द्धमानस्वामिनो जृम्भिकग्रामाद्बहिः समुत्पन्ननिस्सपत्नकेवलालोकस्य तत्कालसमायातसंख्यातीतसुरविरचितचारुसमवसरणस्य भूरिभक्तिकुतूहलाकुलितमिलिताऽपरिमिताऽमरनरतिरश्चां स्वस्वभाषानुसारिणा महाध्वनिना धर्मकथां कुर्वाणस्यापि न केनचिद्विरतिः प्रतिपन्ना, केवलं स्थितिपरिपालनायैव धर्मकथाऽभूदित्यादि, इत्थमेव श्रीमदभयदेवसूरिकृतस्थानाङ्गवृत्तिपाठोऽपि बोध्यः, श्रीहरिभद्रसूरिकृतावश्यकबृहद्वृत्त्यभिप्रायेण तु तदा देवा एवाजग्मुर्न तु मनुष्यादयःस्तथा च संक्षेपतस्तत्पाठः—

'भगवतो ज्ञानरत्नोत्पत्तिसमनन्तरमेव देवाश्चतुर्विधा अभ्यागता आसन्, तत्र च प्रव्रज्याप्रतिपत्ता न कश्चिद् विद्यते इति भगवान् विज्ञाय विशिष्टधर्मकथनाय न प्रवृत्तवात्, ततो द्वादशसु योजनेषु 'मध्यमा' नाम नगरी, तत्र सोमिलार्यो नाम ब्राह्मणः, स यज्ञं यष्टुमुद्यतः, तत्र चैकादशोपाध्यायाः खल्वागता इति, ते च चरमशरीराः, ततश्च तान् विज्ञाय ज्ञानोत्पत्तिस्थाने देवपूजां जीतमितिकृत्वा अनुभूय देशनामात्रं कृत्वा असंख्येयाभिर्देवकोटिभिः परिवृतो देवोद्योतेनाशेषं पन्थानमुद्योतयन् देवपरिकल्पितेषु पद्मेषु चरणन्यासं कुर्वन् मध्यमानगर्यां महसेनवनोद्यानं सम्प्राप्त इति गाथार्थः ॥ ( आवश्यक-हारिभद्रीया टीका. मु० पत्र २२९ )

श्रीमदाचाराङ्गद्वितीयश्रुतस्कन्धे षष्ठाध्ययने पुनरयं पाठः, तओणं समणे भगवं महावीरे उप्पन्ननाणदंसणधरे पुव्वं देवा णं धम्ममाइक्खइ, तओ पच्छा मणुस्साणं, तओ णं गोयमाईणं समणाणं' इत्यादि। तत्त्वं पुनर्विशिष्टश्रुतधराः केवलिनो वा विदन्तीति ॥

ઉપર જણાવ્યા પ્રમાણે વિરતિને આદરનારો ન હોય તો દેવોમાંથી કોઈપણ દેવ અવશ્ય સમ્યક્ત્વસામાયિકને આદરેજ, આ પ્રમાણે વીરપ્રભુની પ્રથમદેશનામાં મનુષ્યો આવ્યા હતા કે નહિં તે સંબંધી વિચાર કરો.

૪૭ પ્ર૦—શ્રી તીર્થંકર ભગવંતોને જ્યારે કેવળજ્ઞાન થાય ત્યારે દેશના સમાપ્ત થયા બાદ શ્રી સંઘની સ્થાપના કરે, તે સંબંધી એક એવો પણ પ્રઘોષ સંભળાય છે કે-જે દિવસે કેવળજ્ઞાન થાય તે દિવસે જેટલા જેટલાને દીક્ષા આપે તે બધાને ગણધરપદ અર્પણ કરે અર્થાત્ ગણધરો સિવાય બીજાને તીર્થંકર ભગવંતો તે દિવસે દીક્ષા ન આપે, એટલે કે પોતાના શિષ્યો ન બનાવે. આ પ્રઘોષ શું સાચો છે? અથવા તેવો કોઇ શાસ્ત્રીય પુરાવો છે? (૧૫૪)

૪૭ ઉ૦—'ગણધરો સિવાય બીજાને દીક્ષા ન આપે અથવા પોતાના શિષ્યો ન કરે' તેવો પ્રઘોષ હોય તો તે પ્રઘોષમાત્ર છે એટલે કે તે પ્રઘોષની સત્યતામાં કોઇ શાસ્ત્રીય પૂરાવો જોયો નથી. પરંતુ કલ્પસૂત્ર-સુબોધિકા ટીકા વિગેરે ગ્રન્થોમાં 'पञ्चभिः शतैः सहेन्द्रभूतिर्दीक्षितः' એવા સાથેદીક્ષા અપાયા સંબંધી (પ્રઘોષ) વિરૂદ્ધ પાઠો જોવામાં આવે છે. વળી ગણધરો સિવાય બીજાને તે દિવસે દીક્ષા ન આપે અથવા શિષ્યો ન કરે તેમાં વિચાર કરતાં કોઈ કારણ પણ જણાતું નથી. (૧૫૪)

૪૮ પ્ર૦—પરિગ્રહીતા-અપરિગ્રહીતાદેવી સંબંધમાં મારી સમજ એમ છે કે-ઉત્પત્તિસ્થાને પોતપોતાના દેવ સાથે નિયત એકપતિપણે રહેનારી તે પરિગ્રહીતા, અને પતિરૂપ એક નિયત દેવ સિવાય અન્ય સનત્કુમારાદિ દેવલોકોના દેવોની સાથે ઉપભોગ કરનારી તે અપરિગ્રહીતા દેવીઓ, તે અપરિગ્રહીતા દેવી પણ સનત્કુમારાદિ દેવલોકમાં વર્ત્તતા તે તે શાસ્ત્રમાં જણાવેલા આયુષ્યવાળા અમુક દેવનેજ ઉપયોગી થાય, પરંતુ મનુષ્યલોકની વેશ્યાનો જેમ અનેક મનુષ્યો ઉપભોગ કરે તેમ નહિં. તો એ સમજ સાચી છે? (૧૫૫)

૪૮ ઉ૦—પરિગ્રહીતા માટે તો બરાબર સમજ છે, પરંતુ

અપરિગ્રહીતા માટેની સમજ બરાબર નથી. કારણ કે બૃહત્ સંગ્રહણી વિગેરે ગ્રન્થોની ટીકામાં અપરિગ્રહીતા દેવીની વ્યાખ્યા પ્રસંગે 'वेश्या कल्पाः' એમ સ્પષ્ટ શબ્દો લખેલા છે. જેથી સનત્કુમારાદિ દેવલોકોમાં તે તે આયુષ્યવાળા કોઇ એક અમુકજ દેવની સાથે ઉપભોગ કરે તેવું મન્તવ્ય યોગ્ય લાગતું નથી. તે સિવાય એટલું ચોક્કસ છે કે તે તે આયુષ્યવાળી તે તે અપરિગ્રહીતા દેવીઓ શાસ્ત્રમાં જણાવેલા તે તે દેવલોકના દેવોને ઉપયોગી થાય, પરંતુ જણાવેલ સિવાય અન્ય દેવલોકના દેવોને ઉપયોગી ન થાય. જો સનત્કુમારાદિ દેવલોકમાં પણ અમુક એક જ દેવને ઉપયોગી થવાનું માનીએ તો પરિગ્રહીતા અને અપરિગ્રહીતાના સ્વરૂપમાં સુદ્ધામ તફાવત પણ રહેતો નથી. કેટલા આયુષ્યવાળી અપરિગ્રહીતાદેવી કયા દેવલોકના દેવોને ભોગ્ય થાય ? તે માટે શ્રીબૃહત્સંગ્રહણીની ગાથા નીચે મુજબઃ—

'अपरिग्गहदेवीणं, विमाणलक्खा छ हुंति सोहम्मे ।
पलियाई समयाहिय, ठिइ जासिं जाव दसपलिया ॥१॥

ताओ सणंकुमाराणेवं वड्ढंति पलियदसगेहिं ।
जा बंभ सुक्क आणय आरण देवाण पन्नासा ॥२॥

ईसाणे चउलक्खा, साहिय पलियाइ समय अहिय ठिई ।
जा पनरपलिय जासिं ताओ माहिंददेवाणं ॥३॥

एएण कमेण भवे, समयाहिय पलिय दसगवुड्ढीए ।
लंतसहसारपाणय, अच्चुअ देवाण पणपन्ना ॥४॥'

(અર્થ સ્પષ્ટ છે) તો પણ સ્પષ્ટતા માટે કોષ્ઠક જુઓઃ—

એકથી દશ પલ્યો૦ આયુષ્યવાળી અપરિ૦ દેવીઓ સનત્કુ૦ દેવોમાટે

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૧–થી–૨૦ | ,, | ,, | ,, | બ્રહ્મ | ,, |
| ૨૧–થી–૩૦ | ,, | ,, | ,, | શુક્ર | ,, |
| ૩૧–થી–૪૦ | ,, | ,, | ,, | આનત | ,, |
| ૪૧–થી–૫૦ | ,, | ,, | ,, | આરણ | ,, |

अत्राह प्रेरकः—यदि देवा एवाऽऽजग्मुस्तर्हि किमाश्चर्यं, मनुष्याद्यभावे को विरतिं प्रतिपद्येतेति ?। अत्रोच्यते—अहो ! केवलं देवागमनेऽपि आश्चर्यं युक्तमेव, यतो देवेषु अपि मिथ्यात्त्वविरतिरूपसम्यक्त्वप्राप्तिर्भवत्येव, तदानीं तु सापि न जातेति आश्चर्यं, यदुक्तमावश्यकवृहद्वृत्तौ—भगवति धर्मं कथयति सति मनुष्यः सर्वविरति-देशविरति-सम्यक्त्वश्रुतसामायिकानां चतुर्णामन्यतमत्प्रतिपद्यते, तिर्यञ्चस्त्रोणि सर्वविरतिवर्ज्यानि द्वे वा सम्यक्त्वश्रुतसामायिके प्रतिपद्यते, यदि नास्ति मनुष्यतिरश्चां कश्चित् प्रतिपत्ता ततो नियमत एव सुरेषु सम्यक्त्वप्रतिपत्तिर्भवतीत्यादि, इति वीरप्रभोराद्यदेशनायां मनुष्याद्यागमाऽनागमविचारः ॥

ભાવાર્થ—' પ્ર૦—શ્રીવીરપ્રભુની,પ્રથમદેશનામાં કોઇને પણ પ્રતિબોધ ન થયો, તો તે પ્રસંગે ચારેપ્રકારના દેવોજ આવ્યા હતા કે મનુષ્ય વિગેરે પણ આવેલા હતા? ઉ૦—કલ્પવૃત્તિ-ઠાણાંગવૃત્તિ પ્રવચનસારોદ્ધારબૃહદ્વૃત્તિ વિગેરે ગ્રન્થોનાં અભિપ્રાયવડે તો (દેવ-મનુષ્ય વિગેરે ) બધાય આવેલા હતા પરંતુ એકલા દેવોજ આવ્યા હતા એમ નહિં, દશઅચ્છેરાના ૧૩૮ મા દ્વારમાં તે બાબતનો પાઠ છે તે આ પ્રમાણે–સંભળાય છે કે જાંભિકાગામનીબહાર નિરાવરણ-કેવલજ્ઞાન જેઓને ઉત્પન્ન થયેલું છે અને તેથી તેજ અવસરે અસંખ્યદેવોએ આવીને જેઓને બિરાજમાન થવા માટે સુંદર સમવસરણની રચના કરેલી છે તેમજ ભક્તિના અતિશયપણાથી તથા કુતૂહલથી આવેલા અપરિમિત–અસંખ્યદેવ–મનુષ્યો અને તિર્યંચોને યોજનગામિની વાણીવડે ધર્મ દેશના જેઓ આપી રહેલા છે એવા ભગવંતમહાવીર મહારાજા હોવા છતાં (એટલે કે દેવ–મનુષ્યોની પર્ષદામાં અમોઘધર્મદેશના આપવા છતાં ) કોઇએ પણ વિરતિનો સ્વીકાર કર્યો નથી. ફક્ત સ્થિતિ–મર્યાદાના પરિપાલન માટેજ ધર્મદેશના આપવાનું થયું છે. આજ પ્રમાણે શ્રીમાન્ અભયદેવસૂરિવિરચિત સ્થાનાંગવૃત્તિનોપાઠ ( અને તેનો અર્થ ) સમજવો.

હરિભદ્રસૂરિકૃતઆવશ્યકબૃહદ્વૃત્તિના અભિપ્રાય પ્રમાણે તો તે અવસરે દેવોજ આવેલા છે, પરંતુ મનુષ્યો વિગેરે કોઇ આવેલા નથી. તે સંબંધી (નો ભાવાર્થ) પાઠ આ પ્રમાણે—

"ભગવંતને કેવલજ્ઞાનઉત્પન્ન થતાંની સાથેજ ચારે પ્રકારના પણ દેવો ત્યાં આવેલા હતા, તેમાં ચારિત્ર અંગીકાર કરનાર કોઈ નથી એમ જાણીને ભગવંતે વિશિષ્ટ-વિશેષપ્રકારે ધર્મદેશના આપવાનો પ્રયત્ન (ત્યાં) ન કર્યો. (પણ) ત્યાંથી બાર યોજન દૂર મધ્યમા નગરીમાં યજ્ઞ કરવાને તૈયાર થએલ સોમિલ નામા બ્રાહ્મણને ત્યાં અગીઆર ઉપાધ્યાયો આવેલા છે અને તે બધા ચરમશરીરી છે એમ જાણીને કેવલજ્ઞાનની ઉત્પત્તિના સ્થાને આચાર સાચવવા પૂરતો દેવોએ કરેલ સમવસરણાદિ પૂજાનો-અનુભવ કરી નામમાત્રદેશના આપીને અસંખ્યદેવદેવીઓથી પરિવરેલા દેવોના ઉદ્યોતવડે સમગ્રમાર્ગને પ્રકાશમય બનાવતા અને દેવોએ રચેલાં સુવર્ણકમલો ઉપર પગ મુકતા મુકતા પ્રભુ મધ્યમાનગરીએ મહસેનવનમાં પધાર્યા."

શ્રી આચારાંગસૂત્રના બીજા શ્રુતસ્કંધના છઠ્ઠા અધ્યયનમાં આ પ્રમાણે પાઠ છે—'ત્યારબાદ જેઓને કેવલજ્ઞાન-કેવલદર્શન ઉત્પન્ન થયેલું છે એવા શ્રમણભગવંતમહાવીરપરમાત્મા પ્રથમ-દેવોને ધર્મ કહે છે, ત્યારપછી મનુષ્યોને અને તેવાર પછી ગૌતમાદિ શ્રમણનિર્ગ્રન્થોને ધર્મ કહે છે' વિગેરે. આ પ્રમાણે બન્નેપ્રકારના પાઠો હોવાથી શું તત્ત્વ છે? તે તો વિશિષ્ટશ્રુતજ્ઞાનીઓ અથવા કેવલીભગવંતો જાણે.

શંકા—જો દેવોજ પ્રથમદેશના પ્રસંગેહાજર હોય (અને મનુષ્યો વિગેરે ન હોય) તો અહિં આશ્ચર્ય શું? કારણકે જ્યારે મનુષ્યો છેજ નહિં તો વિરતિનો સ્વીકારજ?

સમાધાન—અહો! કેવળદેવોના આગમનમાં પણ અચ્છેરું માનવું તે વ્યાજબીજ છે, કારણકે દેવોમાં પણ મિથ્યાત્વના ત્યાગરૂપ અને સમ્યક્ત્વનીપ્રાપ્તિરૂપ વિરતિ કહેલી છે તે પણ તે વખતે થયેલી નથી, માટે અચ્છેરું કહેવાય છે. જે માટે આવશ્યકબૃહદ્વૃત્તિમાં કહ્યું છે કે 'ભગવંતધર્મદેશના આપે ત્યારે મનુષ્ય સર્વવિરતિસામા૦ દેશવિરતિસામા૦ સમ્યક્ત્વસામા૦ અને શ્રુતસામાયિક એ ચારે અથવા ચારમાંથી કોઈપણ સામાયિકનો યથાસંભવસ્વીકાર કરે, તિર્યંચો સર્વવિરતિસામાયિક સિવાય ત્રણસામાયિક અથવા સમ્યક્ત્વ-શ્રુતસામાયિક આદરે, અને જો મનુષ્ય-તિર્યંચોમાં કોઇ

ઉપર જણાવ્યા પ્રમાણે વિરતિને આદરનારો ન હોય તો દેવોમાંથી કોઈપણ દેવ અવશ્ય સમ્યક્ત્વસામાયિકને આદરેજ, આ પ્રમાણે વીરપ્રભુની પ્રથમદેશનામાં મનુષ્યો આવ્યા હતા કે નહિં તે સંબંધી વિચાર કહ્યો.

૪૭ પ્ર૦—શ્રી તીર્થંકર ભગવંતોને જ્યારે કેવળજ્ઞાન થાય ત્યારે દેશના સમાપ્ત થયા બાદ શ્રી સંઘની સ્થાપના કરે, તે સંબંધી એક એવો પણ પ્રઘોષ સંભળાય છે કે–જે દિવસે કેવળજ્ઞાન થાય તે દિવસે જેટલા જેટલાને દીક્ષા આપે તે બધાને ગણધરપદ અર્પણ કરે અર્થાત્ ગણધરો સિવાય બીજાને તીર્થંકર ભગવંતો તે દિવસે દીક્ષા ન આપે, એટલે કે પોતાના શિષ્યો ન બનાવે. આ પ્રઘોષ શું સાચો છે? અથવા તેવો કોઇ શાસ્ત્રીય પુરાવો છે? (૧૫૪)

૪૭ ઉ૦—'ગણધરો સિવાય બીજાને દીક્ષા ન આપે અથવા પોતાના શિષ્યો ન કરે' તેવો પ્રઘોષ હોય તો તે પ્રઘોષમાત્ર છે એટલે કે તે પ્રઘોષની સત્યતામાં કોઈ શાસ્ત્રીય પૂરાવો જોયો નથી. પરંતુ કલ્પસૂત્ર–સુબોધિકા ટીકા વિગેરે ગ્રન્થોમાં 'पञ्चभिः शतैः सहेन्द्रभूतिर्दीक्षितः' એવા સાથેદીક્ષા અપાયા સંબંધી (પ્રઘોષ) વિરૂદ્ધ પાઠો જોવામાં આવે છે. વળી ગણધરો સિવાય બીજાને તે દિવસે દીક્ષા ન આપે અથવા શિષ્યો ન કરે તેમાં વિચાર કરતાં કોઇ કારણ પણ જણાતું નથી. (૧૫૪)

૪૮ પ્ર૦—પરિગ્રહીતા–અપરિગ્રહીતાદેવી સંબંધમાં મારી સમજ એમ છે કે–ઉત્પત્તિસ્થાને પોતપોતાના દેવ સાથે નિયત એકપતિપણે રહેનારી તે પરિગ્રહીતા, અને પતિરૂપ એક નિયત દેવ સિવાય અન્ય સનત્કુમારાદિ દેવલોકોના દેવોની સાથે ઉપભોગ કરનારી તે અપરિગ્રહીતા દેવીઓ, તે અપરિગ્રહીતા દેવી પણ સનત્કુમારાદિ દેવલોકમાં વર્ત્તતા તે તે શાસ્ત્રમાં જણાવેલા આયુષ્યવાળા અમુક દેવનેજ ઉપયોગી થાય; પરંતુ મનુષ્યલોકની વેશ્યાની જેમ અનેક મનુષ્યો ઉપભોગ કરે તેમ નહિં. તો એ સમજ સાચી છે? (૧૫૫)

૪૮ ઉ૦—પરિગ્રહીતા માટે તો બરાબર સમજ છે, પરંતુ

અપરિગ્રહીતા માટેની સમજ બરાબર નથી. કારણ કે બૃહત્ સંગ્રહણી વિગેરે ગ્રન્થોની ટીકામાં અપરિગ્રહીતા દેવીની વ્યાખ્યા પ્રસંગે 'वेश्या कल्पा:' એમ સ્પષ્ટ શબ્દો લખેલા છે. જેથી સનત્કુમારાદિ દેવલોકોમાં તે તે આયુષ્યવાળા કોઇ એક અમુકજ દેવની સાથે ઉપભોગ કરે તેવું મન્તવ્ય યોગ્ય લાગતું નથી. તે સિવાય એટલું ચોક્કસ છે કે તે તે આયુષ્યવાળી તે તે અપરિગ્રહીતા દેવીઓ શાસ્ત્રમાં જણાવેલા તે તે દેવલોકના દેવોને ઉપયોગી થાય, પરંતુ જણાવેલ સિવાય અન્ય દેવલોકના દેવોને ઉપયોગી ન થાય. જો સનત્કુમારાદિ દેવલોકમાં પણ અમુક એક જ દેવને ઉપયોગી થવાનું માનીએ તો પરિગ્રહીતા અને અપરિગ્રહીતાના સ્વરૂપમાં મુદ્દામ તફાવત પણ રહેતો નથી. કેટલા આયુષ્યવાળી અપરિગ્રહીતાદેવી કયા દેવલોકના દેવોને ભોગ્ય થાય ? તે માટે શ્રીબૃહત્સંગ્રહણીની ગાથા નીચે મુજબ:—

'अपरिग्गहदेवीणं, विमाणलक्खा छ हुंति सोहम्मे ।
पलियाई समयाहिय, ठिइ जासिं जाव दसपलिया ॥१॥

ताओ सणंकुमाराणेवं वड्ढंति पलियदसगेहिं ।
जा बंभ सुक्क आणय आरण देवाण पन्नासा ॥२॥

ईसाणे चउलक्खा, साहिय पलियाइ समय अहिय ठिई ।
जा पनरपलिय जासिं ताओ माहिंददेवाणं ॥३॥

एएण कमेण भवे, समयाहिय पलिय दसगवुड्ढीए ।
लंतसहसारपाणय, अच्चुअ देवाण पणपन्ना ॥४॥'

(અર્થ સ્પષ્ટ છે) તો પણ સ્પષ્ટતા માટે કોષ્ઠક જુઓ:—

| | | | | | |
|---|---|---|---|---|---|
| એકથી દશ પલ્યો૦ | આયુષ્યવાળી | અપરિ૦ | દેવીઓ | સનત્કુ૦ | દેવોમાટે |
| ૧૧–થી–૨૦ | ,, | ,, | ,, | બ્રહ્મ | ,, |
| ૨૧–થી–૩૦ | ,, | ,, | ,, | શુક્ર | ,, |
| ૩૧–થી–૪૦ | ,, | ,, | ,, | આનત | ,, |
| ૪૧–થી–૫૦ | ,, | ,, | ,, | આરણ | ,, |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| સાધિક એક પલ્યો- | ૬૫ પલ્યો- | આયુષ્ય- | અપરિ૦ માહેન્દ્ર દેવોમાટે. | | | |
| ૫મથી | ૫મના | વાળી | દેવીઓ | | | |
| ૧૬ | ,, | ૨૫ ,, | ,, | ,, | લાંતક | ,, |
| ૨૬ | ,, | ૩૫ ,, | ,, | ,, | સહસ્રાર | ,, |
| ૩૬ | ,, | ૪૫ ,, | ,, | ,, | પ્રાણત | ,, |
| ૪૬ | ,, | ૫૫ ,, | ,, | ,, | અચ્યુત | ,, |

૪૯ પ્ર૦—અસંજ્ઞિનરકમાં જાય તો નરકના ભવમાં અન્તર્મુહૂર્ત્ત બાદ વિભંગજ્ઞાન હોય, અને સંજ્ઞી નરકમાં જાય તો ઉત્પત્તિના પ્રથમ સમયથી વિભંગજ્ઞાન હોય! પૂર્વાવસ્થા (પૂર્વભવ) માં વર્તતું સંજ્ઞિપણું કે અસંજ્ઞિપણું ગમે તે હોય પરંતુ નરકના ભવમાં ઉત્પત્તિકાળમાં તો અપર્યાપ્તઅવસ્થા બન્નેને સમાન છતાં વિભંગજ્ઞાનની પ્રાપ્તિમાં અન્તર્મુહૂર્ત્તનો તફાવત હોય તેમાં શું કારણ? શું સંજ્ઞિ ગયા ભવમાં વિભંગજ્ઞાની હોય અને તે વિભંગજ્ઞાન સાથે નરકમાં ઉત્પન્ન થતો હોય તે અપેક્ષાએ સંજ્ઞિને પ્રથમસમયથી વિભંગજ્ઞાન ગણ્યું હશે કે બીજી રીતે? (૧૫૬)

૪૯ ઉ૦—સંજ્ઞિજીવોને ગતજન્મના સંજ્ઞિપણાના પ્રબલ ક્ષયોપશમને અંગે નરકના ભવમાં ઉત્પત્તિના પ્રથમ સમયથીજ વિભંગજ્ઞાન હોય છે અને અસંજ્ઞિમાંથી નરકના ભવમાં ઉત્પન્ન થનારને તેવો ક્ષયોપશમ નરકમાં ઉત્પન્ન થયા બાદ અન્તર્મુહૂર્ત્તે થાય છે. કોઈ સંજ્ઞિજીવ ગતજન્મના વિભંગજ્ઞાન સહિત પણ નારકીના ભવમાં ઉત્પન્ન થાય છે. તેનો પાઠ આ પ્રમાણે:—

તથા હિ—'तिरश्चो मनुष्यस्य वा किञ्चिद् व्यक्तस्य सतः कस्यचिद् विभङ्गज्ञानमुत्पन्नम्, तेन चोत्पन्नेन देशोनां पूर्वकोटिमिहासौ जीवितः, गुणाभासेन हि केनचिद् विभङ्गज्ञानमुपजायते, स च गुणाभासः किञ्चिद् व्यक्तस्यैव भवति, अतः पूर्वकोटेर्देशोनता, ततश्चाऽपतितविभङ्ग एव अधःसप्तमपृथिव्यामुत्पन्नस्त्रयस्त्रिंशत् सागरोपमाणि जीवितः, इत्येवं विभङ्गज्ञानस्य भवद्वये नैरन्तर्येण देशोनपूर्वकोट्याऽधिकानि त्रयस्त्रिंशत्सागरोपमाणि उत्कृष्टतः स्थितिकालः सिद्धो भवति' ઈત્યાદિ.

ભાવાર્થ—કોઇ તિર્યંચ અથવા મનુષ્યને કાંઇક વ્યક્તપણું

પામ્યા બાદ વિભંગજ્ઞાન ઉત્પન્ન થયું, એ ઉત્પન્ન થયા બાદ દેશે ઊણા પૂર્વક્રોડવર્ષ સુધી જીવ્યો, કોઈ ગુણાભાસવડેજ વિભંગજ્ઞાન પેદા થાય અને તે ગુણાભાસ કાંઇક વ્યક્તદશામાંજ હોય, અને સે વ્યક્તપણું ઉત્પન્ન થયા બાદ થોડા વખત પછી આવે એથી દેશે ઊણા પૂર્વક્રોડવર્ષ કહ્યાં. ત્યાંથી વિભંગ સાથેજ સાતમી નરકમાં તેત્રીશ સાગરોપમના આયુષ્યપણે ઉત્પન્ન થયો એ પ્રમાણે બે ભવસુધી વિભંગજ્ઞાનનું નિરન્તરપણું હોવાથી દેશોનપૂર્વકોટિ અધિક તેત્રીશ સાગરોપમ જેટલો વિભંગજ્ઞાનનો કાળ સિદ્ધ થયો." આ પ્રમાણે જીવસમાસટીકા (મુદ્રિત) પત્ર ૨૩૮ માં કહેલ હોવાથી ચોખ્ખું સમજાય છે કે સંજ્ઞિપંચેન્દ્રિય ગયા ભવના વિભંગજ્ઞાન સાથે નરકગતિમાં ઉત્પન્ન થઇ શકતો હોવાથી અપર્યાપ્તાવસ્થામાં પણ તેને વિભંગજ્ઞાન હોય. જ્યારે અસંજ્ઞિને તેમ ન-હોવાથી નરકગતિમાં ઉત્પન્ન થયા બાદ અન્તર્મુહૂર્ત્ત પછી વિભંગજ્ઞાન હોય. (૧૫૬)

૫૦ પ્ર૦—'तेन चक्षुर्दर्शने अनाहारके चौदारिकमिश्रवैक्रियमिश्राऽऽहारकमिश्राभावो वेदितव्यः' [ पंचसंग्रहपत्र १२, आत्मानन्दसभा-भावनगर ] ઉપર મુજબ શ્રીપંચસંગ્રહ ટીકામાં–'ચક્ષુદર્શન અને અણાહારકમાર્ગણામાં ઔદારિકમિશ્ર, વૈક્રિયમિશ્ર અને આહારકમિશ્રનો નિષેધ કર્યો. ઔદારિકમિશ્રકાયયોગ અને અપેક્ષાએ વૈક્રિયમિશ્રકાયયોગનો નિષેધ તો હજુ લેવો હોય તો લઈ શકાય, પણ ચક્ષુર્દર્શનમાર્ગણામાં આહારકમિશ્રનો અભાવ કેમ સંભવે? (૧૫૭)

૫૦ ઉ૦—આહારકશરીરની પૂર્ણાહૂતિ પછીજ તે આહારકશરીર સંબંધી ચક્ષુર્દર્શન હોય, માટે મિશ્ર ન હોય. આ સંબંધી 'चक्षुर्दर्शनं तु तृतीयपर्याप्तौ' એવો પાઠ પણ પંચસંગ્રહ સ્વોપજ્ઞટીકા. પત્ર ૭ પૃષ્ઠ ૧ લીંટી ૨ જીમાં જણાવેલ છે. (૧૫૭)

૫૧ પ્ર૦—વીરમતીના પ્રયોગથી ચંદરાજા કૂકડો થયો, એવું જે ચંદરાજાના રાસ વિગેરેમાં આવે છે, તો જે અવસરે ચંદરાજા કૂકડો થયો તે વખતે તેને તિર્યંચગતિ-તિર્યંચાયુનો રસોદય હતો કે મનુષ્યગતિ-મનુષ્યાયુષ્યનો રસોદય હતો? (૧૫૮)

૫૧ ઉ૦—ચંદરાજાની વાત વાસ્તવિક માનીએ તો જન્મ

અને મરણવખતે મનુષ્યગતિ તેમજ મનુષ્યાયુષ્ય હોવાથી કૂકડાની અવસ્થામાં પણ તેજ ગતિ અને તેજ આયુષ્ય ગણવા. એમ ગણવાથીજ તે કૂકડાની અવસ્થામાં પણ મનુષ્યયોગ્ય જ્ઞાન વિજ્ઞાન વિગેરે જે છે તે બરાબર ઘટી શકશે. લબ્ધિના પ્રયોગથી શ્રીસ્થૂલભદ્ર મહારાજાએ સિંહનું રૂપ કર્યું તે પ્રસંગ પણ આ પ્રશ્નોત્તરની સાથે ઘટાવી શકાય છે, એટલે સિંહનુંરૂપ છતાં પૂજ્ય શ્રીસ્થૂલભદ્રજીને મનુષ્યાયુષ્ય અને મનુષ્યગતિનોજ ઉદય છે તે પ્રમાણે ચંદરાજાને પણ કૂકડાની અવસ્થામાં સમજવું. ( ૧૫૮ )

પર પ્ર૦—પોતપોતાની ઉત્તરપ્રકૃતિમાં જેમ મતિજ્ઞાનાવરણીયાદિનો શ્રુતજ્ઞાનાવરણીય વિગેરેમાં સંક્રમ થાય છે તેમ એક આયુષ્યનો બીજા આયુષ્યમાં સંક્રમ થાય કે નહિં ? ( ૧૫૯ )

પર ઉ૦—આયુષ્યનો પરપ્રકૃતિમાં સંક્રમ ન હોય પરન્તુ સ્વસંક્રમ તો હોય છેજ, તે કારણથી આયુષ્યની ઉદ્વર્ત્તના અને અપવર્ત્તના નિકાચિતની તેમજ અનિકાચિતની પણ પ્રતિસમય ચાલુ હોય છે, અનુત્તરદેવો પણ ૩૩ સાગરોપમ સુધી અપવર્ત્તના તથા ઉદ્વર્ત્તના કરે છે, ત્યાં નિકાચિતની અપવર્ત્તના નિર્વ્યાઘાતી તથા વ્યાઘાતી ઉભય હોય. ઉદ્વર્ત્તના તો એક નિર્વ્યાઘાત ભેદવાળીજ હોય છે, તેથી ઉભય ઉદ્વર્ત્તના પ્રવર્ત્તે નહિં. ત્યાં તે અપવર્ત્તના રૂપ ક્રિયા એવી છે કે જેથી એક સમય પણ મૂલસ્થિતિમાંથી ત્રુટી શકે નહિં તે નિર્વ્યાઘાતી અપવર્ત્તના, અને વ્યાઘાતી અપવર્ત્તના તે કંડકોપ્રમાણ સ્થિતિખંડોને તોડવા રૂપ સ્થિતિઘાત વખતે હોય છે.

તથા ઉદ્વર્ત્તનામાં જે સ્થિતિવૃદ્ધિ તે સંપૂર્ણલતાની સ્થિતિની અપેક્ષાએ આયુષ્યમાં હોય છે, પરંતુ આયુષ્યના સામાન્યસ્થિતિબન્ધની અપેક્ષાએ નહિં, તેમજ અપવર્ત્તના નિકાચિતઆયુષ્યની પણ લતાન્તર્ગત અમુક પ્રથમની સ્થિતિઓ (સ્થિતિસ્થાનો) વર્જીને સર્વસ્થિતિઓની પ્રતિસમય હોય છે, અને એવા પ્રકારના સ્વસંક્રમમાં કોઈ રીતિનો વિરોધ આવી શકતો નથી.

વળી નિકાચિતમાં કોઈ કરણ લાગતું નથી એ વાત સત્ય છે, પરન્તુ તે સામાન્યપ્રકૃતિને અંગે અને તે પ્રકૃતિની સામાન્યસ્થિતિને અંગે એ વાત છેજ નહિં, લતાન્તર્ગત કેટલીક સ્થિતિઓમાંના કેટલાક પુદ્‌ગલોને અંગેજ એ નિયમ છે, પણ સર્વવ્યાપી નહિં.

તથા આયુષ્યને અનુભાગસંક્રમ ઉદ્વર્ત્તના અને અપવર્ત્તનાની અપેક્ષાએ હોય છે અને તે કેટલીક સ્થિતિઓમાં કેટલાક અનુભાગો માટે બને છે, પરન્તુ સર્વવ્યાપી નહિં, ક્વચિત્ સર્વવ્યાપી પણ બને છે. (૧૫૯)

૫૩ પ્ર૦—'एतस्य चेयं वृद्धोक्तभावना-यदा सप्तमक्षितावायुर्बद्धं पुनश्च कालान्तरे परिणामविशेषात् तृतीयधरणीप्रायोग्यं निर्वर्तितं वासुदेवेनेव' [भगवती मुद्रित पत्र ३८] શ્રીભગવતીજીની, ટીકામાં ઉપર જણાવેલ પંક્તિ છે, તો તે પંક્તિ શી રીતે સંગત કરવી ? કારણકે આયુષ્યની ઉદ્વર્ત્તના-અપવર્ત્તના માટે તેમજ એકભવમાં બે વખત આયુષ્યબંધ માટે કર્મગ્રન્થ-કર્મપ્રકૃતિગ્રન્થોમાં નિષેધાત્મક નિયમો છે. આયુષ્યની ઉદ્વર્ત્તના થાય છે તે પણ 'आबंधा उवट्टइ' એ વચનથી આયુષ્યનાબંધકાળ સુધીજ થાય છે.' તો "શ્રીકૃષ્ણે સાતમીનરકનું આયુષ્યબાંધ્યું અને પછી અપવર્ત્તના કરીને ત્રીજીનરકનું કરીનાંખ્યું" એવા ભાવાર્થનું શ્રીભગવતીની ઉપરોક્તટીકાનું કથન કઇ અપેક્ષાએ સંગત કરવું ? (૧૬૦)

૫૩ ઉ૦—આયુષ્યની વ્યાઘાતી અપવર્ત્તના ઉદયવખતેજ હોય, અને અવ્યાઘાતી અપવર્ત્તના બંધાવલિકા વીત્યાબાદ અનુદયાવસ્થામાં પણ હોય, એ નિયમ હોવા છતાં શ્રીકૃષ્ણને અનુદિત અવસ્થામાં પણ નરકાયુષ્યની વ્યાઘાતી અપવર્ત્તના થઇ તે વર્ત્તમાન અવસર્પિણીના મોટા દશઆશ્ચર્યો ઉપરાંત બીજા અનેકઆશ્ચર્યોમાંનું એકઆશ્ચર્ય માનવામાં કોઇપણ વિરોધ સમજાતો નથી કારણકે એવા નિયમવિરૂદ્ધકાર્યો ક્વચિતજ બને, જેથી ,સાધારણ નિયમને કાંઈપણ બાધા થતી નથી. અથવા ઉપરનો નિયમ કર્મપ્રકૃતિનો હોવાથી કાર્મગ્રંથિક છે અને શ્રીકૃષ્ણના આયુષ્યની અપવર્ત્તના શ્રીભગવતીજીમાં કહેલી છે અને શ્રીભગવતીસૂત્ર એ સિદ્ધાન્ત છે તો સૈદ્ધાન્તિકો કદાચિત્ અનુદયમાં પણ વ્યાઘાતી અપવર્ત્તના સ્વીકારતા હોય તો ના કેમ કહેવાય ? જોકે તે સંબંધી પાઠ તો વિદ્યમાન નથી, અને આશ્ચર્યમાં ગણવાથી સર્વવિરોધ શાન્ત થાય છે. તત્ત્વં કેવલિગમ્યં. (૧૬૦)

૫૪ પ્ર૦—અનાદિમિથ્યાદૃષ્ટિ ઉપશમસમ્યક્ત્વ પામ્યાબાદ સાસ્વાદન પામીને અવશ્યમિથ્યાત્વેજ જાય કે મિશ્ર ક્ષયોપશમ

વિગેરે પણ પ્રાપ્ત કરી શકે ? વળી સિદ્ધાન્તકાર અને કાર્મગ્રન્થિકો એ બન્નેની માન્યતા આ વિષયમાં સરખી છે કે ભિન્ન ભિન્ન છે? (૧૬૧)

૫૪ ઉ૦—સિદ્ધાન્તમતપ્રમાણે જે અનાદિમિથ્યાદષ્ટિ ઉપશમ-સમ્યક્ત્વ પામે છે તે ત્રિપુંજ રચતોજ નથી માટે મિથ્યાત્વેજ જાય એવો નિયમ છે, સાસ્વાદન પામે પણ ત્યાંથી તો ( બન્નેના મતે ) મિથ્યાત્વેજ જાય. કાર્મગ્રન્થિક મતે અનાદિમિથ્યાદષ્ટિ અત્રિપુંજી હોવા છતાં પણ ઉપશમસમ્યક્ત્વમાં અથવા તૃતીય (અનિવૃત્તિ) કરણના અન્તે ત્રણપુંજ રચતો હોવાથી મિથ્યાત્વે અથવા ક્ષયો-પશમે અથવા મિશ્રે અથવા સાસ્વાદને પણ જાય, પરંતુ ક્ષાયિક-સમ્યક્ત્વ તો નજ પામે કારણકે ઉભયમતે ક્ષયોપમશમસમકિતવાળોજ ક્ષાયિક પામે છે. ( ૧૬૧ )

૫૫ પ્ર૦—એક ભવમાં આયુષ્ય કેટલી વખત બંધાય છે અને ક્યારે બંધાય છે ? ( ૧૬૨ )

૫૫ ઉ૦—તત્ત્વાર્થ ટીકાકાર મહારાજ ફરમાવે છે કે નિરૂપક્રમ આયુષ્યવાળા પંચેન્દ્રિયજીવો પોતાના આયુષ્યનો ત્રીજો ભાગ બાકી રહે ત્યારેજ આવતા ભવનું આયુષ્ય બાંધે છે, પણ સોપક્રમ આયુષ્યવાળા પંચેન્દ્રિયજીવો અને પૃથ્વી, અપ્, તેઉ, વાયુ, વનસ્પતિ તથા બે ત્રણ ચાર ઈન્દ્રિયવાળા જીવો મુખ્યતાએ પોતાના આયુષ્યનો ત્રીજો ભાગ બાકી રહે ત્યારે પરભવનું આયુષ્ય બાંધે છે અને તે વખતે જો ન બાંધે તો બધા આયુષ્યનો નવમો ભાગ બાકી રહે ત્યારે પરભવનું આયુષ્ય બાંધે, નવમો ભાગ બાકી રહેતાં પણ જો ન બંધાયુ હોય તો સત્તાવીશમો ભાગ બાકી રહે ત્યારે પરભવનું આયુષ્ય બાંધે છે, છેવટ દરેક જીવ પોતાના મરણની અંતર્મુહૂર્ત્ત પહેલાં તો જરૂર આયુષ્ય બાંધે છે. આયુષ્યનો બંધ આખા ભવમાં એકજ વાર હોય છે [ ચાર આયુષ્યમાંથી આયુષ્ય આખા ભવમાં એકજ વખત એકજ પ્રકારનું બંધાય છે, પણ ગતિ–જાતિ વિગેરે નામકર્મો તો ભિન્ન ભિન્ન જાતિના અને ઘણી વખત બંધાય છે, પરંતુ જે ગતિનું આયુષ્ય બાંધે તે ગતિનાં ગતિ–જાતિ આદિ નામકર્મો તે ગતિ બાંધતી વખતે મજબુત કરે અને તેથીજ શાસ્ત્રકારો ' गइनाम निधत्ताउ जाइनाम निधत्ताउ '

વિગેરે શબ્દોથી આયુષ્યને વિશિષ્ટ જણાવે છે, અર્થાત્ જે ગતિનું આયુષ્ય ન બંધાયુ હોય તે ગતિનાં ગતિ-જાતિ વિગેરે નામકર્મો સામાન્યબંધમાં રહે છે પણ નિધત્ત થતાં નથી. ( ૧૬૨ )

૫૬ પ્ર૦—કર્મના સ્થિતિ-રસની ઉદ્વર્ત્તના-અપવર્ત્તના ક્યારે ક્યારે અને કેવા કર્મની હોય? ( ૧૬૩ )

૫૬ ઉ૦—ઉદ્વર્ત્તના બંધકાળસુધીજ પ્રવર્ત્તે, અપવર્ત્તના બંધકાળમાં અને અબંધકાળમાં પણ પ્રવર્ત્તે, તથા ક્લિષ્ટિકૃતકર્મની કેવળ અપવર્ત્તનાજ હોય, અક્લિષ્ટિકૃતની ઉદ્વર્ત્તના અપવર્ત્તના બન્ને હોય, જેથી કર્મનો ઉદય હોય વા અનુદય હોય તો પણ ઉદ્વર્ત્તના-અપવર્ત્તના હોય. ( ૧૭૩ )

૫૭ પ્ર૦—૧૧-૧૨-૧૩ ગુણસ્થાનોમાં શુદ્ધ ( યથાખ્યાત ) સંયમ છતાં શી ન્યૂનતા રહી કે મોક્ષપ્રાપ્તિ ન થાય? ( ૧૬૪ )

૫૭ ઉ૦—૧૧-૧૨-૧૩ ગુણસ્થાનોમાં યદ્યપિ કષાયોદયનો સર્વથા અભાવ છે અને એથી યથાખ્યાતચારિત્ર છે તો પણ સર્વોત્કૃષ્ટ જે સર્વસંવરરૂપ ચારિત્ર તેનો અભાવ હોવાથી આત્માનો મોક્ષ થઈ શકતો નથી. કેવલજ્ઞાન-કેવળદર્શન હોય પરંતુ ચૌદમા-ગુણસ્થાને પ્રાપ્ત થનારૂં પંચહ્રસ્વાક્ષરકાળપ્રમાણ સર્વસંવરચારિત્ર જ્યાંસુધી પ્રાપ્ત થાય નહિં ત્યાંસુધી કર્મનો બંધ છે, અને આત્માનો મોક્ષ નથી. એથીજ જ્ઞાની ભગવંતોએ સર્વસંવરચારિત્રને મોક્ષ પ્રાપ્તિનું અનન્તરકારણ કહ્યું છે, વિશેષ ગીતાર્થમુખે જાણવાયોગ્ય છે. ( ૧૬૪ )

૫૮ પ્ર૦—ઉપશમસમ્યક્ત્વસહિત જીવ મરણ પામે ખરો? અને જો મરણ પામતો હોય તો ઉપશમસમકિતસાથે પરભવમાં જાય ખરો? જો ન જાય તો તે ઉપશમસમકિત ક્યારે ગયું? (૧૬૫)

૫૮ ઉ૦—ઉપશમશમકિતવંત આત્મા જો ઉપશમશ્રેણિએ ચઢેલો ન હોય તો ૧ પરભવાયુષ્યનો બંધ, ૨ મરણ, ૩ અનન્તાનુ-બંધીકષાયનોબંધ, અને ૪ અનન્તાનુબંધીનોઉદય એ ચારવાનાં ન કરે. પરંતુ ઉપશમશ્રેણિ ઉપર ચઢેલો જીવ ઉપશમસમ્યક્ત્વવાળો હોય તો પણ અગીઆરમે ગુણઠાણેજ આયુષ્યનોક્ષય થાય તો મરણ

પામે છે. અને જે સમયે આયુષ્યનોક્ષય થાય તેજ સમયે સર્વાર્થ-સિદ્ધવિમાનમાં ઉત્પન્ન થતો ઉપશમસમકિતમાંથી ક્ષયોપશમ-સમકિતને પ્રાપ્ત કરે છે. (૧૬૫)

૫૯ પ્ર૦—આકાશગામિની લબ્ધિવાળા મુનિ વર્ષાકાળે આકાશમાં વિહાર કરે કે નહિં ? (૧૬૬)

૫૯ ઉ૦—ખાસ કારણ સિવાય આકાશગામિની લબ્ધિવાળા મુનિઓ ચોમાસામાં આકાશમાર્ગે વિહાર કરે નહિં કારણ કે ચોમાસામાં સ્થિરવાસ એ સાધુધર્મની મર્યાદા છે તેથી વિરાધનાનો સંભવ ન હોય તો પણ સાધુ ચોમાસામાં વિહાર ન કરે. દશવૈકાલિક સૂત્રમાં પણ કહ્યું છે કે 'वासासु पडिसंलीणा संजया सुसमाहिया' (૧૬૬)

૬૦ પ્ર૦—શ્રીતીર્થંકરો દેવવંદન કરનારને ધર્મલાભ આપે ? (૧૬૭)

૬૦ ઉ૦—'सग्गापवग्गादुग्गम नगरग्गलभंगमोग्गरसमाणो । तुह होउ धम्मलाभो नरिंद ! जिणगणहरूद्दिट्ठो ॥१॥' આ પ્રમાણે શ્રી ઠાણાંગ વૃત્તિમાં ગાથા છે, તથા શ્રી સૂક્તાવલીમાં 'यः पूर्वं श्रेणिकस्याग्रे, वादिवीरेण शंभुना । गुरोः परम्परायातो धर्मलाभोऽस्तु ते मम ॥१॥ આ શ્લોક છે, આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે મહાનુભાવ તીર્થંકર ભગવંતો દેવવંદન કરનારને ધર્મલાભ આપે (૧૬૭)

૬૧ પ્ર૦—જન્હુકુમારાદિ સગરચક્રીના સાઠ હજાર પુત્રોએ શ્રી અષ્ટાપદતીર્થની રક્ષામાટે ગંગાનદી વાળી, તેથી તેનું પાણી નાગકુમાર સુધી ગયું તો તેની વચ્ચે વાણવ્યંતર અને વ્યંતરનાં જે સ્થાનો તે ડુબી ગયાં હશે ? વળી અસુરકુમારનિકાય સુધી પાણી પહોંચ્યું અને તેથી આગળ વધી નાગકુમાર નિકાયમાં પહોંચતાં નાગકુમાર દેવોએ તે સગરચક્રવર્ત્તિના પુત્રોને અટકાવ્યા તો વાણવ્યંતર તેમજ અસુરકુમાર દેવોએ શું નહિં અટકાવ્યા હોય ? (૧૬૮)

૬૧ ઉ૦—વાણવ્યંતર વ્યંતર અસુરકુમાર અને નાગકુમાર એ બધા દેવોને તેમજ તેમના સ્થાનને બાધા પહોંચેલી છે. તેમજ

બધાએ અટકાવવાનો પ્રયત્ન કર્યો છે. નાગકુમારની હદ સુધી બાધા થયેલી હોવાથી નાગકુમાર દેવોએ અટકાવ્યા એમ સામાન્યથી કહેવાયું હોય તે પ્રમાણે સમજવું યોગ્ય જણાય છે. તત્વ તો કેવલી ભગવંત જાણે. (૧૬૮)

૬૨ પ્ર૦—જ્યાં સુધી જીવ સંસારી છે ત્યાં સુધી તેને પ્રાણ હોવા જોઇએ, કારણ કે તે (પ્રાણ) નો અભાવ તો 'सिध्धाणं नत्थि देहो न आउ कम्मं न पाणजोणीओ' એ ગાથા પ્રમાણે, ફક્ત સિદ્ધના જીવોનેજ હોય છે. એકેન્દ્રિયાદિપણું પામ્યા બાદ ચાર-પાંચ વિગેરે પ્રાણ હોય તે સ્પષ્ટ છે, પરંતુ વાટે વહેતા જીવને પ્રાણ હોય કે કેમ? અને હોય તો કેટલા હોય? (૧૬૯)

૬૨ ઉ૦—વાટે વહેતા જીવને આયુષ્યનામનો પ્રાણ અવશ્ય હોય છે. (૧૬૯)

૬૩ પ્ર૦—અચિત્તપાણી પીનાર 'पाणस्स' નો આગાર ઉચ્ચરે છે તો તે પાણસ્સનો પાઠ ઉચ્ચર્યા પછી સચિત્ત જળ તેમજ સચિત્ત આહાર ગ્રહણ કરે તો પચ્ચખ્ખાણનો ભંગ ખરો? (૧૭૦)

૬૩ ઉ૦—'पाणस्स' નો આગાર ઉચ્ચરતાં સચિત્ત પાણી પીવાના ત્યાગરૂપ પચ્ચખ્ખાણ કર્યું છે. પરંતુ સચિત્ત આહારનું તેમજ સચિત્ત પાણી વાપરવાના ત્યાગરૂપ પચ્ચખ્ખાણ કર્યું નથી. 'લેવેણ વા અલેવેણ વા' એ આગારોથી પણ સ્પષ્ટ છે કે આ પચ્ચખ્ખાણ સચિત્ત પાણી પીવાના ત્યાગરૂપ છે. (૧૭૦)

૬૪ પ્ર૦—શ્રાવકોને પોતાના પુત્રાદિ ભણાવવાના પ્રસંગે તેમજ વિવાહાદિના મુહૂર્ત તથા વ્યાપારાર્થે બ્રાહ્મણાદિ અન્ય ધર્મિઓ સાથે આલાપ સંલાપાદિ કરવું પડે છેજ, જ્યારે બીજી બાજુ સમ્યક્ત્વના આલાવામાં પરદર્શની કુલિંગીનો આલાપ સંલાપ વર્જવો કહ્યો છે તેનું કેમ કરવું? (૧૭૧)

૬૪ ઉ૦—આ સંબંધી વૃદ્ધપુરૂષોની પાસેથી એમ સાંભળ્યું છે કે સમ્યક્ત્વના આલાવામાં પરતીર્થિકો સાથે આલાપ સંલાપાદિ વર્જવાનું કહેલું છે તે ધર્માર્થે પરિચય પ્રીતિ આલાપ સંલાપાદિ કરવાનો નિષેધ છે, પરંતુ વર્તમાનકાલમાં કલાવિજ્ઞાનાદિ

(ઉપર જણાવેલા) કાર્યો પ્રસંગે આલાપ સંલાપાદિનો નિષેધ થવો અશક્ય લાગે છે તથાપિ એટલું તો ખરૂં કે ધર્માચાર્યની ભકિત (એ) ધર્મબુદ્ધિએ અંતરંગથી કરવાની હોય છે જ્યારે કલાચાર્ય માટે બહુમાનાદિ વ્યવહારથી કરવાના હોય છે. આ સંબંધમાં શ્રી રાયપસેણી સૂત્રમાં શ્રી કેશીગણધર પાસેથી શ્રી પ્રદેશી રાજાએ ધર્મપામ્યાના અધિકારમાં કેટલા પ્રકારના આચાર્ય તેમજ કોને કેવા વિનય સત્કારાદિ કરવાના હોય? તેનું વર્ણન આપવામાં આવેલ છે તે જોવાથી આ વ્યવસ્થા સ્પષ્ટ સમજી શકાશે. (૧૭૧)

૬૫ પ્ર૦—શાસનનાં ઉડ્ડાહથી રક્ષણ કરવાની સાધુની ફરજ ક્યાં સુધી? (૧૭૨)

૬૫ ઉ૦—આપણા જેવા સામાન્યસાધુની તો શું વાત કરવી! જ્યાં અપ્રમત્ત સંયમીને પણ તેનું રક્ષણ કરવાની આજ્ઞા છે, અને એ કારણથીજ અપ્રમત્તસંજમીને માયાપ્રત્યયિકીક્રિયા કહેલી છે, ત્યાં કહેલું છે કે શાસનનો ઉડ્ડાહ અટકાવવા માટે અપ્રમત્તસંયમી કારણ પડયે માયા સેવે (માટે તે ક્રિયા તેમને હોય). [ જૂઓ શ્રી ભગ૦ શતક ૧ ઉદ્દેશો ૨ ] (૧૭૨)

૬૬ પ્ર૦—'નિષેક' એટલે શું? (૧૭૩)

૬૬ ઉ૦—શ્રીઠાણાંગસૂત્ર મુ. પત્ર ૩૭૭ માં આ પ્રમાણે પાઠ છે કે—'निषेकश्च कर्मपुद्गलानां प्रतिसमयानुभवरचना' 'કર્મપુદ્ગલોનો પ્રતિસમય અનુભવ થાય તે પ્રમાણે કર્મપુદ્ગલોની જે અબાધાના સ્થિતિસ્થાનો પૂર્ણ થયા બાદ રચના તેને 'નિષેક' કહેવાય છે. (૧૭૩)

૬૭ પ્ર૦—કાળવખતે (અસ્વાધ્યાય હોવાથી) સૂત્રોચ્ચાર કરવાંનો નિષેધ છે, જ્યારે બીજી બાજુ પ્રતિક્રમણ કરવાનો મુખ્ય કાળ સંધ્યા-અસજઝાય વખતેજ હોય છે તો તે અવસરે પ્રતિક્રમણાદિ સૂત્રોનો ઉચ્ચાર કરવામાં દોષ કેમ નહિં? (૧૭૪)

૬૭ ઉ૦—અસ્વાધ્યાય-કાળવખતે ભણવાનો નિષેધ છે, પણ આવશ્યકક્રિયા તો તે વખતેજ કરવામાં લાભ કહેલો છે. આ નિષેધ અને વિધિ બન્ને કહેનાર કેવલિભગવંત હોવાથી વૈદ્ય દૃષ્ટાંતે તે તહત્તિ કરવું. (૧૭૪)

૬૮ પ્ર૦—કોઇ શ્રાવક એકાસણા બીયાસણાના પચ્ચખ્ખાણ વિના પણ પ્રાસુકપાણી પીતો હોય અને તેથી 'પાણસ્સ'નો આગાર ઉચ્ચરતો હોય, તેને રાત્રે દુવિહાર-તિવિહારનું પચ્ચખ્ખાણ થાય કે નહિં? (૧૭૫)

૬૮ ઉ૦—દુવિહાર-તિવિહારનું પચ્ચખ્ખાણ ન થાય. પરંતુ ચઉવિહારનું પચ્ચખ્ખાણ કરવું જોઇએ તેવી પરંપરા છે. (૧૭૫)

૬૯ પ્ર૦—કૃત્રિયવસ્તુની અવસ્થિતિ સંખ્યાતો કાળ કહી છે, તેમ છતાં અષ્ટાપદ પર્વત ઉપરના ચૈત્યાદિ તેમજ શ્રી શંખેશ્વર૦ પાર્શ્વનાથપ્રભુની પ્રતિમા અસંખ્યાતો કાળ કેમ અવસ્થિતપણે ટકી? (૧૭૬)

૬૯ ઉ૦—કૃત્રિમવસ્તુનો અવસ્થિતિ કાળ સ્વયં (અર્થાત્ દેવાદિની અપેક્ષા વિના) તો સંખ્યાતોજ કહેલો છે. પરંતુ દૈવિકશક્તિથી કૃત્રિમવસ્તુની અવસ્થિતિ અસંખ્યાતો કાળ હોય તેમાં કોઈ વિરોધ નથી. આ સંબંધી વિશેષ સ્પષ્ટ હકીકત શ્રી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિમાં ત્રીજા આરાના વર્ણન પ્રસંગે કહેવામાં આવેલ વાવડી વિગેરેના સ્વરૂપથી વિશેષ સમજવા યોગ્ય છે. (૧૭૬)

૭૦ પ્ર૦—સંમૂર્ચ્છિમ પંચેન્દ્રિયતિર્યંચ તથા સંમૂર્ચ્છિમ મનુષ્યમાંથી અનન્તરપણે થયેલો સંખ્યાતવર્ષના આયુષ્યવાળો ગર્ભજ મનુષ્ય તે ભવમાં મોક્ષે જઈ શકે ખરો? (૧૭૭)

૭૦ ઉ૦—ઉપર જણાવેલા બન્ને સ્થાનમાંથી અનન્તરપણે થયેલા સંખ્યાતવર્ષના આયુષ્યવાલા ગર્ભજ મનુષ્યને સામગ્રી મળે તો તે ભવમાં મોક્ષે જવામાં કોઈપણ પ્રકારનો વિરોધ જણાતો નથી. કારણકે બૃહત્સંગ્રહણી-મૂલ તેમજ ટીકામાં નારકી-તિર્યંચ વિગેરે ગતિમાંથી આવેલા જીવો મોક્ષે જઈ શકે કે કેમ?' એ પ્રશ્નના સમાધાનમાં તિર્યંચગતિ તેમજ મનુષ્યગતિ લીધેલી છે. અને તેમાંગર્ભજ-સમૂર્ચ્છિમ એવો ભેદ ન પાડતાં સામાન્ય બન્ને ગતિનું ગ્રહણ કર્યું છે. [ જુઓ-ચંદ્રીયા સંગ્રહણી. ગાથા. ૨૦૮. ] (૧૭૭)

૭૧ પ્ર૦—'महत्तरागारेणं' એ આગાર પોરિસી પચ્ચ૦ માં

ન લીધો, અને મુઠ્ઠિસહિયં પચ્ચખ્ખાણમાં લીધો તેનું શું કારણ હશે ? ( ૧૭૮ )

૭૧ ઉ૦—કોઇએ મુઠ્ઠિસ૦નું પચ્ચખ્ખાણ કર્યું હોય અને ઉપયોગરહિતપણે મુઠ્ઠીવાલ્યા વિના પચ્ચખ્ખાણ પાર્યા વિના તેમજ મુખમાં પાણી નાંખે તો ઉપવાસની આલોચના આવે. જો ત્યાંજ ચઉવિહારનું પચ્ચખ્ખાણ કરી લયે તો ઉપવાસની આલોચના આવે નહિ. એ પ્રમાણે હોવાથી એક સાધુથી મુઠ્ઠિસ૦ પચ્ચખ્ખાણનો ભંગ થતાં ત્યાંજ તેણે ચઉવિહારનું પચ્ચખ્ખાણ કર્યું, એવામાં શાસનના લાભ સંબંધી કારણે તે સાધુને તેજ અવસરે પાંચ છ ગાઉ મોકલવાની ગુરૂમહારાજને ફરજ પડી. ભુખ્યા ભુખ્યા જઇ શકે તેવી શકિત નથી, અને ન જાય તો ધર્મનું કાર્ય બગડે છે. આવા પ્રસંગે ગીતાર્થ ગુરૂમહારાજ તેમજ સંઘ ભેગો થઇ યોગ્ય વિચાર કરીને તે સાધુને આહાર કરાવે અને શાસનના લાભ માટે જયાં મોકલવા હોય ત્યાં મોકલે. આવા પ્રસંગે મુઠ્ઠિસ૦ પચ્ચખ્ખાણમાં લેવાતા ' महत्तरागारेणं ' આગારનો ઉપયોગ થાય છે, એમ પચ્ચ૦ ભાષ્યના બાલાવબોધમાં કહ્યું છે. ( ૧૭૮ )

૭૨ પ્ર૦—શ્રી શાંતિનાથ પ્રભુજી ચક્રવર્તી તેમજ તીર્થંકર હતા, જે તીર્થંકર ચક્રી હોય તેમને છ ખંડની સાધના માટે અન્ય ચક્રવર્તીની માફક અઠ્ઠમનો તપ કરવો પડે ? ( ૧૭૯ )

૭૨ ઉ૦—સામાન્યચક્રીની માફક તીર્થંકરચક્રીને અઠ્ઠમનો તપ કરવાની જરૂર હોતી નથી, કારણકે તીર્થંકરોનો પુણ્યપ્રકર્ષ એવો હોય છે કે મનમાં સ્મરણ કરતાં દેવો હાજર થાય છે. આ અધિકાર શ્રી શાંતિનાથ ચરિત્રમાં આપેલ છે. ( ૧૭૯ )

૭૩ પ્ર૦—શણીયું કે પીતાંબરી પહેરીને ભોજન કર્યું હોય તેજ વસ્ત્રો પહેરીને દેવપૂજન થાય તે વ્યાજબી છે ? ( ૧૮૦ )

૭૩ ઉ૦—' અપવિત્રવસ્ત્રો પહેરીને પૂજા કરતાં દોષ ઉપજે છે ' એ પ્રમાણે શ્રાદ્ધવિધિ આદિગ્રંથોમાં કહેલ છે, માટે પૂજાયોગ્ય વસ્ત્ર ખાસ જુદાંજ રાખવા જોઇએ, પરંતુ ભોજન વિગેરે વખતે વપરાયેલ વસ્ત્રનો પૂજા પ્રસંગે ઉપયોગ કરવો ઉચિત નથી. માટે તો તે તે કાર્ય પરત્વે શ્રાવકોને અંગે ધોતીયાની સંખ્યા કહેલ છે. (૧૮૦)

૭૪ પ્ર૦—શ્રી દેવાધિદેવનું મંદિર બંધાવવું હોય તો તે બંધાવનાર ગમે તેવો હોય તોપણ તે કાર્યનો અધિકારી હશે કે એવાં ઉત્તમોત્તમ-પ્રશસ્તકાર્ય કરાવનારના અધિકારી તરીકે કાંઈ વિશેષ લક્ષણો હોવા જોઇએ ? (૧૮૨)

૭૪ ઉ૦—જે જે આગમગ્રન્થમાં જ્યાં જ્યાં શ્રીજિનભવન કરાવવા વિગેરેનો અધિકાર આવે છે ત્યાં ત્યાં જિનભવન કરાવનાર, તેની રક્ષા કરનાર, દેવદ્રવ્યાદિની ચિંતા કરનાર, ભાગ્યવંત કેવા લક્ષણ અને ગુણવાળો હોય ? તેનું વર્ણન તે તે સ્થળોમાં બહુ સારીરીતે કરેલ છે. શ્રીતીર્થંકરનામકર્મ બંધાવારૂપ ફળ પણ તેવા જીવોને મળે તે યુક્ત છે. ભગવાન્ હરિભદ્રસૂરિમહારાજાએ પણ શ્રીપંચાશક ષોડશકાદિ અનેક ગ્રન્થોમાં તેજ બાબત ચર્ચી છે. જે આ પ્રમાણે—

'न्यायोपार्जितवित्तो मतिमान् स्फीताशयः सदाचारः ।
गुर्वादिमतो जिनभवनकारणस्याधिकारीति ॥१॥' (षोडशके)

ભાવાર્થ—" ન્યાયોપાર્જિતધનવાળો, બુદ્ધિમાન્, ઉત્તમ (ઉદાર) આશયવાળો, સારા આચારવાળો અને ગુરૂ આદિ પૂજ્યવડિલ વર્ગની આજ્ઞા માનવાવાળો વિગેરે ગુણસંપન્ન શ્રીજિનમંદિર બંધાવવાનો અધિકારી છે. "

ઉપરના શ્લોક તેમજ તેના ભાવાર્થથી સ્પષ્ટ થાય છે કે—અનીતિનું ધન, કૃપણતા, તુચ્છતા, ખોટું અભિમાન તેમજ (ખોટું) આગ્રહીપણું રાખનારા, તથા શાસ્ત્રવિધિ અને ગુરૂનું અપમાન કરનારા અધિકારી નથી, આમ છતાં આવાને તે અધિકાર મળવાથી કેટલું અનર્થકારક પરિણામ આવે છે ? તે આજ કાલ અનુભવ બહાર નથી. આ વિષયને ઘણો છણવાની જરૂર છે, પરંતુ અહિં પ્રશ્નોત્તરના પ્રસંગમાં કેટલું વિશેષ લખી શકાય ? સુજ્ઞોએ સ્વયં વિચારી લેવા જરૂર છે. (૧૮૨)

૭૫ પ્ર૦—દેવ અને નારકીના જીવોને પોતાનું આયુષ્ય છ માસ જેટલું બાકી રહે ત્યારે પરભવના આયુષ્યનો બંધ થાય છે. એ વિષયમાં કાંઈ ફારફેર છે ? અર્થાત્ એ નિયમથી અન્યથા પણ કોઇ રીતે પરભવના આયુષ્યનો બંધ થાય ખરો ? (૧૮૩)

૭૫ ઉ૦—મુખ્યરીતે તો દેવ અને નારકીને છ માસ શેષ આયુષ્ય રહે પરભવના આયુષ્યનો બંધ પડે છે, પરંતુ કદાચિત્ કોઈક દેવ-નારકીને છ માસ શેષ આયુષ્ય બાકી રહે ત્યારે પરભવના આયુષ્યનો બંધ ન પડયો હોય તો છેલ્લું અંતર્મુહૂર્ત્ત બાકી રહે ત્યારે પણ પરભવના આયુષ્યનો બંધ પડે છે. જે માટે શ્રીસેનપ્રશ્નમાં પ્રશ્નોત્તરરૂપે નીચે મુજબ ખુલાસો છે.

"देवनैरयिकैरपि यदि षण्मासे शेषे आयुर्न बद्धं तत् आत्मीयस्यायुषः षण्मासशेषं तावत् संक्षिपन्ति यावत् सर्वजघन्य आयुर्बन्धकाल उत्तरकालश्चावशेषोवतिष्ठते, इह परभवायुर्देवनैरयिका बध्नन्तीत्ययमसंक्षेपकालः" इति [1]स्थानाङ्गषष्ठाध्ययनवृत्तौ प्रोक्तमस्तीति, परं 'बंधंति देव-नारय० असंखतिरिनरा छमाससेसाउ' इत्यादिवचसा कथं संवादः ? इति प्रश्नः । अत्रोत्तरम्—बंधंति देवनारय इत्यादिवचनं प्रायिकं, तेन केषाञ्चिद्देवनारकाणां शेषेऽन्तर्मुहूर्त्तेऽप्यायुर्बन्धो भवतीति मतान्तरमवसेयमिति न कोऽपि विसंवादः [ सेनप्रश्न मु. पत्र, ६ प्र. ३९ ]

ભાવાર્થ—દેવો અને નારકોએ પણ જો પોતાના આયુષ્યના છ માસ શેષ રહે ત્યારે પરભવનું આયુષ્ય ન બાંધ્યુ હોય તો પોતાના આયુષ્યના બાકી રહેલા છ માસને ત્યાંસુધી સંક્ષેપે કે સર્વજઘન્ય આયુષ્યબંધકાળ અને ( તે થકી ) ઉત્તરકાળ ( અંતર્મુહૂર્ત્ત જેટલો ) બાકી રહે. અહિં દેવ-નારકો પરભવના આયુષ્યનો બંધ કરે. આ અસંક્ષેપકાળ કહેવાય છે. આ પ્રમાણે ઠાણાંગના છઠ્ઠા અધ્યયનની ટીકામાં કહ્યું છે. પરંતુ 'દેવ-નારક અને અસંખ્યવર્ષના આયુષ્યવાળા યુગલિકો છ માસ શેષ રહે ત્યારે પરભવના આયુષ્યનો બંધ કરે' ઇત્યાદિ સંગ્રહણીસૂત્રના વચન સાથે પૂર્વોક્તવચન શી રીતે સંગત થાય ? એ પ્રશ્ન છે. એનો ઉત્તર આ પ્રમાણે—'છ માસ શેષ રહે ત્યારે દેવ-નારક વિગેરે પરભવના આયુષ્યનો બંધ કરે' એ વચન પ્રાયિક-બહોળતાએ સમજવું. તેથી કોઇ દેવ-નારકોને અન્તર્મુહૂર્ત્તપ્રમાણ આયુષ્ય બાકી રહે ત્યારે પરભવના આયુષ્યનો બંધ થાય. એ મતાંતર માનવામાં કોઈ વિરોધ આવતો

૧ સ્થાનાંગ-અધ્યયન ૬ ઉદ્દેશો ૩ જો સૂત્ર ૫૩૭ ની ટીકા

નથી." (સેનપ્રશ્ન મુદ્રિત પત્ર. ૬ પ્રશ્ન ૩૯) વલી 'કર્મપ્રકૃતિ' વિગેરે ગ્રન્થોમાં પણ આ બાબત ઘણા સ્થળે આવે છે. (૧૮૩)

૭૬ પ્ર૦—જેને જાતિસ્મરણજ્ઞાન થાય તે પોતાના (ગયા) કેટલા ભવ દેખે? (૧૮૪)

૭૬ ઉ૦—શ્રી આચારાંગબૃહદ્‌વૃત્તિ તથા કર્મગ્રન્થની ટીકામાં 'સંખ્યાતાભવ દેખે' એવા ભાવાર્થનો પાઠ છે. શ્રી 'સેનપ્રશ્ન' માં પણ તે પ્રમાણે લખેલ છે. શ્રી આચારાંગસૂત્રનીટીકામાં આ પ્રમાણે—जातिस्मरणं तुं नियमतः संख्येयान्। શ્રી કર્મગ્રન્થની-ટીકામાં—' जातिस्मरणमपिं समतिक्रान्तसंख्यातभवावगमस्वरूपं मतिज्ञानभेद एव' (જાતિસ્મરણજ્ઞાન પણ ગયા સંખ્યાતાભવોને જાણવાના સ્વરૂપવાળું મતિજ્ઞાનના ભેદરૂપેજ છે.) આ પ્રમાણે પાઠ છે. પરંતુ કોઇ છુટક ગાથાઓમાં એક-બે-ત્રણથી તે યાવત્ નવભવ સુધી દેખી શકે, એમ પણ લખેલ છે. અહિં વૃદ્ધામ્નાયથી એમ સમજાય છે કે નવભવ પણ સંખ્યાતાની ગણતરીમાં છે, તેથી ખાસ અર્થવિરોધ આવતો નથી. (૧૮૪)

૭૭ પ્ર૦—નવ નારદ સમ્યગ્દૃષ્ટિ હોય કે મિથ્યાદૃષ્ટિ? (૧૮૫)

૭૭ ઉ૦—નારદો સ્વર્ગે અને મોક્ષે જઈ શકતા હોવાથી સમ્યગ્દૃષ્ટિ તેમજ મિથ્યાદૃષ્ટિ એમ બન્ને પ્રકારના હોવાનો સંભવ છે. કાયમ સદાને માટે મિથ્યાદૃષ્ટિજ હોય એવું સમજવાની જરૂર નથી. પરંતુ પૂર્વાવસ્થામાં મિથ્યાત્વી હોય છે, અને તેથીજ દ્રૌપદીને કષ્ટમાં નાંખવાનો પ્રસંગ થયો છે. તોપણ પાછળથી તથાપ્રકારની કારણસામગ્રી પ્રાપ્ત કરીને સમ્યક્ત્વાદિ ગુણો પણ મેળવે છે. જે માટે શ્રીસેનપ્રશ્ન ઉલ્લાસ ત્રીજામાં નીચે મુજબ પ્રશ્નોત્તર છે—

'प्र० - नारदाःसर्वेऽपि मोक्ष एव यान्ति स्वर्गं चेति प्रश्ने, उत्तरम्—नारदा मोक्षं स्वर्गञ्च यान्तीति ऋषिमंडलवृत्तौ। किञ्च ते पूर्वं मिथ्यात्विनः पश्चात्सम्यक्त्विनस्तत्रैवोक्ता इति' અર્થ સ્પષ્ટ છે. (૧૮૫)

૭૮ પ્ર૦—દેવલોકમાં દેવોને ૭ મહિના આયુષ્ય બાકી રહે ત્યારે તેઓને ત્યાંથી ચ્યવવાનાં ચિન્હો જણાય છે અને તેથી ઝુરે પણ છે, તો શું બધા દેવોને તે પ્રમાણે થતું હશે? ( ૧૮૬ )

૭૮ ઉ૦—ના, બધાદેવોને તે પ્રમાણે ઝુરવાનું થતું નથી. તીર્થંકરોના જીવો તથા જે દેવ એકાવતારી હોય તેમને તો છેલ્લા ૭ માસમાં પણ શાતાનો ઉદય હોય છે. શ્રીસૂયગડાંગવૃત્તિ, તથા પરિશિષ્ટપર્વ વિગેરે અનેક ગ્રન્થોમાં આ બાબત સ્પષ્ટપણે કહેલી છે. જે આ પ્રમાણે—

'विपच्यमानतीर्थंकरनाम्नो देवस्य च्यवनकाले
पण्मासं यावदत्यन्तं सातोदय एव'। [ सूयगडांगवृत्ति ]

( તીર્થંકરનામકર્મના ઉદયવાળા દેવને ચ્યવનઅવસરે ૭ મહિના પર્યન્ત અત્યન્તશાતાનોજ ઉદય હોય છે )

'राजन्नेकवताराणामन्तकालेऽपि नाकिनाम् ।
तेजःक्षयादिच्यवनलिङ्गान्याविर्भवन्ति न ॥१॥' [परिशिष्टपर्व]

( હે રાજા! એકાવતારીદેવોને અન્તકાળે પણ તેજનો ક્ષય વિગેરે ચ્યવવાનાં લિંગો પ્રકટ થતાં નથી ) ( ૧૮૬ )

૭૯ પ્ર૦—દેવોને અહિં નહિં આવવાનાં અનેક કારણો પૈકી 'મનુષ્યનો દુર્ગંધ ઉંચો જાય છે' તે પણ એક કારણ કહે છે, તો તે દુર્ગન્ધ કેટલો ઉંચો જતો હશે? ( ૧૮૭ )

૭૯ ઉ૦—શ્રી બૃહત્ સંગ્રહણીની મૂલ ગાથામાં મનુષ્યનો દુર્ગન્ધ ચારસોથી પાંચસો જોજન સુધી ઉંચો જાય છે તેમ સ્પષ્ટ કહ્યું છે, તથા શ્રી ઉપદેશ માળાની 'કર્ણિકા' ટીકામાં આઠસોથી હજાર જોજન સુધી ઉંચો જાય છે તેમ જણાવે છે. તે બન્ને પાઠ આ પ્રમાણે—( ૧૮૭ )

'चत्तारिपंचजोयणसयाइं गंधो उ मणुअलोगस्स ।
उड्ढं वच्चइ जेणं न हु देवा तेण आवंति ॥१॥ [ बृहत्संग्रहणी ]

'ऊर्ध्वंगत्या शतान्यष्टौ सहस्रमपि कर्हिचित् ।
मर्त्यानां याति दुर्गन्धस्तेनेहाऽऽयान्ति नाऽमराः ॥ १ ॥
[ उपदेशमाला-कर्णिका ]

૮૦ પ્ર૦—છેવટ્ઠા સંઘયણવાળા જીવો સ્વર્ગ અને નરકમાં ક્યાં સુધી ઉત્પન્ન થાય? અને અત્યારના જીવોને સ્વર્ગ-નરકમાં ઉત્પન્ન થવા માટે ક્યાં સુધીની મર્યાદા હશે? (૧૮૮)

૮૦ ઉ૦—શ્રીબૃહત્કલ્પવૃત્તિ-દ્વિતીયખંડમાં આ પ્રમાણે પાઠ છે—'यः सेवार्त्तसंहननी जघन्यबलो जीवस्तस्य परिणामोऽपि शुभाऽशुभो वा मन्द एव भवति न तीव्रः, ततः शुभाऽशुभकर्म्मबन्धोऽपि तस्य स्वल्पतर एव, अत एवास्योर्ध्वगतौ कल्पचतुष्टयादूर्ध्वमधोगतौ नरकपृथ्वीद्वयादध उपपातो न भवतीति प्रवचने प्रतिपाद्यते ।

(ભાવાર્થ—જે સેવાર્ત્ત (છેલ્લા) સંઘયણ વાળો જીવ હોય તે જઘન્ય બલવાળો હોવાથી તેના શુભ કે અશુભ કોઈપણ અધ્યવસાય (પરિણામ) મન્દજ હોય, પણ તીવ્ર થાય (હોય) નહિં, અધ્યવસાય મંદ હોવાથી શુભાશુભ કર્મનો બંધ પણ અતિ અલ્પ થાય, તે કારણથી ઊર્ધ્વ ચોથા દેવલોક સુધી અને અધઃ બીજી નરક સુધી તેનો ઉપપાત થાય. તેથી આગળ ઉત્પન્ન થઇ શકે નહિ. એ પ્રમાણે પ્રભુના સિધ્ધાન્તમાં પ્રતિપાદન કરેલું છે.

વર્તમાનના જીવો પણ છેવટ્ઠા સંઘયણ વાલા હોવાથી તેનો પણ જવાબ ઉપર મુજબ આપવો. શ્રી બૃહત્સંગ્રહણી વિગેરે ગ્રન્થોમાં પણ આ બાબત કહેલી છે. તે આ પ્રમાણે—

'छेवट्ठेण उ गम्मइ चउरो जा कप्प कीलियाइसु'

'दो पढमपुढवीगमणं छेवट्ठे' (१८८)

૮૧ પ્ર૦—જેમ અહિં ભરતક્ષેત્રમાં પાંચ ચારિત્ર છે, તેમ મહાવિદેહમાં કેટલાં ચારિત્ર છે? (૧૮૯)

૮૧ ઉ૦—સામાયિક ચારિત્ર, છેદોપસ્થાપનીય ચા૦, પરિહારવિશુદ્ધિ ચા૦, સૂક્ષ્મ સંપરાય ચા૦ અને યથાખ્યાત ચારિત્ર એ પાંચ ચારિત્ર જેમ ભરતક્ષેત્રમાં છે તેમ મહાવિદેહમાં નથી, પરંતુ ત્યાં સામાયિક, સૂક્ષ્મસંપરાય અને યથાખ્યાત એમ ત્રણજ ચારિત્ર છે. છેદોપસ્થાપનીય અને પરિહારવિશુધ્ધિ એ બે ચારિત્ર ત્યાં નથી, તેમ હોવામાં ક્ષેત્ર-કાળ પરત્વે જીવોની વિશેષતા એજ કારણ છે.

વિશેષ તો એ સમજવું કે–મહાવિદેહક્ષેત્રના જે ભાવ છે તે ભાવ અહિં પહેલા તેમજ છેલ્લા જિન સિવાય મધ્યના બાવીશજિનના વારે હોય છે તેથી અહિં પણ બાવીશ જિનનાં વારામાં ઉપર જણાવેલા ત્રણ ચારિત્ર હોય પરંતુ છેદોપસ્થાપનીય તેમજ પરિહારવિશુદ્ધિ એ બે ચારિત્ર ન હોય. तथा च तत्पाठः—

'तिन्नि य चरित्ताइं वावीसजिणाण एरवए भरहे।
तह पंचविदेहेसु, वीयं तइयं च नवि होइ ॥ १ ॥'

( ભાવાર્થ સ્પષ્ટ છે ) (૧૮૯)

૮૨ પ્ર૦—ક્ષેત્રાતીત અને કાલાતીત આહારનું ટૂંકામાં સ્વરૂપ સમજાવશો ? ( ૧૯૦ )

૮૨ ઉ૦—બેગાઉ ( કોશ ) થી ઉપરાંત ક્ષેત્રમાંથી લાવેલો આહાર ક્ષેત્રાતીત કહેવાય છે, તે આહાર સાધુને કલ્પતો નથી, પરંતુ વધારામાં વધારે બેગાઉની અંદરના ક્ષેત્રમાંથી લાવેલો આહાર સાધુને કલ્પે છે. એજ પ્રમાણે વહોરી લાવેલો આહાર ત્રણ પ્રહર વીત્યાબાદ કાલાતીત ગણાય છે. તેવો કાલાતીત આહાર સાધુને કલ્પતો નથી, પરંતુ વહોરી લાવેલો આહાર વધારામાં વધારે ત્રણ પ્રહરમાંજ વાપરવો કલ્પે છે. આ બાબત માટે શ્રી બૃહત્કલ્પ વિગેરે અનેક ગ્રન્થોમાં પ્રમાણો છે. તેમાં શ્રી બૃહત્કલ્પનો પાઠ આ પ્રમાણે:—

'नो कप्पइ निग्गंथाण वा निग्गंथीण वा असणं वा पाणं वा खाइमं वा साइमं वा पढमाए पोरिसीए पडिगाहित्ता पच्छिमं पोरिसिं उवाइणाविचए नेव आहच्च उवाइणेविए सिया, तं णो अप्पणा भुंजिज्जा, णो अन्नेसिं अणुपएज्जा, एगंते बहुफासुए थंडिले पडिलेहित्ता पमज्जिता परिठवेयव्वे सिया तं अप्पणा भुंजमाणे अन्नेसिं वा दलमाणे आवज्जइ चाउम्मासियं परिहारट्ठाणं उग्घाइयं ॥ नो कप्पइ निग्गंथाण वा निग्गंथीण वा असणं वा पाणं वा खाइमं वा साइमं वा परं अद्धजोयणमेराए उवायणावित्तए नेव आहच्च उवाइणाविए सिया, तं णो अप्पणा भुंजेज्जा० जाव० आवज्जइ चाउम्मासियं परिहारट्ठाणं उग्घाइयं ॥' [ बृहत्कल्प–चतुर्थ उद्देशः ]

ભાવાર્થ:—સાધુ અથવા સાધ્વીને પ્રથમ પોરિસીમાં લાવેલો આહાર છેલ્લી (ચોથી) પોરિસીમાં વાપરવો યોગ્ય નથી. કદાચ કોઇ વખતે તે પ્રમાણે આહાર રહી ગયો હોય તોપણ પોતે વાપરે નહીં તેમજ અન્ય સાધુને વપરાવે નહીં. પરંતુ એકાંત સ્થંડિલભૂમિમાં જઇ બરાબર પડિલેહણા–પ્રમાર્જના કરીને તે આહારને પરઠવે. એજ પ્રમાણે અર્ધ યોજન–બે ગાઉથી વધારે દૂરવર્ત્તિ ક્ષેત્રનો લાવેલો આહાર સાધુ-સાધ્વીને વાપરવો કલ્પે નહિં કદાચ કોઇ વખતે તે પ્રમાણે આવી જાય તોપણ પોતે વાપરે નહિં તેમજ બીજા સાધુને વપરાવે નહિં; પણ ઉપર જણાવ્યા મુજબ પરઠવે. જો સાધુ સાધ્વી પૂર્વોક્ત કાલાતીત તેમજ ક્ષેત્રાતીત આહાર વાપરે તો તેને અમુક પ્રકારનું પ્રાયશ્ચિત્ત આવે છે. (૧૯૦)

૮૩ પ્ર૦—સામાન્યકેવલી શ્રીતીર્થંકરદેવને વંદના ન કરે તેનું શું કારણ? તથા વંદના ન કર્યાનો કોઇ પાઠ છે? (૧૯૧)

૮૩ ઉ૦—કેવલજ્ઞાન થયું એટલે તે કૃતકૃત્ય થયા કહેવાય, વંદનનું ફળ તેમનેમેળવવાનુ હવે કશું બાકી રહ્યું નથી, વળી તેવો કલ્પ પણ છે કે કેવલી તીર્થંકરોને વંદના ન કરે, તીર્થંકર-ભગવંતો જેમ તીર્થને નમસ્કાર કરે છે તે પ્રમાણે કેવલીભગવંતો પણ તીર્થને નમસ્કાર કરતા હોવાથી સમવસરણમાં દાખલ થયા બાદ શ્રીતીર્થંકરને ત્રણ પ્રદક્ષિણા આપીને તીર્થનમસ્કાર કર્યા બાદ ગણધરોની પાછળ કેવલીની પર્ષદામાં બેસે છે. શ્રી લોકપ્રકાશ ગ્રન્થમાં કહ્યું છે કે—

मुनयः केवलज्ञानशालिनोऽथ जिनेश्वरान् ।
त्रिश्च प्रदक्षिणीकृत्य कृत्वा तीर्थनमस्कृतिम् ॥ १ ॥
यथाक्रमनिविष्टानां पृष्ठतो गणधारिणाम् ।
निषीदन्ति पदस्थानां रक्षन्तो गौरवं स्थितेः ॥ २ ॥
कृतकृत्यतया तादृक् कल्पत्वाच्च जिनेश्वरान् ।
न नमस्यन्ति तीर्थं तु नमन्त्यर्हन्नमस्कृतम् ॥ ३ ॥

(ભાવાર્થ—કેવલજ્ઞાનવડે શોભતા એવા મુનિઓ જિને-

શ્વરોને ત્રણ પ્રદક્ષિણા આપીને તેમજ તીર્થને નમસ્કાર કરીને અનુક્રમે બેઠેલા ગણધર મહર્ષિઓની પાછળ પદસ્થ મહાપુરૂષોની મર્યાદાને સાચવતા થકા બેસે છે. કૃતકૃત્ય હોવાથી તેમજ તથાપ્રકારનો કલ્પ હોવાથી જિનેશ્વરોને નમસ્કાર કરતા નથી, પરંતુ તીર્થંકરોવડે નમસ્કૃત થયેલ તીર્થને તો અવશ્ય નમસ્કાર કરે છે ) તીર્થંકરોને સામાન્ય કેવલી વંદના ન કરે એવા ભાવને જણાવનારા પાઠો શ્રી ધનપાલ કવિ વિરચિત ऋषभपञ्चाशिका, જિનપ્રભવિરચિત श्रीवीरनिर्वाणकल्याणकस्तव, तथा श्रीगौतमस्तोत्र વિગેરે ગ્રન્થોમાં છે. આ બાબતનાં દૃષ્ટાન્તો શ્રી શત્રુંજયમાહાત્મ્યમાં બાહુબલજીનું, શ્રીભગવતીસૂત્રની ટીકામાં પંદરસો તાપસોનું, શ્રી હૈમનેમિચારિત્રમાં ઢંઢણઋષિનું વિગેરે પ્રસિદ્ધ છે. (૧૯૧)

૮૪ પ્ર૦—જલ ઉકાળેલું ( ત્રણ ઉકાળાવાળું ) અચિત્ત થઈ ગયેલ હોય તોપણ ગાળ્યાવિના પીવાથી દોષ લાગે ? (૧૯૨)

ઉ૦—હા, શ્રીહીરપ્રશ્નમાં ખુલ્લું લખેલ છે કે–' ભલે ઉષ્ણ થઈ ગયું હોય અને અચિત્ત હોય તોપણ ગાળ્યા વિના પીવાથી દોષ લાગે છે. માટે અવશ્ય ગાળીનેજ પીવું જોઇએ. શાસ્ત્ર દૃષ્ટિને બાજુમાં રાખીએ તોપણ તણખલા વિગેરેનો સંભવ હોવાથી ગાળવાની જરૂર છે. તેમ ન થાયતો કોઈ વખતે ગળા વિગેરે સ્થાનોમાં દુઃખ થવા સંભવ છે. ( ૧૯૨ )

૮૫ પ્ર૦—કોઈક સંપ્રદાયમાં નવકારશી પ્રમુખ પચ્ચક્ખાણ ઉચ્ચરતાં સાથે ઉષ્ણપાણી પીનાર શ્રાવકોને તોશું ! પણ મુનિરાજોનેય પાણસ્સના છ આગાર નથી આપવામાં આવતા, જ્યારે ઘણા સંપ્રદાયમાં પાણસ્સનાં આગારો અવશ્ય લેવામાં આવે છે તો આ બાબતમાં સાચું શું છે ? અથવા તો લેવા માટે શું સાક્ષિ છે ? ( ૧૯૩ )

૮૫ ઉ૦—જેઓ તે પાણસ્સના આગારો ન લેતા હોય તેનું કારણ તેઓને પુછવું. અને લેવા જોઇએ એમ તો શ્રીસેનપ્રશ્નમાં સ્પષ્ટ ખુલાસો છે. શ્રીમદ્ હરિભદ્રસૂરિજીકૃત પચ્ચક્ખાણ પંચાશકની ત્રીજી તથા નવમી ગાથામાં તેમજ તેની ટીકામાં, શ્રીદેવેન્દ્ર-

સૂરિવિરચિત પચ્ચક્ખાણભાષ્યની ૧૦ મી ગાથા તથા શ્રીસોમસુંદરસૂરિવિરચિત તેની અવચૂરિમાં, મલધારગચ્છીય શ્રી ચન્દ્રસૂરિવિરચિત લઘુપ્રવચનસારોદ્ધારમાં એમ અનેકગ્રન્થોમાં શ્રાવકને પણ પાણસ્સના છ આગારો લેવાનું જણાવેલ છે, તો સાધુને લેવાના હોયજ ! એમાં પુછવાનું પણ શું ? ખરતરગચ્છીય આમ્નાય પણ સાધુને પાણસ્સના આગારો લેવાનું જણાવે છે. (૧૯૩)

૮૬ પ્ર૦—શ્રાવકને આગમ ભણવા-વાંચવાનો અનધિકાર અર્થાત્ નિષેધ છે, તે તો ખુલ્લું છે, પણ બીજી બાજુ એમ પણ કહેવાય છે કે શ્રી આવશ્યક-દશવૈકાલિક ભણી શકાય છે, તો શાસ્ત્રાધારે શ્રાવકને કયા કયા સૂત્ર ભણવાની આજ્ઞા છે? (૧૯૪)

૮૬ ઉ૦—સિદ્ધાન્તમાં શ્રાવકોને મુખ્યત્વે-ઉત્સર્ગમાર્ગે આવશ્યક-સૂત્રો ભણવાની આજ્ઞા છે, તે સિવાયના આગમો સાંભળવાની આજ્ઞા છે, પણ ભણવા-ભણાવવાનો નિષેધ છે. ફક્ત અપવાદથી જે ગૃહસ્થ ( શ્રાવક કે મિથ્યાત્વી પણ ) દીક્ષા લેવા ( સન્મુખ ) તૈયાર થયો હોય તેને શ્રી દશવૈકાલિકનાં પ્રથમથી ચાર અધ્યયન સુધી-સૂત્ર તેમજ અર્થથી ભણવાની આજ્ઞા છે અને પાંચમું અધ્યયન કેવલ અર્થથી ભણવાની આજ્ઞા છે. આટલા સિવાય શ્રાવકો માટે અન્યઆગમો ભણવા-વાંચવાનો અધિકાર છે નહિં. આ બાબતની ચર્ચા સૂત્ર-સિદ્ધાન્તોમાં અનેક સ્થળે હોવા છતાં અહિં ફક્ત શ્રી નિશીથ તથા તેની ચૂર્ણિનો પાઠ આપવો ઉચિત ધાર્યો છે તે આ પ્રમાણે—

' पव्वज्जाए अभिमुह-वाएति गिहि अन्नपासंडी ' एषा चूर्णिः—" गिहिं अन्नपासंडी वा पव्वज्जाभिमुहं सावगं वा छज्जीवणीयंत्ति जाव सुत्तओ, अत्थओ जाव पिंडेसणाओ; एस गिहत्थाईसु अववाओत्ति " ।(ભાવાર્થ—ઉપર જણાવ્યા મુજબ સ્પષ્ટ છે.) (૧૯૩)

૮૭ પ્ર૦—અભવિનાં નામ અને તેઓ જે જે લાભ ન પામે તે જણાવો ૧૯૫ )

૮૭ ઉ૦—સંગમદેવ, કાલસૌકરિક કસાઇ, કપિલાદાસી, અંગારમર્દકાચાર્ય. પાલક (પાપી), કૃષ્ણપુત્ર બીજો પાલક,

વિનયરત્ન [ઉદાયી નૃપ મારક] આટલાં અભવિનાં નામ પ્રસિદ્ધ છે. અભવ્ય જે જે લાભો ન પ્રાપ્ત કરે તે આ પ્રમાણે—

'काले सुपत्तदाणं, सम्मत्तं विसुद्धं बोहिलाभं च।
अंते समाहिमरणं, अभव्वजीवा न पावंति ॥ १ ॥'

( ભાવાર્થ સ્પષ્ટ છે ) તથા ઇન્દ્રપણું, અનુત્તરદેવપણું–શલાકા પદવી–કેવલીપદ–ગણધરપદ, કેવલી–ગણધરના હાથે દીક્ષા, વાર્ષિક દાનનું લેવાપણું,–લોકાંતિકદેવપણું–શાસનના અધિષ્ઠાયકપણું–ત્રાયસ્ત્રિંશકદેવપણું––પરમાધામીપણું––વિમાનનું સ્વામિપણું––સમ્યગ્દર્શન–જ્ઞાન–ચારિત્ર–ગુણી–ગુણની ભાવથી ભક્તિ–યુગલિકમનુષ્યપણું–તીર્થંકરના કે તેમની પડિમાના શરીરના ભોગાદિકારણપણે ન આવવાપણું–ઇત્યાદિ ભાવો ન પામે, વળી ચક્રીના ચૌદ રત્નમાં પણ તે અભવીજીવ ન ઉત્પન્ન થાય, સંસારને દુઃખની ખાણ માનવા ન તૈયાર થાય, તીર્થંકરોના માત–પિતા અથવા સ્ત્રીપણે ઉત્પન્ન ન થાય, આચાર્યાદિ દશનો ભાવથી વિનય ન કરે, ત્રણ પ્રકારની અહિંસાનું સ્વરૂપ દ્રવ્ય–ભાવથી ન પામે, જિનેશ્વરની આજ્ઞાપૂર્વક સાધર્મી–સંઘની ભકિત–સહાયાદિ ન કરે, સંભિન્નશ્રોત–ચતુર્દશ પૂર્વધર–આહારક–પુલાક–ક્ષીરાશ્રવ–વિદ્યાચારણ–જંઘાચારણ–અક્ષીણમહાનસ વિગેરે લબ્ધિઓ ન પામે, મતિ–શ્રુત–અવધિજ્ઞાન ન પામે. આ ઉપરાંત વિશેષ માટે સંબોધપ્રકરણ તથા અભવ્યકુલકાદિ ગ્રન્થો જોવા. (૧૯૫)

૮૮ પ્ર૦—કેટલાક સ્થાનકવાસી વિગેરે ભાઇઓ પ્રશ્ન કરે છે કે અભક્ષ્યાદિના નિષેધ માટે કયા આગમ વિગેરે ગ્રન્થોમાં કહેલું છે? (૧૯૬)

૮૮ ઉ૦—શ્રી નિશીથ–બૃહત્કલ્પ વિગેરે આગમોમાં જુદાં જુદાં છુટાં નામો છે અને સંકલિત સંગ્રહ રૂપે તો પ્રવચનસારોદ્ધાર યોગશાસ્ત્ર–શ્રાદ્ધવિધિ–શ્રાવક પ્રતિક્રમણવૃત્તિ આદિ અનેક ગ્રન્થોમાં સ્પષ્ટ ( શ્રી આચારાંગ દશવૈકાલિકમાં પણ ) કહેલ છે. શ્રી સેનપ્રશ્નમાં પણ આ બાબત પ્રશ્નોત્તરરૂપે ખુલાસો છે. (૧૯૬)

૮૯ પ્ર૦—પ્રતિવાસુદેવની માતા કેટલાં સ્વપ્ન દેખે? (૧૯૭)

૮૯ ઉ૦—શ્રી સપ્તતિશતસ્થાન તેમજ અજિતસિંહસૂરિવિરચિત શ્રીશાંતિનાથચરિત્રમાં ત્રણ સ્વપ્ન દેખવા સંબંધી ઉલ્લેખ છે જે આ પ્રમાણે;—'प्रत्यर्द्धचक्रिणां त्रींश्चान्येपामुत्तम जन्मिनाम् । एकैकमम्बिकाः स्वप्नं, पश्यन्त्येषां हि मध्यतः ॥१॥ વળી સપ્તતિશતસ્થાનમાં કહ્યું છે કે—किंच सा तान् गज-कुम्भ-त्रूपभाख्यान् पश्यतीति परम्परया ज्ञेयम् ॥ કિંતુ હૈમી રામાયણમાં રાવણની માતાએ એક સિંહ જોયાનુંજ જણાવેલ છે. (૧૯૭)

૯૦ પ્ર૦—કેટલાક ધર્મી જીવોને પણ શરીરમાં રોગો થતા જોવામાં આવે છે, તો તેમાં કર્મનો ઉદયજ કારણ હશે કે બાહ્ય કારણ પણ હશે ખરૂં ? (૧૯૮)

૯૦ ઉ૦—ધર્મી કે ગમે તે જીવોના શરીરે જ્યારે કોઈપણ રોગજન્ય અશાતા થાય, તેમાં મુખ્ય તો પ્રાયઃ પૂર્વકર્મોદયજ કારણ હોય છે, પરંતુ તેવા સોપક્રમી ઉદયમાં ઘણીવાર બાહ્ય કારણો બલવત્તર બની જાય છે. મૃત્યુમાં જેમ અધ્યવસાનાદિ કારણો સિદ્ધાંતમાં કહેલાં છે, તેમ રોગ-ઉત્પત્તિ માટે પણ તેવા કારણો જણાવેલાં છે તે આ પ્રમાણે—'नवहिं ठाणेहिं रोगुप्पत्ति सिया, तं० अच्चासणयाए १, अहियासणयाए २, अइनिद्दाए ३, अइजागरिएणं ४, उच्चारनिरोहेणं ५, पासवणनिरोहेणं ६, अद्धाण गमणेणं ७, भोयणपडिकुलयाए ८, इंदियत्थकोवणयाए ९ [ठाणांगसूत्र-ठाण९]

ભાવાર્થ—બહુ વખત એક આસને બેસી રહેવાથી અથવા અતિશય ભોજન કરવાથી, ગેરકાયદેસર વિષમ આસને બેસવાથી (અર્શ-હરસ જેવા રોગોની ઉત્પત્તિ માટે વૈદ્યકશાસ્ત્રોમાં જણાવેલાં બીજાં કારણો પૈકી આ પણ કારણ કહેલ છે) અથવા તેવા અહિતકર કે અજીર્ણમાં ભોજન કરવાથી ૨, દિવસે ઘણું ઉંઘવાથી ૩, રાત્રિએ ઘણું જાગવાથી ૪, મલ (ઝાડો) રોકવાથી ૫, પેશાબ રોકવાથી ૬, માર્ગ– ઘણો પંથ કરવાથી ૭, પ્રકૃતિ વિરૂદ્ધ ભોજન કરવાથી ૮, કામ વિકારથી, (પ્રત્યક્ષ વિષય સેવન કર્યા વિના ફક્ત કામવિકારથી પણ) અર્થાત્ વિષયોમાં અતિ ઉત્કટપણાથી ૯, એમ નવ કારણોથી રોગોની ઉત્પત્તિ થાય છે. તથા શ્રી ઓઘનિર્યુક્તિમાં—

'मुत्तनिरोहे चक्खु वच्चनिरोहे जीवियं चवइ' (मूत्र-पेशाब रोकवाथी चक्षुनो नाश अने मल-झाडो रोकवाथी जीवितनो नाश थवानो प्रसंग आवे छे.) (१९८)

९१ प्र०—हुं भव्य के अभव्य होइश? ए समजवानुं कांई साधन छे? (१९९)

९१ उ०—हा, जेना हृदयमां एटलुं पण थाय के 'हुं भव्य होईश के अभव्य!' ते भव्य छे एम समजवुं कारणके अभव्यने त्रणकाळमां कदापि पूर्वे जणावेलो विचार के शंका थायज नहिं. श्री आचारांगसूत्रनी टीकामां श्रीमान् शीलांकाचार्य महाराज फरमावे छे के—

'अभव्यस्य हि भव्याऽभव्यत्व शङ्काया अभावात्'

(भावार्थ स्पष्ट छे)

आने लगता भावार्थनो विषय घणा ग्रन्थोमां छे, ते सिवाय केटलीक प्रवृत्ति उपरथी पण अनुमान थई शके छे के, आ भव्य होवो जोइए अने आ अभव्य होवो जोइए, श्रीमान् हरिभद्रसूरिमहाराजाए 'संबोधप्रकरण' मां अभव्यनां लक्षणो बताव्या छे, ते उपरांत अभव्यकुलक विगेरेमां पण ते संबंधी हकीकत जाणवा जेवी छे. (१९९)

९२ प्र०—श्री तीर्थंकरदेवनी प्रतिमा घणा भागे पद्मासन आकारे, अने केटलीक काउस्सग्गना आकारे उभी होय छे, तो कया कया तीर्थंकर केवा केवा आसने मोक्षे गया हशे? (२००)

९२ उ०—श्री ऋषभदेव, नेमनाथस्वामि तथा महावीरस्वामी आ त्रण तीर्थंकरभगवंतो पद्मासन अवस्थाए मोक्षे पधार्या छे, बाकीना २१ तीर्थंकरो काउस्सग (उभा) मोक्षे गया छे जे माटे श्री लोकप्रकाशमां आ प्रमाणे कह्युं छे—

अन्ये सम्मेतशिखरे, पर्यङ्कासनसंस्थिताः।
श्रीनेमिवीरवृषभाः; कायोत्सर्गाऽऽसनाः परे ॥ १ ॥

(भावार्थ स्पष्ट छे) (२००)

૯૩ પ્ર૦—શ્રી તીર્થંકરદેવ ( ના જીવ ) વૈમાનિક કે પહેલી બીજી અને ત્રીજી નરકગતિથી આવે છે ( તેજ અનંતરભવે તીર્થંકર થાય ), પરંતુ બીજે ક્યાંઈથી આવેલ હોય તે તીર્થંકર થાય ખરા ? તથા મનુષ્યગતિમાંથી આવેલા જીવો અનન્તરભવે ચક્રવર્ત્તી થાય ? ( ૨૦૧ )

૯૩ ઉ૦—ના, વૈમાનિક અથવા પ્રથમની ત્રણનરકથી આવેલ હોય તેજ અનન્તરભવે તીર્થંકર થવા હોય તો થઈ શકે, બીજે ક્યાંઈથી આવેલા જીવો અનન્તરભવમાં તીર્થંકર ન થાય. એમ સર્વત્ર પ્રમાણો આવે છે. તીર્થંકરોના ભવમાં પણ પ્રાયઃ તેવુંજ વર્ણન જોવાય છે. પરંતુ કાદાચિત્ક ( કોઈવખત ભાગ્યેજ ) બીજેથી પણ આવ્યાનું શ્રી પન્નવણાસૂત્રની ટીકાના અક્ષરો ઉપરથી સમજાય છે. ત્યાં એમ જણાવ્યું છે જે 'વસુદેવ ચરિત્રમાં તો વળી નાગકુમારનિકાયમાંથી પણ નીકળીને અનન્તરભવે આ અવસર્પિણીમાં ઐરવતક્ષેત્રમાં ચોવીશમા તીર્થંકર થયા છે. તે પાઠ આ પ્રમાણે—

'वसुदेवचरित्रे पुनर्नागकुमारेभ्योऽप्युद्धृतोऽनन्तरमैरवतक्षेत्रेऽस्यामेवावसर्पिण्यां चतुर्विंशतितमस्तीर्थंकर उपदर्शितस्तदर्थतत्त्वं तु केवलिनो विदन्ति' [ प्रज्ञापना-टीका ] તથા મનુષ્યમાંથી આવેલ ચક્રવર્ત્તીમાટે પણ કાદાચિત્ક સમજવું, શ્રી[૧]મહાવીરપ્રભુના પૂર્વભવોમાં તેમ બન્યાનો ઉલ્લેખ છે, તેથી અને તેવીજ રીતે શ્રી મહાનિશીથસૂત્રના પંચમ અધ્યયનમાં કમલપ્રભાચાર્યના વ્યંતરાદિભવોની ગણના કરતાં છઠ્ઠોભવ મનુષ્યનો કહી સાતમો ભવ વાસુદેવનો ગણાવ્યો છે, અન્યથા સંગ્રહણ્યાદિગ્રન્થોમાં પહેલી-બીજી નરકથી અને નવગ્રૈવેયક સુધીમાંથી આવવાના અને તે પ્રમાણે થયાના ઉલ્લેખો છે. તત્ત્વકેવલીગમ્ય. (૨૦૧)

૯૪ પ્ર૦—ભૂમિનીસચિત્ત અચિત્ત વ્યવસ્થા કેવીરીતે છે ? (૨૦૨)

૯૪ ઉ૦—જ્યાં ઉપક્રમ વધારે ત્યાં અચિત્તપણું વધારે, અને

---

૧ श्री आवश्यकनिर्युक्तौ तु-मनुष्यगतेरागतस्याऽपि श्रीवीरस्य प्राग्भवे चक्रित्वमुक्तम्'।

ઉપક્રમ ઓછો ત્યાં અચિત્તપણાની સંભાવના ઓછી હોય છે, તે નીચેના કોષ્ઠકથી સમજી શકાશે— (૨૦૨)

| ભૂમિવિશેષ. | અચિત્ત. | સચિત્ત. |
|---|---|---|
| ૧ રાજમાર્ગની ભૂમિ | પાંચ અંગુલસુધી, તે પછી | નીચેની સચિત્ત |
| ૨ શેરી-ગલીની ,, | સાત ,, | ,, ,, |
| ૩ ઘરની ,, | દશ ,, | ,, ,, |
| ૪ મલમૂત્રની ,, | ૧૫ ,, | ,, ,, |
| ૫ પશુની બેઠકવાળી ,, | ૩૨ ,, | ,, ,, |
| ૬ ભાડભુંજા કે ભઠીયારાની ,, | ૭૨ ,, | ,, ,, |
| ૭ ઈંટના નિંભાડાની ,, | ૧૦૧ ,, | ,, ,, |

૯૫ પ્ર૦—પદ્મદ્રહમાં વનસ્પતિકાયનાં પણ કમળો છે એમ લઘુક્ષેત્રસમાસમાં જણાવેલ છે, તો તેવાં વનસ્પતિકાયિક કમળો દશયોજન પ્રમાણાંગુલે ઉંડા દ્રહમાં શીરીતે ઉગી શકે? તેનું (વનસ્પતિનું ઉ૦) શરીર ઉત્સેધાંગુલવડે ૧૦૦૦ યોજન પ્રમાણ હોય છે એટલે પ્રમાણાંગુલે અઢી યોજનનુંજ ઉત્કૃષ્ટ હોય છે. (૨૦૩)

૯૧ ઉ૦—'શ્રી લોકપ્રકાશાદિ ગ્રન્થોનાં વચન પ્રમાણે દ્રહો સર્વત્ર સમાન ઉંડાઇવાળા હોય છે તોપણ શ્રીદેવીના પરિવારભૂત કમળોનું અનુક્રમે અર્ધ અર્ધ પ્રમાણ કહેલ હોવાથી પદ્મદ્રહમાં પણ ગોતીર્થ જેવો ઢાળ માનવો પડશે. અને એ પ્રમાણે માનવાથી તે પદ્મદ્રહમાં વનસ્પતિકમળો માનવામાં પણ વાંધો નહિં આવે. 'વિશેષણવતી'માં તો હજાર યોજનથી નીચેનો ભાગ પૃથ્વીપરિણામરૂપ હોય તેમ જણાવેલ છે. (૨૦૩)

૯૬ પ્ર૦—લઘુક્ષેત્રસમાસ ભાષાન્તર પૃષ્ઠ ૧૩૫માં જંબૂવૃક્ષ અને શાલ્મલીવૃક્ષ ઉપર એક એક સિદ્ધાયતન જણાવેલ છે તો તીર્ચ્છાલોકમાં ૩૨૫૯ શાશ્વત ચૈત્યો કહ્યાં છે તેમાં દરેક વૃક્ષને અંગે ૧૧૭-૧૧૭ ગણ્યા છે તેને માટે કાંઇ આધાર છે? (૨૦૪)

૯૬ ઉ૦—'चतुर्दिग्गतशाखान्त-शाखा यां विडिमाभिधा ।

तस्या मौलौ मध्यभागे सिद्धायतनमुत्तमम् ॥ १ ॥ विष्कम्भायामतश्चैतत् प्राक्शाखाभवनोपमम् । देशोनक्रोशमुत्तुंग-पृथुद्वारत्रयान्वितम् ॥ २ ॥ तस्यमध्ये महत्येका शोभते मणिपीठिका । धनुः पञ्चशतायाम-व्यासा तदर्धमेदुरा ॥ ३ ॥ उपर्यस्या महानेको देवच्छन्दक आहितः । पञ्चचापशतायामविष्कम्भः सर्वरत्नजः ॥४॥ [ लोकप्रकाश-सर्ग-१७-श्लो. ३११-३१२-३१३-३१४ ]

આ પ્રમાણે જંબૂવૃક્ષ તેમજ શાલ્મલીવૃક્ષ ઉપર એક-એક સિદ્ધાયતન હોવાનો લોકપ્રકાશમાં પાઠ છે. હવે જે ૧૧૭ સિદ્ધાયતન (અથવા શાશ્વત ચૈત્યો) હોવાનો સ્તોત્ર વિગેરેમાં પાઠ આવે છે તે માટે પૂર્વાચાર્ય મહર્ષિઓનું નીચે મુજબ સમાધાન છે.

જંબૂવૃક્ષની વિડિમા શાખા ઉપર એક સિદ્ધાયતન છે, તેમજ જંબૂવૃક્ષના પ્રથમ વનમાં આઠ કૂટ ઉપર આઠ સિદ્ધાયતન છે, તે બાબતમાં પ્રાયઃ કોઇને વિરોધ નથી, પરંતુ મુખ્ય જંબૂવૃક્ષના પ્રથમવલયમાં મુખ્ય જંબૂની અપેક્ષાએ અર્ધપ્રમાણવાળાં બીજાં ૧૦૮ જંબૂવૃક્ષો છે, તે દરેક ઉપર એક એક સિદ્ધાયતન છે. એમ કેટલાક આચાર્યો માને છે અને કેટલાક આચાર્યોનો એ બાબતમાં વિસંવાદ છે. જેઓ માને છે તેઓના મન્તવ્ય પ્રમાણે જંબૂવૃક્ષ તથા શાલ્મલીવૃક્ષનાં એકંદર જુદાં જુદાં ૧૧૭-૧૧૭ સિદ્ધાયતનો છે (૧ મુખ્ય જંબૂ ઉપર, + ૮ વનકૂટો ઉપર, + ૧૦૮ પ્રથમવલયના એકસોઆઠ જંબૂવૃક્ષો ઉપર = ૧૧૭). આ બાબતમાં શ્રીલોકપ્રકાશ ૧૭ મા સર્ગમાં આ પ્રમાણે ઉલ્લેખ છે—

'एतेषु च १०८ जम्बूवृक्षेषु श्रीजम्बूद्वीपप्रज्ञप्ति-श्रीजीवाभिगम-श्रीक्षेत्रविचारादौ सूत्रकृद्भिर्वृत्तिकृद्भिश्च जिनभवनप्रासादचिन्ता न काऽपि चक्रे । बहवो बहुश्रुताः श्राद्धप्रतिक्रमणचूर्णिकारादयः शाश्वतजिनस्तोत्रकर्तृश्रीजयानन्दसूरिप्रभृतयश्च मूलजम्बूवृक्षवत् प्रथमवलयजम्बूवृक्ष—प्रथमवनखण्डगतकूटकाऽष्टकजिनभवनैः सह जम्बूवृक्षे सप्तदशोत्तरं जिनभवनानां शतं मन्यमाना इहापि एकैकं सिद्धायतनं पूर्वोक्तमानं मेनिरे । ततोऽत्र तत्त्वं केवलिनो विदुः ॥ इति जम्बूद्वीपप्रज्ञप्तिवृत्तौ ॥'

(ભાવાર્થઃ—એ ૧૦૮ જંબૂવૃક્ષો ઉપર જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ-શ્રી જીવાભિગમ-શ્રીક્ષેત્રવિચારાદિગ્રન્થોમાં સૂત્રકાર તેમજ વૃત્તિકાર-મહર્ષિઓએ કોઇપણ પ્રકારનો જિનભવન-પ્રાસાદનો વિચાર કર્યો નથી, અને ઘણા બહુશ્રુત-શ્રાદ્ધપ્રતિક્રમણનીચૂર્ણિને કરનારા વિગેરે તથા શાશ્વતજિનસ્તોત્રના રચયિતા શ્રી જયાનન્દસૂરિ મહારાજા વિગેરે મહાપુરૂષોએ મૂલ જંબૂવૃક્ષની માફક 'પ્રથમવલયગત જંબૂવૃક્ષો તેમજ પ્રથમવનખંડવર્ત્તિ કૂટો ઉપર રહેલા આઠ જિનભુવનો સાથે જંબૂવૃક્ષ ઉપર ૧૧૭ સિદ્ધાયતનોને માનવા સાથે અહિં, પણપૂર્વે' જણાવેલા પ્રમાણવાળું' એક એક સિદ્ધાયતન માને છે. માટે આમાં તત્ત્વ શું છે? તે કેવલી ભગવંતો જાણે! એ પ્રમાણે જંબૂ૦ પ્રજ્ઞપ્તિની વૃત્તિમાં કહેલ છે (૨૦૪)

૯૭ પ્ર૦—જંબૂવૃક્ષ ઉપર મણિપીઠિકા અને દેવચ્છંદક ૫૦૦ ધનુષ્ય લાંબા પહોળા જણાવેલ છે, તેની ઉપર ૫૦૦ ધનુષ્યના પ્રમાણવાલી ૧૦૮ પ્રતિમાઓ છે એમ ક્ષેત્રસમાસ વિગેરે ગ્રન્થોમાં જણાવેલ છે તો તેનો સમાવેશ શી રીતે થઇ શકે? (૨૦૫)

૯૭ ઉ૦—મણિપીઠિકા અને દેવચ્છંદકનું પ્રમાણ જે ૫૦૦ ધનુષ્ય કહેવામા આવેલ છે તે પ્રમાણાંગુલની અપેક્ષાએ કહેવામાં આવેલ છે. અને પ્રતિમાઓનું ૫૦૦ ધનુષ્ય જેટલું પ્રમાણ જે કહેવામાં આવેલ છે તે ઉત્સેધાંગુલની અપેક્ષાએ કહેવામાં આવેલ છે, એટલે હવે ૫૦૦ ધનુષ્ય લાંબી પહોળી મણિપીઠિકા અથવા દેવચ્છંદક ઉપર ૫૦૦ ધનુષ્ય પ્રમાણવાલી ૧૦૮ પ્રતિમાઓના સમાવેશ સંબંધી શંકા ઉત્પન્ન થવાનો પ્રસંગ રહેશે નહિ. આ બાબતમાં સાક્ષી નીચે મુજબ—

'अष्टोत्तरशतं नित्यप्रतिमास्तत्र चार्हताम् । उत्सेधांगुलनिष्पन्नधनुःपंचशतोच्छ्रिताः ॥ १ ॥' (२०५)

[ लोकप्रकाश सर्ग. १६. श्लो. १६ ]

૯૮ પ્ર૦—અપર્યાપ્તનિગોદ અને પર્યાપ્તનિગોદ જુદી શી રીતે? કારણકે નિગોદ શબ્દ શરીરવાચી છે, તેમાં અનંત જીવો છે, તેનો અસંખ્યાતમો ભાગ પ્રત્યેક સમયે નીકળે છે તે નવો

આવે છે એમ થયાજ કરે છે. જે આવે છે તે અપર્યાપ્ત હોય, પ્રથમના અપર્યાપ્ત અને પર્યાપ્ત બન્ને હોય, તો પછી તેના શરીરરૂપ નિગોદને અપર્યાપ્ત પર્યાપ્ત કેમ કહી શકાય? (૨૦૬)

૯૮ ઉ૦—'તાત્સ્થ્યાત્ તદ્વ્યપદેશઃ' તેમાં રહેલા હોવાથી તેનો વ્યપદેશ થાય છે અર્થાત્ નિગોદરૂપ શરીરમાં રહેલા હોવાથી તે જીવોનો નિગોદ તરિકે વ્યપદેશ થાય છે, એ લૌકિકન્યાય પ્રમાણે અહિં જીવોને પણ નિગોદનો વ્યપદેશ કરવામાં આવેલ છે. અને એવો વ્યપદેશ કોઈ કોઇ વાર થતો જોવામાં આવતો હોઈ નિગોદ (એટલે નિગોદવર્તિ જીવો) ને પર્યાપ્ત-અપર્યાપ્ત કહેવામાં વાંધો નથી. નિગોદ પણ ત્યારેજ કહેવાય કે જીવો વડે તે નિગોદશરીરયોગ્ય પુદ્ગલો ગૃહીત થાય અન્યથા જીવોથી અગૃહીત શરીરયોગ્ય પુદ્ગલોને નિગોદાદિ સંજ્ઞાઓ આપવામાં આવતી નથી. (૨૦૬)

૯૯ પ્ર૦—સૂક્ષ્મનિગોદમાં એક અપર્યાપ્તની નિશ્રાએ અસંખ્ય પર્યાપ્તા નિગોદછત્રીશી પૃષ્ઠ ૨૧૨માં જણાવ્યા છે' પરંતુ અનેક સ્થળે સંખ્યાતગુણા કહેલ છે. એનો ખુલાસો શું છે? (૨૦૭)

૯૯ ઉ૦—નિગોદછત્રીશીમાં જે પ્રમાણે એક અપર્યાપ્તની નિશ્રાએ અસંખ્યાતા પર્યાપ્તા હોવાનું જણાવેલ છે તે બરાબર છે. આ બાબતમાં શ્રી આચારાંગસૂત્રની શીલાંકાચાર્ય મહારાજા વિરચિત ટીકાની સાક્ષી આ પ્રમાણે છે—

'अयं तु विशेषः—साधारणवादरपर्याप्तकेभ्यो वादरा अपर्याप्तकाः असंख्येयगुणाः, वादरापर्याप्तकेभ्यः सूक्ष्मा अपर्याप्तकाः असंख्येयगुणाः, तेभ्योऽपि सूक्ष्माः पर्याप्तका असंख्येयगुणाः' [ आचा० मु० पत्र ५६ ].

ભાવાર્થ;—'સાધારણ-બાદર પર્યાપ્તાથી બાદર અપર્યાપ્તા અસંખ્યગુણા છે, બાદર અપર્યાપ્તાથી સૂક્ષ્મ અપર્યાપ્તા અસંખ્યગુણા છે, તેનાથી પણ સૂક્ષ્મ પર્યાપ્તા અસંખ્યગુણા છે,

'अपर्याप्तवादरनिगोदा अपर्याप्तकसूक्ष्मनिगोदाः पर्याप्तकसूक्ष्मनिगोदा एते च क्रमशो वहुतरका द्रष्टव्या.' [आचा० मु० पत्र ६०] ભાવાર્થ-સ્પષ્ટ છે.

આ સાક્ષિથી નિગોદ છત્રીશીનું લખાણ બરાબર હોવાનું સાબીત થાય છે જ્યારે તમોએ જણાવેલું સંખ્યાતગુણાનું સ્થળ ક્યાંઇ જોવામાં આવતું નથી. ( ૨૦૭ )

૧૦૦ પ્ર૦—કેવલીભગવંતો તીર્થંકર ભગવંતોની માફક 'नमो तित्थस्स' એ વાક્યથી તીર્થને નમસ્કાર કરે છે, તો પછી તીર્થંકરને નમસ્કાર કેમ ન કરે ? ( ૨૦૮ )

૧૦૦ ઉ૦—તીર્થંકરાદિ આરાધ્યમહાપુરૂષોને કરવામાં આવતો નમસ્કાર ઘાતિકર્મના ક્ષય માટે છે. કેવલિભગવંતને તે ઘાતિકર્મનો ક્ષય થઈ ગયેલો હોવાથી તીર્થંકરાદિ આરાધ્ય મહાપુરૂષોને નમસ્કાર કરવાની જરૂરીયાત નથી. તીર્થને કરવામાં આવતો નમસ્કાર પૂજિતપૂજકપણાને અંગે હોવાથી તીર્થંકર તથા કેવલી ભગવંતોને પણ અવશ્ય કરવા લાયક છે. ( ૨૦૮ )

૧૦૧ પ્ર૦—સંખ્યપ્રદેશી અસંખ્યપ્રદેશી સ્કંધો ચઉસ્પર્શી હોય કે અષ્ટસ્પર્શી ? ( ૨૦૯ )

૧૦૧ ઉ૦—બાદર અનન્તપ્રદેશી સ્કંધોથી પહેલાં બધા સ્કંધો ચઉસ્પર્શી હોય, અર્થાત્ સંખ્યપ્રદેશી અસંખ્યપ્રદેશી સ્કંધો ચઉસ્પર્શીજ હોય. અભવ્યાનન્તગુણપ્રદેશીસ્કંધો થાય ત્યારેજ તેમાં બાદરપરિણામ થાય છે અને તે બાદરપરિણામીસ્કંધો અષ્ટસ્પર્શી હોય છે. ( ૨૦૯ )

૧૦૨ પ્ર૦—ભાષાવર્ગણાના સ્કંધો ચઉસ્પર્શી હોય કે અષ્ટસ્પર્શી ? ( ૨૧૦ )

૧૦૨ ઉ૦—ભાષાવર્ગણાના સ્કંધો ચઉસ્પર્શી હોય-પરંતુ અષ્ટસ્પર્શી ન હોય. કારણકે ઔદારિક વર્ગણા-વૈક્રિયવર્ગણા આહારકવર્ગણા-તૈજસવર્ગણા એ ચારે વર્ગણાગત પુદ્ગલો તેમજ અન્તરાલમાં રહેલી અગ્રહણવર્ગણાગત પુદ્ગલો બધા બાદરપરિણામી તેમજ અષ્ટસ્પર્શી હોય છે અને ત્યારપછીની ભાષા શ્વાસોશ્વાસ-મન-અને કાર્મણવર્ગણાગત પુદ્ગલો તેમજ અન્તરાલમાં રહેલી અગ્રહણવર્ગણાનાં પુદ્ગલો સૂક્ષ્મપરિણામી તેમજ ચઉસ્પર્શી છે. વિશ્રસા પુદ્ગલપરમાણુઓમાં એવો એક વિચિત્ર સ્વભાવ છે કે જેમ જેમ વધારે પ્રમાણમાં પુદ્ગલોનો ઉપચય

થાય તેમ તેમ તે સ્કંધોમાં સૂક્ષ્મપરિણામ ઉત્પન્ન થાય છે. જે બાબત કર્મપ્રકૃતિ પુદ્ગલછત્રીશી વિગેરે ગ્રન્થોથી જાણવા લાયક છે. (૨૧૦)

૧૦૩ પ્ર૦—ભાષાવર્ગણાના સ્કંધો જો ચઉસ્પર્શી હોય તો ચઉસ્પર્શી એવા ભાષાસ્કંધોથી આઘાત-પ્રત્યાઘાત વિગેરે કેમ થઈ શકે ? (૨૧૧)

૧૦૩ ઉ૦—ચઉસ્પર્શી પુદ્ગલોમાં યદ્યપિ આઘાત-પ્રત્યાઘાતની શક્તિ નથી, પરંતુ સાથેનો અષ્ટસ્પર્શી વાયુ આઘાત પ્રત્યાઘાતમાં કારણભૂત થાય છે. (૨૧૧)

૧૦૪ પ્ર૦—અષ્ટસ્પર્શી પુદ્ગલો બધાય દૃષ્ટિગોચર થાય ખરા ? (૨૧૨)

૧૦૪ ઉ૦—ના, બધાય અષ્ટસ્પર્શી દૃષ્ટિગોચર થાયજ એવો નિયમ નથી. જેમકે વાયુ અષ્ટસ્પર્શી છે છતાં દૃષ્ટિગોચર નથી. સ્પર્શનેન્દ્રિયમાત્રથીજ ગ્રાહ્ય છે. (૨૧૨)

૧૦૫ પ્ર૦—આનંદપુરમાં સભાસમક્ષ કલ્પસૂત્ર વંચાયું તેમાં વાંચનાર આચાર્યમહારાજા કોણ ? અને ક્યારે થયા ? (૨૧૩)

૧૦૫ ઉ૦—ચૂર્ણિકારમહર્ષિ પહેલાં તે આચાર્ય થયા છે. એમ ચૂર્ણિના કથનથી સાબીત થાય છે, પરંતુ કોણ આચાર્ય થયા તેનું નામ સ્પષ્ટ જાણવામાં આવેલ નથી. (૨૧૩)

૧૦૬ પ્ર૦—પંચમીને બદલે સકારણ ચતુર્થીની સંવચ્છરી કરનાર કાલકાચાર્ય ક્યારે થયા ? (૨૧૪)

૧૦૬ ઉ૦—ચૂર્ણિકાર અને મલ૦ હેમચંદ્રસૂરિજીના મત પ્રમાણે વિક્રમ સંવત્ પહેલાં થયા છે. શ્રી પુષ્પમાલા અને પર્યુષણા દશશતકાદિ ગ્રન્થો આ બાબતમાં જોવા યોગ્ય છે. (૨૧૪)

૧૦૭ પ્ર૦—'નવમા-દશમા જિનના આંતરામાં અસંયતીની પૂજા થઇ' એવું જે વચન કહેવાય છે તેનો તાત્ત્વિક અર્થ શું છે ? (૨૧૫)

૧૦૭ ઉ૦—'જૈનધર્મના નામે સંયતો વગર અસંયતો પૂજાયા.' એમ અર્થ કરવો વાસ્તવિક લાગે છે. (૨૧૫)

૧૦૮ પ્ર૦—તીર્થંકરોને દીક્ષિત અવસ્થામાં દેવદૂષ્ય ઉપરાંત રજોહરણાદિ લિંગ હોય કે નહિં ? (૨૧૬)

૧૦૮ ઉ૦—ન હોય. (૨૧૬)

॥ समाप्ता द्वितीया-श्रेणिः ॥

# अथ तृतीयाश्रेणिः ॥

૧ પ્ર૦—નિરતિચાર છેદોપસ્થાપનીય ચારિત્રના વિભાગમાં પાર્શ્વનાથપ્રભુના સાધુઓ મહાવીરપ્રભુના શાસનની સ્થાપના થયા બાદ તે શાસનમાં દાખલ થાય અને પ્રથમના ચાર મહાવ્રતના સ્થાને પંચમહાવ્રત ઉચ્ચરે, તે અવસરે તેઓના પૂર્વપર્યાયનો વિચ્છેદ થાય? મહાવીર પ્રભુના સાધુઓને તેઓ વંદના કરે? (૨૧૭)

૧ ઉ૦—તેવોજ કલ્પ હોવાથી પૂર્વપર્યાયનો વિચ્છેદ થાય. અને મહાવીરદેવના 'તીર્થમાં વર્ત્તતા પર્યાયજયેષ્ઠ સાધુઓને તેઓ વંદના પણ કરે.

૨ પ્ર૦—અત્યાર સુધી સૂક્ષ્મમાંથી એક વખત પણ બાદરપણું પ્રાપ્ત થયું ન હોય એવા જીવોને અવ્યવહાર રાશિવાળા કહેવાય. એ કથનમાં કેવળ સૂક્ષ્મનિગોદજ ગણવી કે પૃથ્વીકાયાદિ પાંચે સૂક્ષ્મ ગણવાં? કેવળ સૂક્ષ્મનિગોદજ ગણીએ તો સૂક્ષ્મનિગોદમાંથી નીકળી જે જીવો સૂક્ષ્મપૃથ્વીકાય સૂક્ષ્મઅપ્કાયાદિ ચારમાં ઉત્પન્ન થાય ( હજુસુધી બાદરમાં ન આવ્યા હોય ) તેને વ્યવહારીયો કહેવો કે અવ્યવહારીયો કહેવો? (૨૧૮)

૨ ઉ૦—શ્રી મલધારીજી આદિ કેટલાક મહાપુરૂષોના કથનને આધારે અનાદિ-સાધારણ-( સૂક્ષ્મનિગોદ ) એજ અવ્યવહાર રાશી, ત્યાંથી નીકળીને સૂક્ષ્મપૃથ્વીકાયાદિમાં ઉત્પન્ન થાય તો પણ સૂક્ષ્મપણું છતાં વ્યવહારરાશિમાં તે જીવ ગણાય. પૂ. શ્રી. મલયગિરિજી મહારાજાદિ કેટલાક મહાપુરૂષોના કથન પ્રમાણે પાંચે સૂક્ષ્મમાં રહે ત્યાં સુધી અવ્યવહાર અને જયારે બાદરપણું પામે ત્યારેજ વ્યવહારરાશીમાં તે જીવ ગણી શકાય.

બન્ને મન્તવ્યો માટે પ્રમાણ નીચે સુજબ:—

'तत्र येऽनादिसूक्ष्मनिगोदेभ्य उद्धृत्य शेषजीवेषूत्पद्यन्ते ते

पृथिव्यादिविविधव्यवहारयोगात् सांव्यावहारिकाः, ये पुनरनादिकालादारभ्य सूक्ष्मनिगोदेष्वेवावतिष्ठन्ते ते तु तथाविधव्यवहारातीतत्त्वादसांव्यावहारिकाः ॥

( प्रवचनसारोद्धारः )

ભાવાર્થઃ—'જે જીવો અનાદિ સૂક્ષ્મનિગોદમાંથી નીકળીને બાકીના પૃથ્વીકાય વિગેરે સ્થાનોમાં ઉત્પન્ન થાય છે તે જીવો પૃથિવી વિગેરે જુદા જુદા વ્યવહારના સંબંધવાળા ,થયેલા હોવાથી વ્યવહારરાશિવાળા કહેવાય છે અને જે અનાદિકાળથી સૂક્ષ્મનિગોદમાંજ રહેલા છે તેઓ તેવા પ્રકારના પૃથિવી વિગેરે નામના વ્યવહારથી રહિત હોવાથી અવ્યવહારરાશિવાળા ગણાય છે'

' तत्र येऽनादिनिगोदावस्थात उध्धृत्य पृथिवीकायिकादिभवेषु वर्त्तन्ते, ते लोके दृष्टिपथमागताः सन्तः पृथ्व्यादिव्यवहारमनुपतन्तः सांव्यावहारिका उच्यन्ते "

( कायस्थितिप्रकरणम् )

આ પાઠમાં રહેલા 'दृष्टिपथमागताः सन्तः' શબ્દો બાદરપણું જણાવે છે અર્થાત્ બાદરપણું પ્રાપ્ત થયું હોય તેજ વ્યવહાર રાશિવાળા છે. (૨૧૮)

૩ પ્ર૦—ચક્ષુર્ગોચર નહિં થવાવાલા એવા પરમાણુઓનો સમુદાય થયો તેટલાજ માત્રથી જ્યાં સુધી તેમાં કોઇ વિશેષતા ઉત્પન્ન થઇ નથી ત્યાં સુધી તે કેમ ચાક્ષુષ થઇ જાય? અર્થાત્ પરમાણુ જેમ અદૃશ્ય છે તો તેવા અદૃશ્ય પરમાણુઓના સમુદાય માત્રથીજ તે ( સ્કંધ) દૃશ્ય કેમ થઇ શકે? (૨૧૯)

૩ ઉ૦—પ્રત્યેક વસ્તુમાંના વિદ્યમાન પરિણામથી અન્ય પરિણામ જુદાજ હોય છે, અને તે પ્રમાણે હોવાથી ,અણુપણાના પરિણામથી ચાક્ષુષ પરિણામ એ જુદાજ પરિણામ છે. પરમાણુઓ અણુપણાના પરિણામને વર્જીને રૂક્ષતા તેમજ સ્નિગ્ધતાના વિશેષથી બાદર પરિણામને સ્વીકારે છે તેથીજ ભગવંતોએ ( બાદર ) સ્કંધોમાં યથાસંભવ આઠ પ્રકારનો સ્પર્શ કહ્યો છે, અને પરમાણુઓમાં તો શીત-ઉષ્ણ-સ્નિગ્ધ-રૂક્ષ એ ચાર પ્રકારનોજ સ્પર્શ કહેલો છે. તેમાં પણ એક પરમાણુમાં તો પરસ્પર અવિરોધી શીત-રૂક્ષ,

શીત-સ્નિગ્ધ, ઉષ્ણ-રૂક્ષ, ઉષ્ણ-સ્નિગ્ધ એમ બે સ્પર્શજ હોય છે. અહિં બંધ પરિણામમાં સ્નિગ્ધ-રૂક્ષ લક્ષણ બે સ્પર્શજ ઉપયોગમાં આવે છે. કેટલાક પરમાણુઓ સ્નિગ્ધ પરિણામવાળા છે, કેટલાક રૂક્ષ પરિણામવાળા છે. સ્નિગ્ધ-રૂક્ષ એ બન્ને પરિણામો પરસ્પર વિરોધી હોવાથી એક પરમાણુમાં એક સાથે રહી શકતા નથી. સ્નિગ્ધ પરિણામમાં એક ગુણ સ્નિગ્ધતાથી અનન્તગુણ સ્નિગ્ધતાના વિભાગો સમજવાના છે અને તેજ પ્રમાણે રૂક્ષતા માટે પણ ધ્યાનમાં રાખવાની જરૂર છે. વર્ણ ગંધ-રસ અને સ્પર્શ એ પ્રત્યેક પરમાણુઓમાં હોવાથી દરેક પરમાણુઓ એ વર્ણાદિ ચતુષ્ટયની અપેક્ષાએ સમાન જાતિવાળાં છે પરંતુ વિરૂદ્ધ જાતિવાળા નથી. આટલા સવિસ્તૃત કથનથી તાત્પર્ય એ આવ્યું કે પરમાણુઓમાં રહેલ સ્નિગ્ધતા અને રૂક્ષતાના વિશેષથી વિવક્ષિત પરમાણુનો અન્ય વિવક્ષિત પરમાણુ સાથે એવો બંધ પરિણામ થાય છે કે જે વડે પ્રચય ( સમૂહ ) વિશેષથી મોટું તેમજ બાદર પરિણામવાળું ઘટ વિગેરે દ્રવ્ય બને છે. 'પરમાણુઓના સમુદાય માત્રથી જ્યાં સુધી વિશેષતા ઉત્પન્ન થઈ નથી ત્યાં સુધી કેમ ચાક્ષુષ થઇ શકે?' એ પૂર્વના પ્રશ્નને હવે અવકાશ રહેતો નથી. ( ૨૧૯ )

૪ પ્ર૦—જેવી સ્નિગ્ધતા તથા રૂક્ષતાથી દ્વિઅણુકાદિ સ્કંધોનો બંધ થાય છે તે સ્નિગ્ધતા-રૂક્ષતાનો વિનાશ થવાથી (૧), ( ઉત્કૃષ્ટ ) અસંખ્ય કાલ પ્રમાણ સ્કંધોની જે સ્થિતિ કહેવામાં આવેલ છે તેનો ક્ષય થવાથી (૨), અન્ય દ્રવ્યના ભેદથી (૩), અને બંધયોગ્ય સ્નિગ્ધતા-રૂક્ષતાનો વિનાશ, સ્થિતિનો ક્ષય, દ્રવ્યનો ભેદ એ ત્રણમાંથી કોઇપણ કારણ ન હોય તથાપિ લોકના નિષ્કુટાદિ સ્થાનોમાં રહેલા દ્વિઅણુકાદિ સ્કંધોમાંથી સ્વભાવગતિ અર્થાત્ સ્વાભાવિક ઉત્પન્ન થતી ગતિ (૪), આ ચાર કારણો વડે પરમાણુની ઉત્પત્તિ થાય છે. એમ તત્ત્વાર્થાદિ શાસ્ત્ર સિદ્ધાન્તોમાં કહ્યું છે, પરંતુ તે વાત ચિત્તમાં કોઇ રીતે બેસી શકતી નથી, કારણ કે અમુકગુણ સ્નિગ્ધ અને અમુકગુણ રૂક્ષ પરમાણુઓનો સ્કંધ થાય છે. એ સ્નિગ્ધતા અથવા રૂક્ષતામાં જ્યાં સુધી ફેરફાર ન થાય ત્યાં સુધી સ્થિતિનો ક્ષય થાય, દ્રવ્યાન્તરનો ભેદ થાય અથવા સ્વભાવગતિ થાય તોપણ ભેદ થવા પૂર્વક પરમાણુનો

ઉત્પાદ થઈ શકેજ નહિ. અર્થાત્ પરમાણુના ઉત્પાદમાં વાસ્તવિક રીતે 'સ્નિગ્ધતા-રૂક્ષતાનો વિનાશ, એ એકજ કારણ હોવું જોઈએ છતાં ઉપર મુજબ ચાર કારણો કહેવામાં આવે છે તેનું શું કારણ? (૨૨૦)

૪. ઉ૦—તમારી શંકા બરાબર છે, પરંતુ સમજવાની જરૂર છે કે – દ્રવ્યાણુ બદલાય છતાં ભાવાણુ કોઈ વખતે બદલાય અથવા કોઈ વખતે ન પણ બદલાય, અર્થાત્ દ્રવ્યાણુના પલટનમાં ભાવાણુનું પલટન થવુંજ જોઈએ તેવો નિયમ નથી. એ આપણું સૈદ્ધાન્તિક મન્તવ્ય છે. આ માન્યતા ઉપર વિચાર કરવામાં આવે તો ઉપરની શંકાને સ્થાન મળશે નહિં. કારણકે તમારી માન્યતા એવી છે કે ભાવાણુ (સ્નિગ્ધતા-રૂક્ષતા) બદલાય તોજ ભેદ થાય, પરંતુ શાસ્ત્રીય માન્યતા પ્રમાણે અસંખ્યાત કાળ પ્રમાણ જે સ્કંધની ઉત્કૃષ્ટ સ્થિતિ કહી છે તે સ્થિતિ પૂર્ણ થયે સ્કંધનો અવશ્ય પલટો થાય છતાં સ્કંધવર્તી પરમાણુઓ તો જે વર્ણ જે ગન્ધ જે રસ અને જે સ્પર્શવાળા હતા તેજ વર્ણાદિવાળા રહેવા હોય તો રહી શકે છે એટલે કેવળ સ્નિગ્ધતા-રૂક્ષતાના વિગમથીજ પરમાણુની ઉત્પત્તિ માનવી ઉચિત નથી, પરંતુ સ્નેહ-રૌક્ષ્યના વિગમ સાથે ઉપર જણાવેલા સ્થિતિક્ષયાદિ કારણોથી પણ ભેદ થવા પૂર્વક પરમાણુનો ઉત્પાદ માનવો એ વાસ્તવિક તેમજ શાસ્ત્રીય છે. (૨૨૦)

૫ પ્ર૦—દ્રવ્યાપ્રદેશી તથા દ્રવ્યસપ્રદેશી પુદ્ગલો કોને કહેવાય? (૨૨૧)

૫ ઉ૦—પરમાણુ તે દ્રવ્યથી અપ્રદેશી કહેવાય. અને દ્વિપ્રદેશી સ્કંધથી યાવત્ અનન્ત પ્રદેશી સ્કંધો બધા દ્રવ્યથી સપ્રદેશી પુદ્ગલો કહેવાય જે માટે પુદ્ગલ છત્રીશીમાં કહ્યું છે કે—'दव्वेणं परमाणु' ઇત્યાદિ. (૨૨૧)

૬ પ્ર૦—એજ પ્રમાણે ક્ષેત્રાપ્રદેશી-ક્ષેત્ર સપ્રદેશી, કાલાપ્રદેશી-કાળસપ્રદેશી તેમજ ભાવાપ્રદેશી અને ભાવસપ્રદેશી પુદ્ગલોનું સ્વરૂપ સમજાવો? (૨૨૨)

૬ ઉ૦—પરમાણુ, સંખ્યપ્રદેશી સ્કંધ, અસંખ્યપ્રદેશી સ્કંધ કિંવા અનન્તપ્રદેશી સ્કંધ (અર્થાત્ કોઈપણ પુદ્ગલો)

એક આકાશપ્રદેશની અવગાહનાવાળા હોય તો તે પુદ્દગલો ક્ષેત્રાપ્રદેશી કહેવાય, અને સંખ્યપ્રદેશી વિગેરે પુદ્દગલસ્કંધો એકથી વધારે આકાશ પ્રદેશની અવગાહનાવાળા હોય તો ક્ષેત્રથી સપ્રદેશી પુદ્દગલો કહેવાય.

જે પુદ્દગલ જે સમયે જે વર્ણ જે ગન્ધ જે રસ જે સ્પર્શ જે સંઘાત–જે ભેદ જે સૂક્ષ્મત્ત્વ અને જે બાદરત્ત્વ વિગેરે પરિણામને પામ્યો હોય તે વર્ણ–ગન્ધાદિ પરિણામ એક સમયની સ્થિતિવાળો હોય તો તે પુદ્દગલો કાળથી અપ્રદેશી કહેવાય, અને એક સમયથી વધારે સમય સુધી ટકવાવાળો તે વર્ણાદિ પરિણામ હોય તો કાળથી સપ્રદેશી કહેવાય. તથા જે પુદ્દગલો એક [1]ગુણ કાળા અથવા એકગુણપીળા એકગુણલીલા એક ગુણ રાતા અને એકગુણ શ્વેત વર્ણવાળા હોય [2]તેવા પુદ્દગલો ( વર્ણની અપેક્ષાએ ) ભાવાપ્રદેશી

---

૧. અહિં ગુણ શબ્દનો અર્થ અંશ જાણવો, અને તે પણ અતિ સૂક્ષ્મ અને નિર્વિભાજ્ય અંશ જાણવો. તે આ પ્રમાણે;—સર્વોત્કૃષ્ટ કાળા વર્ણના તારતમ્ય ભેદે જો જુદા જુદા ભાગ પાડીએ તો કેવળજ્ઞાનરૂપ બુદ્ધિવડે ભાગ પાડતાં પાડતાં યાવત્ અનન્ત ભાગ પડી શકે છે, અને તેવા પાડેલા ભાગોમાંનો એક ભાગ તે અહિં એક અંશ અથવા એક ગુણ કહેવાય છે એ અંશનો હવે એક ભાગ કલ્પીએ તો કલ્પી શકાય નહિં. કારણકે એવી સૂક્ષ્મતા હવે પડી શકે નહિં. તેથી તેવો નિર્વિભાજ્ય એક અંશ તે અહિં ગુણ શબ્દથી વ્યપદેશવાળો જાણવો.

૨. જે પુદ્દગલદ્રવ્યમાં આપણે ભાવાપ્રદેશીપણું વિચારવાનું હોય તે પુદ્દગલદ્રવ્યમાં સર્વે વર્ણ ગંધ રસ સ્પર્શ એટલે ૨૦ ગુણ એકીવખતે એક ગુણ ( એક અંશ ) વાળા હોવા જોઇએ એમ નહિં, તેમજ વર્ણ પાંચે અથવા ગંધ બન્ને અથવા રસ પાંચે અથવા સ્પર્શ આઠે એક ગુણવાળા હોવા જોઇએ એવો પણ નિયમ નહિં, અર્થાત્ 'જે પુદ્દગલના સમકાળે પાંચે વર્ણ એક ગુણવળા હોય તે વર્ણથી ભાવાપ્રદેશી, જે પુદ્દગલોના સમકાળે પાંચે રસ એક ગુણવાળા હોય તે રસથી ભાવાપ્રદેશી, અને જે પુદ્દગલોના આઠે સ્પર્શ સમકાળે એક ગુણવાળા હોય તે પુદ્દગલો સ્પર્શથી ભાવાપ્રદેશી કહેવાય એમ ન જાણવું પરન્તુ—

૧. જે પુદ્દગલ વર્ણાદિ ૨૦માંના કોઇપણ એકવડે એકગુણ હોય તે **ભાવાપ્રદેશી.**

પુદ્ગલો કહેવાય, તેમજ એકગુણ સુગંધવાળા અથવા એકગુણ દુર્ગંધવાળા જે પુદ્ગલો હોય તે (ગંધની અપેક્ષાએ) ભાવાપ્રદેશી કહેવાય. એકગુણતિક્ત એકગુણ કટુ એકગુણ કષાયી એકગુણ આમ્લ અથવા એકગુણ મધુરરસવાળા પુદ્ગલો રસથી ભાવાપ્રદેશી કહેવાય, અને જે પુદ્ગલો એકગુણરૂક્ષ અથવા એકગુણસ્નિગ્ધ, અથવા એક ગુણશીત અથવા એકગુણ ઉષ્ણ, અથવા એકગુણ મૃદુ અથવા એક ગુણ કર્કશ, અથવા એક ગુણ લઘુ અથવા એકગુણ ગુરૂ સ્પર્શવાળા હોય તે (સ્પર્શની અપેક્ષાએ) ભાવાપ્રદેશી પુદ્ગલો કહેવાય. આવા ભાવાપ્રદેશી પુદ્ગલો ભાવસપ્રદેશી પુદ્ગલોની અપેક્ષાએ ઘણાજ અલ્પ હોય છે. ભાવાપ્રદેશી પુદ્ગલોમાં જે એકગુણ વર્ણ એકગુણ ગન્ધ એકગુણરસ અને એકગુણ સ્પર્શ કહ્યો, તેનાથી વિપરીતરીતે એટલે દ્વિગુણાદિ વર્ણવાળા દ્વિગુણાદિ ગન્ધવાળા દ્વિગુણાદિ રસવાળા અને દ્વિગુણાદિ સ્પર્શવાળા જે પુદ્ગલો તે ભાવથી સપ્રદેશી પુદ્ગલો કહેવાય.

૭ પ્ર૦—સૂક્ષ્મનિગોદ અથવા બાદરનિગોદમાં અનન્તાજીવો છે, એમ આપણા શાસ્ત્રો જણાવે છે. બટાકા, સકરીઆ વિગેરે કંદમૂલમાં પણ અનન્તજીવ છે એમ વારંવાર કહેવાય છે. તો એક શરીરમાં અનન્તજીવોનો સમાવેશ શી રીતે થઇ શકે ? (૨૨૩)

૭ ઉ૦—એક પદાર્થમાં બીજા પદાર્થને રહેવાની બે રીતિ સ્પષ્ટ દેખાય છે, તેમાં પ્હેલી અપ્રવેશરીતિ છે. જેમ એક ડબ્બીમાં લખોટી રાખી હોય તે જેવી રીતે ડબ્બીને કેવળ સ્પર્શ કરીને ભિન્નપણે રહે છે તે અપ્રવેશરીતિ છે, અને લોખંડના ગોળામાં અગ્નિ, એક દીપકના તેજમાં બીજા દીપકનું તેજ ઇત્યાદિનું અવ-

---

૨. જે પુદ્ગલમાં પાંચ વર્ણમાંનો કોઇપણ વર્ણ એકગુણ હોય, તો તે પુદ્ગલ વર્ણથી **ભાવાપ્રદેશી.**

૩. જે પુદ્ગલમાં બે ગંધમાંનો કોઇપણ ગંધ એકગુણ હોય તો તે પુદ્ગલ ગંધથી **ભાવાપ્રદેશી.**

૪. જે પુદ્ગલમાં પાંચ રસમાંથી કોઇ પણ રસ એક ગુણવાળો હોય તો તે રસથી **ભાવાપ્રદેશી.**

૫. જે પુદ્ગલમાં આઠ સ્પર્શમાંથી કોઇ પણ સ્પર્શ એક ગુણવાળો હોય તો તે **સ્પર્શથી ભાવાપ્રદેશી.**

ગાહન તે પ્રવેશરીતિ અથવા સંક્રાન્તરીતિ કહેવાય છે. ક્ષેત્રમાં ક્ષેત્રી એટલે આકાશમાં ધર્માસ્તિકાયાદિ દ્રવ્યોનો અવગાહ સંક્રાન્તાવગાહ છે, પુદ્ગલમાં પુદ્ગલનો અવગાહ સંક્રાન્ત અસંક્રાન્ત બન્ને પ્રકારનો હોય છે. પુદ્ગલમાં આત્માનો અર્થાત્ શરીરમાં આત્માનો સંક્રાન્ત અવગાહ હોય છે. એક જીવમાં બીજા જીવનો પણ સંક્રાન્ત અવગાહ હોય છે. એ પ્રમાણે અહિં નિગોદ-શરીરમાં એક જીવ સંક્રાન્ત અવગાહે એટલે પરસ્પર તાદાત્મ્યપણે રહેલો હોય છે તેમ બીજો જીવ પણ તેમાં સંક્રમીને રહેલો હોય છે. તેવી રીતે ત્રીજો જીવ, તેવીજ રીતે ચોથો જીવ એમ યાવત્ સંખ્યાતજીવ, અસંખ્યાતજીવ અને અનન્તજીવો પણ પરસ્પર એક બીજામાં પ્રવેશ કરી સંક્રમીને રહે છે. જેથી એક શરીરમાં જુદે જુદે સ્થાને અથવા જુદા જુદા અવગાહ રોકીને રહેલા હોય એમ નથી. પરંતુ સર્વે જીવો એકજ શરીરમાં સરખી અવગાહનાએ પરસ્પર પ્રવેશ કરીને રહેલા હોય છે. અહિં કદાચ શંકા થાય કે- એક પદાર્થ બીજા પદાર્થમાં સર્વથી પ્રવેશ કરીને કેમ રહી શકે? તે શંકાના સમાધાનમાં સમજવું જોઈએ કે-એક દીપકના તેજમાં બીજા દીપકનું તેજ પ્રવેશ થતું પ્રત્યક્ષ માલમ પડે છે. માટે જાણી શકાય છે કે એક પદાર્થમાં બીજો પદાર્થ પ્રવેશ કરીને રહી શકે છે. ( ૨૨૩ )

૮ પ્ર૦—કદાચ ઉપર કહેવા પ્રમાણે હોય તોપણ એક શરીરમાં બે ચાર પાંચ કે દશ જીવો પરસ્પર પ્રવેશ કરીને રહી શકે, પરંતુ એકજ શરીરમાં અનન્તજીવો પ્રવેશ કરીને રહી શકે એ શી રીતે સમજાય? ( ૨૨૪ )

૮ ઉ૦—જો એક શરીરમાં એક જીવ રહ્યો તે પ્રમાણે બીજો જીવ રહી શકે છે તો તે મુજબ બીજા અનેક જીવો કેમ ન રહી શકે? અર્થાત્ એક શરીરમાં એક જીવની માફક બીજો જીવ રહ્યો તેમ ત્રીજો ચોથો સંખ્ય અસંખ્ય અને યાવત્ અનન્તજીવો પણ રહી શકે, અને જો એટલા જીવો ન રહી શકે તો એક શરીરમાં એક જીવ સિવાય બીજો જીવ પણ ન રહેવો જોઇએ એ સામાન્ય નિયમ છે. પુનઃ બીજી વાત એ છે કે જીવજ જીવમાં પ્રવેશ કરી શકે છે એમ નથી, પરન્તુ રૂપી એવા પુદ્ગલો પણ પુદ્ગલોમાં પરસ્પર સર્વાંશે

પ્રવેશ કરીને રહી શકે છે. એક પરમાણુમાં બીજો પરમાણુ, તેમાં ત્રીજો પરમાણુ, તેમાંજ ચોથો પાંચમો સંખ્યાત અસંખ્યાત યાવત્ અનંત પરમાણુઓ તે એક વિવક્ષિત પરમાણુમાં પ્રવેશ કરી શકે છે. અને તેથીજ અનન્તપ્રદેશી સ્કંધોની પણ એક આકાશપ્રદેશ જેટલી અવગાહના સિદ્ધ થઈ શકે છે. પુદ્ગલતો રૂપી પદાર્થ છે, તે પ્રમાણે જીવમાં પરસ્પર અનન્તજીવોનો પ્રવેશાવગાહ માનવો અયુક્ત નથી. જેમ ક્ષુધાવસ્થાને પમાડેલો ( બુભુક્ષિત ) પારો સેંકડો તોલા સોનું પ્રવેશ કરી જાય છે ( પોતાનામાં સમાવી દે છે ) છતાં વજન કે આકાર વૃદ્ધિ પામતો નથી. જે માટે લોક-પ્રકાશમાં કહ્યું છે કે—

( परमाण्वादिना द्रव्येणैकेनापि प्रपूर्यते । स्वप्रदेशथा द्वाभ्यामपि ताभ्यां तथा त्रिभिः ॥ १ ॥ अपि द्रव्यशतं मायात्तत्रैवैक प्रदेशके । मायात् कोटिशतं मायादपि ,कोटिसहस्रकम् ॥ २ ॥ अवगाहस्वभावत्त्वादंतरिक्षस्य तत्समं । चित्रत्त्वाच्च पुद्गलानां परिणामस्य युक्तिमत् ॥ ३ ॥ दीप्रदीपप्रकाशेन यथावरकोदरं । एकेनाऽपि पूर्यते तच्छतमप्यत्र माति च ॥ ४ ॥ विशत्यौषधिसामर्थ्यात् पारदस्यैककर्षके । सुवर्णस्य कर्षशतं तौल्ये कर्षाधिकं न तत् ॥ ५ ॥ पुनरौषधिसामर्थ्यात्तद्वयं जायते पृथक् । सुवर्णस्य कर्पशतं पारदस्यैककर्पकः ॥ ६ ॥ ”

ભાવાર્થ—એક આકાશપ્રદેશ એક પરમાણુવડે પણ પૂરાય છે તથા બે પરમાણુઓ વડે પણ પૂરાય છે, તેમજ ત્રણ પરમાણુવડે પણ પૂરાય છે. ॥ ૧ ॥ પુનઃ તે એક આકાશપ્રદેશમાં સેંકડો પરમાણુ દ્રવ્યો સમાય છે, સેંકડો ક્રોડ પરમાણુ દ્રવ્યો સમાય છે અને હજારો ક્રોડ પણ પરમાણુ દ્રવ્યો સમાઇ જાય છે. એ પ્રમાણે દ્રવ્યો પરસ્પર પ્રવેશી શકે છે તેનું કારણ શું ? તે દર્શાવે છે— ॥ ૨ ॥ એ સર્વ દ્રવ્યોના પ્રવેશનું કારણ એ છે કે—આકાશનો તથાપ્રકારનો અવગાહ સ્વભાવ છે અને પુદ્ગલોના પરિણામ વિચિત્ર છે માટે એ સર્વ બાબત યુક્તિસંગત છે. ॥ ૩ ॥ તેજ વાત દૃષ્ટાન્તથી સિદ્ધ કરાય છે દેદીપ્યમાન એક દીપકના પ્રકાશ વડે જેમ ઓરડાનો મધ્ય ભાગ પૂરાય છે તેમ તેજ ઓરડામાં બીજા સેંકડો દીપકોનો પ્રકાશ પણ સમાઈ જાય છે ॥ ૪ ॥ પુનઃ

બીજું દૃષ્ટાન્ત—ઔષધિના સામર્થ્યથી એક કર્ષ ( તોલા ) પારામાં ૧૦૦ કર્ષ ( તોલા ) સોનું પ્રવેશ કરે છે છતાં તે એક કર્ષ પારો વજનમાં વધતો નથી ॥ ૫ ॥ વળી ઔષધિના સામર્થ્યથી ૧૦૦ કર્ષ સોનું અને એક કર્ષ પારો બન્ને જુદા પણ પડી શકે છે. " આ ભાવાર્થ શ્રી ભગવતીસૂત્રના ૧૩ માં શતકના ચોથા ઉદ્દેશાની વૃત્તિમાં પણ સ્પષ્ટ જણાવેલ છે. આ પ્રમાણે રૂપી પદાર્થો પણ એક બીજામાં પરસ્પર પ્રવેશ કરીને રહી શકે છે તો નિગોદ અથવા બટાકા વિગેરે કંદમૂલમાં અરૂપી એવા અનંતજીવો પોતપોતાની જુદી અવગાહના ન રોકતાં એકજ અવગાહનામાં સર્વે પરસ્પર એક બીજામાં પ્રવેશ કરીને રહી શકે તેમાં કાંઈ આશ્ચર્ય નથી. કારણકે દ્રવ્યોના પરિણામ-સ્વભાવ વિચિત્ર હોય છે. ( ૨૨૪ )

૯ પ્ર૦—નિગોદના એકંદર ભેદ કેટલા? ( ૨૨૫ )

૯ ઉ૦—સૂક્ષ્મનિગોદ અને બાદરનિગોદ, તે પ્રત્યેકના બે ભેદ સૂક્ષ્મઅપર્યાપ્તનિગોદ અને સૂક્ષ્મપર્યાપ્તનિગોદ, બાદરઅપર્યાપ્તનિગોદ અને બાદરપર્યાપ્તનિગોદ. એમ એકંદર ચાર ભેદ થાય. અથવા વ્યાવહારિકનિગોદ અને અવ્યાવહારિકનિગોદ એમ પણ બે ભેદ કહેવાય છે. ( ૨૨૫ )

૧૦ પ્ર૦—નિગોદજીવો લોકમાં સર્વત્ર છે? કે અમુક સ્થાનમાં છે? ( ૨૨૬ )

૧૦ ઉ૦—સૂક્ષ્મનિગોદ સર્વ લોકાકાશમાં અતિનિબિડપણે વ્યાપ્ત હોય છે. લોકમાં એવું કોઇ સ્થાન નથી કે કોઈ આકાશ પ્રદેશ નથી કે જ્યાં સૂક્ષ્મનિગોદ ન હોય. બાદરનિગોદનું સ્થાન સર્વ દ્વીપ-સમુદ્રોમાં અને વાસ્તવિક રીતે સર્વ જળાશયોમાં અને સર્વ વનસ્પતિસ્થાનોમાં હોય છે. 'जत्थ जलं तत्थ वणं' 'જ્યાં જળ ત્યાં વનસ્પતિ' એ વચન વિશેષતા બાદરનિગોદની અપેક્ષાએ છે. જો કે કાચા સ્વચ્છ જળમાં બાદરનિગોદ દેખાતી નથી તોપણ અદશ્યપણે બાદરનિગોદ અવશ્ય છે. એ ભાવાર્થ ન્યા. વિ. ઉપા. શ્રીમદ્ યશોવિજયજી મહારાજે ધર્મપરીક્ષા ગ્રન્થમાં કહેલ છે જેથી બાદરનિગોદ લોકના અસંખ્યાતભાગમાં છે. અને સૂક્ષ્મનિગોદ (તો) ઉપર જણાવ્યા મુજબ સર્વ લોકમાં છે. ( ૨૨૬ )

૧૧ પ્ર૦—નિગોદને પર્યાપ્તિ કેટલી હોય? (૨૨૭)

૧૧ ઉ૦—લબ્ધિ અપર્યાપ્ત-સૂક્ષ્મનિગોદ તથા લબ્ધિ અપર્યાપ્ત બાદરનિગોદજીવોને આહાર શરીર અને ઇન્દ્રિય એ ત્રણ પર્યાપ્તિઓ હોય છે. ચોથી ઉચ્છ્વાસપર્યાપ્તિનો આરંભ કરેલો હોય પરંતુ અપર્યાપ્તા હોવાથી પૂર્ણ થઇ શકતી નથી. અને લબ્ધિપર્યાપ્ત સૂક્ષ્મનિગોદ તથા લબ્ધિપર્યાપ્તબાદરનિગોદને આહાર-શરીર-ઇન્દ્રિય-ઉચ્છ્વાસ એ ચારે પર્યાપ્તિઓ હોય છે. (૨૨૭)

૧૨ પ્ર૦—નિગોદને પ્રાણ કેટલા હોય? (૨૨૮)

૧૨ ઉ૦—અપર્યા૦ સૂક્ષ્મ તથા અપર્યા૦ બાદરનિગોદજીવોને સ્પર્શેન્દ્રિય આયુષ્ય અને કાયબલ એ ત્રણ પ્રાણ હોય. પર્યાપ્ત સૂક્ષ્મ તથા પર્યાપ્ત બાદરનિગોદ જીવોને સ્પર્શનેન્દ્રિય આયુષ્ય-ઉચ્છ્વાસ અને કાયબલ એમ ચાર પ્રાણો હોય છે. (૨૨૮)

૧૩ પ્ર૦—નિગોદ જીવોની યોનિ તથા કુલ કેટલા હોય? (૨૨૯)

૧૩ ઉ૦—યોનિ ચૌદ લાખ અને કુલ અઠ્ઠાવીશ લાખ ક્રોડ હોય છે. સમવર્ણ-સમગંધ-સમ રસ અને સમ સ્પર્શવાળું ઉત્પત્તિસ્થાન એક યોનિમાં ગણાય છે અને તેથી અસંખ્ય નિગોદ છતાં સમાનવર્ણાદિની અપેક્ષાએ ચૌદ લાખ ભેદ પડે છે. એક યોનિમાં ઉત્પન્ન થતા ભિન્ન ભિન્ન જાતિના જીવો તે કુલ ગણાય છે. (૨૨૯)

૧૪ પ્ર૦—નિગોદ જીવોની યોનિ સંવૃત હોય કે વિવૃત? (૨૩૦)

૧૪ ઉ૦—સૂક્ષ્મ-બાદર બન્ને પ્રકારના નિગોદ જીવો સંવૃતયોનિવાળા છે. કારણ કે નિગોદની ઉત્પત્તિસ્થાનરૂપયોનિ સ્પષ્ટ દેખાતી નથી. (૨૩૦)

૧૫ પ્ર૦—નિગોદની ભવસ્થિતિ કેટલી હોય? (૨૩૧)

૧૫ ઉ૦—બન્ને પ્રકારની નિગોદનું જઘન્ય આયુષ્ય ૨૫૬ આવલિકા પ્રમાણ ક્ષુલ્લકભવ જેટલું છે અને ઉત્કૃષ્ટ આયુષ્ય એથી અધિક અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ છે. (૨૩૧)

૧૬ પ્ર૦—નિગોદજીવોની કાયસ્થિતિનું કેટલું પ્રમાણ? (૨૩૨)

૧૬ ઉ૦—અવ્યવહાર રાશિરૂપ નિગોદની અપેક્ષાએ જઘન્ય

અથવા ઉત્કૃષ્ટસ્થિતિ અનાદિ સાન્ત અને અનાદિ અનન્ત છે. અર્થાત્ જે જીવો નિગોદમાંથી હજુ નીકળ્યા નથી પણ નીકળશે તેઓની કાયસ્થિતિ અનાદિ સાન્ત અને જે જીવો નીકળ્યા નથી અને નીકળવાના પણ નથી તે નિગોદ જીવોની કાયસ્થિતિ અનાદિ અનંત છે. તથા જે નિગોદજીવો અનાદિ નિગોદમાંથી એટલે અવ્યવહારરાશિમાંથી નીકળી વ્યવહાર રાશિમાં આવીને પુન: નિગોદપણું પામ્યા છે તેઓની નિગોદપણાની કાયસ્થિતિ સાદિ સાન્ત છે એટલે કાળથી અસંખ્ય-ઉત્સર્પિણી અવસર્પિણી સુધી નિગોદપણાનો અનુભવ કરશે અને ક્ષેત્રથી અસંખ્યલોકાકાશના જેટલા આકાશ પ્રદેશો તેટલા કાળચક્રો સુધી નિગોદપણું [1]અનુભવશે ( ૨૩૨ )

૧૭ પ્ર૦—નિગોદજીવોને શરીર કેટલાં હોય ? ( ૨૩૩ )

૧૭ ઉ૦—ઔદારિક, તૈજસ અને કાર્મણ એમ ત્રણ શરીર હોય છે. ઔદારિક શરીર અનન્તજીવોનું એક હોય છે. તૈજસ-કાર્મણ શરીર જીવ માત્રનાં દરેકનાં જુદાં હોય છે. ( ૨૩૩ )

૧૮ પ્ર૦—નિગોદજીવોનું સંસ્થાન કેવું હોય ? ( ૨૩૪ )

૧૮ ઉ૦—નિગોદજીવોને હુંડક સંસ્થાન હોય છે, વિશેષ વિચાર કરતાં શ્રીજીવાભિગમજીમાં સૂક્ષ્મનિગોદ અને બાદરનિગોદનું પણ અનિયત આકારવાળું સંસ્થાન કહ્યું છે, અને સંગ્રહણીની વૃત્તિમાં સામાન્યપણે નિગોદનું સ્તિબુક ( પરપોટા ) આકારે સંસ્થાન જણાવેલ છે. ( ૨૩૪ )

૧૯ પ્ર૦—નિગોદજીવોનું શરીરપ્રમાણ કેટલું હોય ? (૨૩૫)

૧૯ ઉ૦ – સૂક્ષ્મ-બાદર બન્ને નિગોદજીવોનું શરીર જઘન્યથી અંગુલનો અસંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટથી પણ અંગુલનો અસંખ્ય ભાગ છે પરંતુ જઘન્ય કરતાં ઉત્કૃષ્ટ ભાગ કાંઇક અધિક જાણવો. એમાં પરસ્પર હીનાધિક શરીર આ પ્રમાણે છે:—

૧ આ લખાણ સૂક્ષ્મનિગોદ અને બાદરનિગોદ બન્નેમાં ભવપૂર્ત્તિની અપેક્ષાએ કહ્યું. અન્યથા બાદર નિગોદ તો બાદર નિગોદમાં ૭૦ કો૦ કો૦ સાગર સુધી ઉત્પન્ન થઇ શકે છે. એમ કાયસ્થિતિ સ્તોત્રમાં તથા પ્રજ્ઞાપનાના ૧૮ મા પદમાં કહ્યું છે.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ અપર્યાપ્તસૂક્ષ્મનિગોદની | | જઘન્ય | | અવગાહના | સર્વથી લઘુ | તેથી |
| ૨ ,, | બાદર | ,, | ,, | ,, | અસંખ્યગુણ | ,, |
| ૩ પર્યાપ્ત | સૂક્ષ્મ | ,, | ,, | ,, | ,, | ,, |
| ૪ ,, | બાદર | ,, | ,, | ,, | ,, | ,, |
| ૫ અપર્યાપ્તસૂક્ષ્મ | | ,, | ઉત્કૃષ્ટ | ,, | ,, | ,, |
| ૬ પર્યાપ્ત | ,, | ,, | ,, | ,, | ,, | ,, |
| ૭ અપર્યાપ્ત બાદર | | ,, | ,, | ,, | ,, | ,, |
| ૮ પર્યાપ્ત | ,, | ,, | ,, | ,, | ,, | ,, |

એ પ્રમાણે આઠે પ્રકારે નિગોદજીવોની અવગાહનાની તરતમતા જાણવી. (૨૩૫)

૨૦ પ્ર૦—નિગોદજીવોને સમુદ્ઘાત કેટલા હોય? (૨૩૬)

૨૦ ઉ૦—બન્ને નિગોદના જીવોને કષાય-વેદના અને મરણ એમ ત્રણ સમુદ્ઘાત હોય છે, વિશેષમાં એ છે કે નિષ્કૂટસ્થાને રહેલા નિગોદ તથા અગોચરસ્થાને રહેલા નિગોદ કે જ્યાં વાયુ આદિનો વિશેષ આઘાત પહોંચી શકતો નથી તેવા સ્થાનમાં રહેલા ઓને વેદના સમુદ્ઘાત નથી હોતો એમ શ્રીપ્રજ્ઞાપના સૂત્રમાં કહ્યું છે (૨૩૬)

૨૧ પ્ર૦—નિગોદના જીવો કઇ કઇ ગતિમાં ઉત્પન્ન થઈ શકે? (૨૩૭)

૨૧ ઉ૦—નિગોદજીવો મરણ પામીને સર્વે એકેન્દ્રિયોમાં, સર્વવિકલેન્દ્રિયોમાં, સંખ્યાત આયુષ્યવાળા ગર્ભજ તિર્યંચપંચેન્દ્રિયોમાં, સંખ્યાત આયુષ્યવાળા ગર્ભજ મનુષ્યોમાં અને સંમૂર્ચ્છિમ તિર્યંચ મનુષ્યોમાં ઉત્પન્ન થાય છે, પરન્તુ યુગલિકમાં દેવમાં અને નારકમાં ઉત્પન્ન થતા નથી. (૨૩૭)

૨૨ પ્ર૦—નિગોદમાં કોણ કોણ ઉત્પન્ન થાય? (૨૩૮)

૨૨ ઉ૦—એ જીવોની જ્યાં જ્યાં ગતિ કહી છે, ત્યાંથી ત્યાંથી આગતિ પણ જાણવી, અર્થાત્ તે તે સ્થાનોથી મરણ પામેલા જીવો નિગોદમાં ઉત્પન્ન થઈ શકે છે, પરન્તુ યુગલિક દેવ અને નારક એ ત્રણ જીવો મરણ પામીને અનન્તરપણે નિગોદમાં ઉત્પન્ન થઈ શકતા નથી. એટલે કે આગતિ ગતિ તુલ્ય છે. (૨૩૮)

૨૩ પ્ર૦—એક સમયમાં કેટલા જીવો નિગોદમાં ઉત્પન્ન થાય? ( ૨૩૯ )

૨૩ ઉ૦—એક સમયમાં જઘન્યથી પણ અનંત નિગોદજીવો ઉત્પન્ન થાય છે. પરન્તુ સંખ્ય અથવા અસંખ્ય નિગોદ જીવો ઉત્પન્ન થતા નથી, ઉત્કૃષ્ટથી એક સમયમાં તેથી પણ વધુ અનન્ત નિગોદજીવો ઉત્પન્ન થાય છે. માટે દર સમયે અનન્તનિગોદજીવોની ઉત્પત્તિ છે. જેમ ઉત્પત્તિ છે તેમ પ્રતિ સમય અનન્ત નિગોદ જીવોનું ચ્યવન-મરણ પણ થયા કરે છે. એકજ નિગોદમાં જેટલા અનન્ત જીવો વિવક્ષિત સમયે છે તેમાંનો અનન્તજીવાત્મક એક અસંખ્યાતમો ભાગ એક સમયમાં મરણ પામે છે અને તેજ સમયે પુનઃ અનન્તજીવાત્મક એક અસંખ્યાતમો ભાગ પરભવથી આવીને તે નિગોદમાં ઉત્પન્ન થાય છે. એ પ્રમાણે પ્રતિ સમયે એક એક અસંખ્યાતમો ભાગ ઘટતાં ઘટતાં વિવક્ષિત નિગોદના સર્વે જીવો અન્તર્મુહૂર્ત્ત માત્રમાં સર્વે વિનાશ પામે છે. તેથી અન્તર્મુહૂર્ત્ત માત્ર વ્યતીત થતાં બીજે સમયે જોઇએ તો તે નિગોદમાં સર્વ જીવો નવાજ આવેલા હોય છે. અને પૂર્વે જે જીવો હતા તેમાંનો એક પણ જીવ વિદ્યમાન હોય નહિં. એ રીતે જેમ એક નિગોદ અન્તર્મુહૂર્ત્ત માત્રમાં સર્વથા પરાવર્ત્તન પામી જાય છે તેમ લોકવર્તી દરેક નિગોદ પણ અન્તર્મુહૂર્ત્ત માત્રમાં પરાવર્ત્તન પામે છે. એ પ્રમાણે સદાકાળ નિગોદો દર અન્તર્મુહૂર્ત્તે સર્વથા નવી નવી ઉત્પન્ન થાય છે પરંતુ તે નિગોદો કદી પણ જીવરહિત થતી નથી. ( ૨૩૯ )

૨૪ પ્ર૦—નિગોદમાં ઉપપાત ચ્યવનનો વિરહકાળ કેટલો હોય? ( ૨૪૦ )

૨૪ ઉ૦—પ્રતિસમય અનન્તજીવાત્મક એક એક અસંખ્યાતમો ભાગ દરેક નિગોદમાંથી મરણ પામે છે અને નવો ઉત્પન્ન થાય છે, માટે નિગોદમાં ઉપપાત-ચ્યવનનો વિરહકાળ હોઇ શકતોજ નથી. ( ૨૪૦ )

૨૫ પ્ર૦—નિગોદમાંથી નીકળેલા જીવો અનન્તર મનુષ્યાદિ ભવમાં સમ્યક્ત્વાદિ ગુણોને પામે ખરા ? ( ૨૪૧ )

૨૫ ઉ૦—નિગોદજીવો મરણ પામીને જો અનન્તરપણે પંચેન્દ્રિયતિર્યંચ થાય તો સમ્યકત્વ અને દેશવિરતિ પણ પામી શકે છે. તથા જો અનન્તરપણે મનુષ્યભવમાં ઉત્પન્ન થાય તો સમ્યકત્વ દેશવિરતિ સર્વવિરતિ અને યાવત્ મોક્ષપણ પામી શકે છે. (૨૪૧)

૨૬ પ્ર૦—નિગોદના જીવો અનન્તરપણે મનુષ્યભવમાંથી મોક્ષે જાય તો કેટલા જઇ શકે? ( ૨૪૨ )

૨૬ ઉ૦—નિગોદમાંથી નીકળી અનન્તરપણે મનુષ્યભવ પામી મોક્ષે જાય તો વધારમાં વધારે છ જીવો મોક્ષે જઇ શકે છે. (૨૪૨)

૨૭ પ્ર૦—નિગોદજીવોને લેશ્યાઓ કેટલી હોય? ( ૨૪૩ )

૨૭ ઉ૦—દરેક નિગોદજીવને અન્તર્મુહૂર્ત્તે પરાવર્ત્તન પામતી કૃષ્ણ-નીલ અને કાપોત ત્રણ લેશ્યાઓ હોય છે. ( ૨૪૩ )

૨૮ પ્ર૦—નિગોદના જીવોને કેટલી દિશાનો આહાર હોય? ( ૨૪૪ )

૨૮ ઉ૦—લોકની અંદર રહેલા નિગોદજીવોને છ દિશાનો આહાર હોય છે અને લોકના નિષ્કૂટ તેમજ પ્રાન્તભાગમાં રહેલાઓને ૩-૪-૫ દિશાનો પણ આહાર યથાસંભવ હોય છે (૨૪૪)

૨૯ પ્ર૦—નિગોદના જીવોને સંઘયણ હોય? અને હોય તો કયાં હોય? ( ૨૪૫ )

૨૯ ઉ૦—હાડકાના અભાવે નિગોદજીવોને સંઘયણ નથી. મતાંતરે સેવાર્ત્ત સ્વીકાર્યું છે તે પણ બલની અપેક્ષાએ જાણવું. ( ૨૪૫ )

૩૦ પ્ર૦—નિગોદજીવોને આહારાદિ સંજ્ઞા તેમજ કષાય હોય? ( ૨૪૬ )

૩૦ ઉ૦—આહાર, ભય, મૈથુન અને પરિગ્રહ એ ચારે સંજ્ઞાઓ અવ્યક્તપણે પ્રત્યેક નિગોદને હોય છે. એજ પ્રમાણે ચારે કષાયો પણ અવ્યક્તપણે હોય છે. ( ૨૪૬ )

૩૧ પ્ર૦—નિગોદના જીવોને ઇન્દ્રિયો તથા સંજ્ઞિપણું હોય? ( ૨૪૭ )

૩૧ ઉ૦—પાંચ ઇન્દ્રિયો પૈકી એક સ્પર્શનેન્દ્રિય હોય, પરંતુ

ભૂત-ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળનો વિચાર કરવામાં અ-સમર્થ હોવાથી અસંજ્ઞિ હોય છે. ( ૨૪૭ )

૩૨ પ્ર૦—નિગોદના જીવોને ત્રણ વેદમાંથી કયો વેદ હોય? (૨૪૮)

૩૨ ઉ૦—નિગોદ જીવોને કેવળ નપુંસક વેદજ હોય છે અને તે પણ કષાય અને સંજ્ઞાની માફક અવ્યકત હોય છે. ( ૨૪૮ )

૩૩ પ્ર૦—નિગોદજીવો સમ્યગ્દૃષ્ટિ-મિશ્રદૃષ્ટિ કે મિથ્યાદૃષ્ટિ હોય? તથા તેમને કયું ગુણસ્થાનક હોય? ( ૨૪૯ )

૩૩ ઉ૦—સર્વે નિગોદજીવો મિથ્યાદૃષ્ટિજ હોય છે અને એ પ્રમાણે અવ્યકતમિથ્યાત્વ હોવાથી તેમને સદાકાળ પ્રથમગુણ-સ્થાનકજ હોય. ( ૨૪૯ )

૩૪ પ્ર૦—નિગોદજીવોને જ્ઞાન અને દર્શન તથા ઉપયોગ હોય? અને હોય તો કયા કયા હોય? ( ૨૫૦ )

૩૪ ઉ૦—મતિ અજ્ઞાન, શ્રુત અજ્ઞાન એમ બે અજ્ઞાન હોય અને ચાર દર્શન પૈકી એક અચક્ષુદર્શન હોય અને બે અજ્ઞાન તેમજ એક દર્શન મળી ત્રણ ઉપયોગ હોય. ( ૨૫૦ )

૩૫ પ્ર૦—નિગોદજીવોને ત્રણ આહાર પૈકી કયો આહાર હોય અને તે ક્યારે હોય? ( ૨૫૧ )

૩૫ ઉ૦—વિગ્રહ ગતિ વિના નિગોદજીવો સદાકાળ આહારી હોય. વિગ્રહ ગતિમાં પણ વધારામાં વધારે ત્રણ ( અથવા ચાર ) સમય સુધી અણાહારી હોય. પુનઃ એ જીવોને ઉત્પન્ન થતી વખતે શરીરપર્યાપ્તિ પૂર્ણ ન થાય ત્યાં સુધી ઓજઆહાર હોય, અને શરીરપર્યાપ્તિ પૂર્ણ થયા બાદ લોમાહાર હોય. એ બન્ને પ્રકારનો આહાર પણ એ જીવોને અનાભોગિક ( સ્પષ્ટ ઉપયોગ રહિત પણે ) હોય છે. એ આહાર સચિત્તાદિ ત્રણે પ્રકારનો હોય છે. આહારનું અંતર એક સમયનું પણ હોતું નથી. ( ૨૫૧ )

૩૬ પ્ર૦—પંદર યોગ પૈકી નિગોદજીવોને કેટલા યોગ હોય? ( ૨૫૨ )

૩૬ ઉ૦—નિગોદજીવોને વિગ્રહગતિમાં તેમજ ઉત્પત્તિના પ્રથમ સમયે કેવલ કાર્મણકાયયોગ હોય છે, અને ત્યારબાદ અ-

પર્યાપ્તાવસ્થા સુધી ઔદારિક મિશ્ર અને તે પછી ઔદારિક કાયયોગ હોય છે. (૨૫૨)

૩૭ પ્ર૦—નિગોદજીવોનું પ્રમાણ કેટલું ? (૨૫૩)

૩૭ ઉ૦—અપર્યાપ્ત સૂક્ષ્મનિગોદાદિ ચારે પ્રકારના નિગોદ જીવો અનન્તલોકાકાશના જેટલા આકાશપ્રદેશ તેથી પણ અનન્ત ગુણ છે. તેમાં પણ—

૧ બાદર પર્યાપ્ત નિગોદજીવો સર્વથી અલ્પ તેથી
૨ બાદર અપર્યાપ્ત નિગોદ જીવો અસંખ્યગુણ તેથી
૩ સૂક્ષ્મ અપર્યાપ્ત નિગોદજીવો અસંખ્યગુણ. તેથી
૪ સૂક્ષ્મ પર્યાપ્ત નિગોદજીવો અસંખ્યગુણ છે. (૨૫૩)

૩૮ પ્ર૦—ચારે દિશાઓ પૈકી કઇ દિશામાં નિગોદજીવો વધારે અને કઇ દિશામાં ઓછા હોય ? (૨૫૪)

૩૮ ઉ૦—સૂક્ષ્મ નિગોદજીવો સર્વલોકમાં અતિનિબિડપણે સર્વત્ર વ્યાપ્ત હોવાથી તે જીવોની અપેક્ષાએ સર્વદિશાઓમાં નિગોદજીવો સરખા છે: અને બાદરનિગોદની અપેક્ષાએ વિચારીએ તો પશ્ચિમદિશામાં અલ્પ છે. તેથી પૂર્વદિશામાં વિશેષ છે તેથી દક્ષિણદિશામાં વિશેષ છે અને તેથી ઉત્તરદિશામાં વિશેષ છે. આ અલ્પબહુત્વ બાદર અપ્‌કાયની અપેક્ષાએ વિચારવાનું છે, કારણ કે બાદરવનસ્પતિનું અલ્પબહુત્વ જળના અલ્પબહુત્વ સાથે સંબંધ ધરાવનારૂં છે. જ્યાં જળ વધારે ત્યાં વનસ્પતિ પણ વધારે એ સામાન્ય નિયમ છે. (૨૫૪)

૩૯ પ્ર૦—નિગોદજીવો મૂલ તથા ઉત્તર પ્રકૃતિની અપેક્ષાએ કેટલાં કર્મોનો બંધ કરે ? (૨૫૫)

૩૯ ઉ૦—સામાન્યપણે નિગોદના જીવો મૂળ આઠ કર્મનો બંધ કરે છે અને ઉત્તરપ્રકૃતિ આશ્રયી ૧૦૯ કર્મ પ્રકૃતિઓ બાંધે છે. કારણકે સમ્યક્ત્વના અભાવે જિનનામ કર્મ, ચારિત્રના અભાવે આહારકદ્વિક અને દેવનારકમાં જવાના અભાવે વૈક્રિયાષ્ટક એ ૧૧ પ્રકૃતિઓ નિગોદજીવો કોઇપણ વખતે બાંધતાં નથી. એ વ્યવહારરાશિમાં ઉત્પન્ન થનારા નિગોદ આશ્રયી જાણવું, પરન્તુ જેઓ અવ્યવહારરાશિમાં હોઇને અનન્તકાળ સુધી અ-

વ્યવહારરાશિમાંજ રહેવાવાળા છે અને કદિ પણ બહાર નીકળી વ્યવહારરાશિપણું પામવાના નથી તેવા જીવો તો

| | |
|---|---|
| ૫ જ્ઞાનાવરણ | ૨૪ મોહનીય ( ૨૮ માંથી મિશ્ર-સમ્ય, સ્ત્રી, પુરૂષ, વિના ) |
| ૯ દર્શનાવરણ | |
| ૨ વેદનીય | ૨૮ નામકર્મ-તે આ પ્રમાણે-તિર્યંગ્ગતિ એકેન્દ્રિયજાતિ-તૈજસ-કાર્મણ-ઔદારિક શરીર-હુંડક સંસ્થાન-વર્ણાદિ ૪ તિર્યંગાનુપુર્વી--અગુરૂલઘુ--ઉપઘાત-પરાઘાત-ઉચ્છ્વાસ સ્થાવર-સૂક્ષ્મ-સાધારણ અપર્યાપ્ત-પર્યાપ્ત-સ્થિર અસ્થિર-શુભ-અશુભ-દૌર્ભાગ્ય-અનાદેય-અપયશ-નિર્માણ. ( = ૨૮ ) |
| ૧ નીચગોત્ર | |
| ૫ અંતરાય | |
| ૧ તિર્યંગાયુ | |
| —— | |
| ૨૩ | |

૨૩ + ૨૫ + ૨૮ = ૭૬ પ્રકૃતિનો બંધ અનાદિ અનંત ભાંગાવાળી અવ્યવહારી નિગોદને જાણવો. ( ૨૫૫ )

૪૦ પ્ર૦—નિગોદના જીવોને કેટલી પ્રકૃતિનો ઉદય તથા ઉદીરણા હોય ? ( ૨૫૬ )

૪૦ ઉ૦—અનાદિ અનન્ત ભાંગાવાળા નિગોદજીવો જેટલી પ્રકૃતિઓ બાંધી શકે છે તેટલી પ્રકૃતિઓજ તેમને ઉદય યોગ્ય જાણવી, કારણ કે નિગોદને જેટલી પ્રકૃતિઓ ઉદય યોગ્ય હોય તેટલીજ પ્રકૃતિઓ નિગોદમાં ઉત્પન્ન થનારા બીજા જીવો તેમજ અનાદિ અનંત અવ્યવહારી નિગોદજીવો બાંધી શકે છે. અર્થાત્ ૭૬ પ્રકૃતિઓનો ઉદય હોય છે તેમજ તેટલી પ્રકૃતિઓની ઉદીરણા હોય છે. ( ૨૫૬ )

૪૧ પ્ર૦—નિગોદજીવોને સત્તા કેટલી પ્રકૃતિઓની હોય ?(૨૫૭)

૪૧ ઉ૦—જિનનામ-આહારકદ્વિક સમ્ય૦ મિશ્ર દેવાયુ નરકાયુ- દેવગતિ, નરકગતિ, દેવાનુપૂર્વી અને નરકાનુપૂર્વી એ ૧૧ પ્રકૃતિઓ વિના શેષ ૧૩૭ પ્રકૃતિઓની સત્તા હોય. એ સામાન્ય નિગોદ આશ્રયી જાણવું. અને અનાદિ-અનંત અવ્યવહારી નિગોદને તો જેટલો બંધ તેટલોજ ઉદય અને તેટલીજ સત્તા હોવાથી ૭૬ પ્રકૃતિની સત્તા (૧૨૦ ની અપેક્ષાએ ) હોય. ( ૨૫૭ )

૪૨ પ્ર૦—નિગોદના જીવો નિગોદમાંથી નીકળીને મનુષ્ય થાય તો કઈ કઈ પદવીઓ મેળવી શકે? ( ૨૫૮ )

૪૨ ઉ—નિગોદજીવને અગ્રભવમાં તીર્થંકર, ચક્રવર્ત્તી, વાસુદેવ, અને બલદેવ એ ચારે પદવીઓ વિના ૧ માંડલીક પદવી, ચક્રવર્ત્તીના ચૌદ રત્નની પદવી, સમ્યક્ત્વ દેશવિરતિ સર્વવિરતિ અને કેવલિપણું એ ૧૯ પદવીઓ પામે, એમ સામાન્ય વનસ્પતિની પદવી ઉપરથી પન્નવણજીમાં ૨૦ મા પદને વિષે કહેલી વ્યાખ્યાનુસારે સંભવ રહે છે. ( ૨૫૮ )

૪૩ પ્ર૦—'ઘટે ન राशिनिगोदकी वढे न सिद्ध अनन्त' એ પંક્તિનો વાસ્તવિક અર્થ શું છે? કારણ કે મહાવિદેહાદિક્ષેત્રમાં મોક્ષ માર્ગ ચાલુ હોવાથી સિદ્ધોની સંખ્યામાં વૃદ્ધિ થાય છે અને જેટલા જીવો મોક્ષે જાય છે તેટલા જીવો અવ્યવહાર રાશિમાંથી વ્યવહાર રાશિમાં આવે છે. એટલે નિગોદજીવોની સંખ્યામાં પણ હાનિ થાય છે. ( ૨૫૯ )

૪૩ ઉ૦—સિદ્ધની રાશિ જે ( પાંચમે ) અનન્તે છે તે સદાકાળ ( થોડી થોડી વધવા છતાં પણ ) અનન્તજ રહેવાની છે, પણ (પાંચમા ) અનન્તથી વધીને કોઇ દિવસ ચોથી રાશિના નામવાળી ( અથવા તો છઠ્ઠા અનન્ત જેટલી ) કોઇ કાળે થવાની નથી. કારણ કે જૈન શાસ્ત્રમાં પદાર્થ સંખ્યા માટે 'સંખ્યાત [૨]અસંખ્યાત તથા [૩]અનન્ત એ ત્રણ રાશિ સર્વજ્ઞ ભગવંતે નિયત કરેલી છે. ( તેમાં પણ અભવી ચોથે અનન્તે સિદ્ધ પાંચમે અનન્તે, ભવી આઠમે અનન્તે વિગેરે બાબતો નિશ્ચિત છે ) ચોથી સંખ્યા-રાશિનો અભાવ છે તો હવે સિદ્ધરાશિ દરવખતે વધવા છતાં પણ અનન્તથી આગળ શું વધવાની હોય! એ પ્રમાણે નિગોદરાશિ એટલે મુખ્યત્વે અવ્યવહારરાશિ જો કે દરવખતે ઘટે છે તો પણ ઘટીઘટીને અનન્તકાળે પણ એવી નથી ઘટવાની કે જે અવ્યવહારી નિગોદ અનન્ત છે તે મટીને અસંખ્ય થઇ જાય. એ સંખ્ય અસંખ્ય અને અનન્ત એમ ત્રણ રાશિની અપેક્ષાએ નિગોદરાશિ ઘટવાની નથી તેમજ સિદ્ધરાશિ વધવાની નથી. એથી 'घटे न राशि निगोदकी वढे न सिद्ध अनन्त' એ ઉક્તિ બરાબર અક્ષરક્ષઃ સત્ય છે. અને વાસ્તવિક રીતે દરવખતે નિગોદ રાશિ કિં-

ચિત્ ઘટતી જાય છે અને સિદ્ધરાશિ કિંચિત્ વધતી જાય છે તે પણ સત્ય છે. (૨૫૯)

૪૪ પ્ર૦—કિંચિત્ ઘટતાં ઘટતાં પણ અનન્તકાળે નિગોદના અનંતજીવો મટીને અસંખ્ય જેટલાં (ઓછા) કેમ ન થાય ? (૨૬૦)

૪૪ ઉ૦—ત્રણકાળના સમયો કરતાં સર્વજીવો અનન્તગુણ છે, અથવા ત્રણ કાળના સમયો કરતાં નિગોદજીવો પણ અનન્તગુણ છે. તો હવે એવો કયો કાળ આવે કે જે કાળે નિગોદજીવો અનન્ત છે તે ઘટીને અસંખ્યાત થઈ જાય ?

પુનઃ શ્રી પ્રજ્ઞાપના સૂત્ર વિગેરેમાં 'આગળ કહેવાતી અ-વ્યવહાર રાશિ એટલે અનાદિનિગોદ જે સ્વીકારેલી છે તે રાશિ અનંતકાળ સુધી રહેવાની છે એમ સ્પષ્ટ જણાવ્યું છે, જેથી તે અનાદિ નિગોદ જો કોઇપણ કાળે અનંત મટીને અસંખ્ય થાય તો જરૂર અસંખ્યાત મટીને સંખ્યાત થતાં વાર ન લાગે. અને જ્યાં સંખ્યાત થઈ કે તુર્ત્ત નિર્લેપ-ખાલી થતાં પણ વાર ન લાગે અને જો અનાદિ નિગોદરૂપ અવ્યવહારરાશિ ખાલી થઈ જાય તો પછી વ્યવહારરાશિ ક્રમે ક્રમે ખાલી થઇ જાય અને તેમ થતાં લોકમાં કેવળ અભવ્યજીવો બાકી રહે. અને ભવ્યજીવો સિદ્ધિ પદને પામેલા હોવાથી સિદ્ધિગમન પણ અટકે. એમ સર્વ ભવ્ય અને સિદ્ધિ ગમનનો વિચ્છેદ તે કોઇપણ કાળે શ્રી સર્વજ્ઞભગવંતે ઇચ્છેલો નથી. માટે અનાદિ નિગોદ અનંત મટીને અસંખ્ય નહિ થાય એમ સ્પષ્ટ રીતે સમજવું સુગમ છે. પુનઃ એ અનાદિ નિ-ગોદમાં ભવ્ય અને અભવ્ય બન્ને પ્રકારના અનન્ત અનન્તજીવો સદાકાળ (કિંચિત્ કિંચિત્ ઓછા થવા છતાં પણ) અનંન્ત અ-નન્તજ રહેવાના છે, જે માટે કહ્યું છે કે—

सामग्गी अभावाओ, ववहारियरासिय अप्पवेसाओ !
भव्वा वि ते अणंता, जे सिद्धि सुहं न पाविंति ॥ १ ॥

અર્થ—સામગ્રીના અભાવથી વ્યવહારરાશિમાં નહિં પ્રવેશ થવાથી જે ભવ્યો મોક્ષ સુખ પામવાના નથી તેવા ભવ્ય જીવો (અપિ શબ્દથી અભવ્યજીવો) પણ અનન્ત છે. (૨૬૦)

૪૫ પ્ર૦—પ્રત્યેક વનસ્પતિમાં સર્વકાળ પ્રત્યેક વનસ્પતિ-

પણુંજ રહે છે કે કોઈ અવસ્થામાં સાધારણપણું પણ હોય છે? તેમજ સાધારણ વનસ્પતિ સર્વદા સાધારણ વનસ્પતિરૂપજ હોય કે કોઇ અવસ્થામાં પ્રત્યેક વનસ્પતિપણું હોય? (૨૬૧)

૪૫ ઉ૦—સર્વે વનસ્પતિઓ 'सव्वोवि किसलओ खलु उग्गममाणो अनंतओ भणिओ' એ વચનથી કિસલય અવસ્થામાં તો અવશ્ય અનન્તકાયજ હોય છે ત્યારબાદ તે કિસલય વૃદ્ધિ પામતો અનન્તકાય પણ હોય અને પ્રત્યેક પણ થાય. કારણ કે જો સાધારણ વનસ્પતિ હોયતો સાધારણ (અનન્તકાય) રૂપેજ રહે, અને પ્રત્યેક વનસ્પતિકાય હોયતો વૃદ્ધિ પામતો કિસલય પ્રત્યેકવનસ્પતિ થાય. વનસ્પતિની કિસલયાવસ્થા અન્તર્મુહૂર્ત્ત જેટલી હોય (૨૬૧)

૪૬ પ્ર૦—જ્યારે કોઈ એક ગતિમાં વર્ત્તતા જીવનું આયુષ્ય પૂર્ણ થાય છે અને તે અન્ય ગતિમાં ઉત્પન્ન થાય છે, તે અન્યગતિમાં ઉત્પન્ન થનારો જીવ કેટલા પ્રકારે અન્ય ગતિમાં ઉત્પન્ન થાય? (૨૬૨)

૪૬ ઉ૦—એક ગતિ (ભવ) માંથી અન્ય ગતિ (ભવ)માં ઉત્પન્ન થનારો જીવ બે પ્રકારે ઉત્પન્ન થાય છે. એક 'ઈલિકાગતિ' વડે અને બીજી 'કન્દુકગતિ' વડે અથવા 'ઋજુગતિ' વડે અને 'વક્રાગતિ' વડે (૨૬૨)

૪૭ પ્ર૦—ઈલિકાગતિ અને કન્દુકગતિ કોને કહેવાય? (૨૬૩)

૪૭ ઉ૦—ઇયળ જેમ પોતાનું આગલું શરીર આગળ ફેંકીને ત્યારબાદ પાછળના શરીરને સંકેચીને ઇષ્ટ સ્થાને જાય છે તેમ જીવ પણ પ્રથમ આત્મપ્રદેશોને દીર્ઘ દંડાકાર કરી ઉત્પત્તિસ્થાને પહોંચે છે. તે વખતે મરણસ્થાન અને ઉત્પત્તિસ્થાન એ બન્ને સ્થાનમાં અને અન્તરાલમાં આત્મપ્રદેશની દીર્ઘશ્રેણિ લંબાયેલી હોય છે, ત્યારબાદ મરણ સ્થાનથી આત્મપ્રદેશોને સંહરી લઈ સર્વે આત્મપ્રદેશો ઉત્પત્તિસ્થાને ખેંચી લ્યે છે. તેને ઈલિકાગતિ કહેવાય છે.

દડો જેમ સર્વાંશે ઉછળીને અન્ય સ્થાને જઈ પહોંચે છે, તેમ આત્મા પણ સર્વ આત્મપ્રદેશો વડે પિંડિત થયો થકો દડાની

માફક અથવા તોપના ગોળાની માફક ઉત્પત્તિ સ્થાને પહોંચી જાય છે તેને कन्दुकगत्ति કહેવાય છે. સંસારીજીવોને ઈલિકા અને કન્દુક બન્ને ગતિ હોય છે. સિદ્ધના જીવોને મોક્ષમાં જતાં કેવળ કન્દુકગતિજ હોય છે. ( ૨૬૩ )

૪૮ પ્ર૦—ઋજુગતિ અને વક્રાગતિ કોને કહેવાય ? (૨૬૪)

૪૮ ઉ૦—ઊર્ધ્વલોકથી અધોલોકે અથવા અધોલોકથી ઊર્ધ્વલોકે તથા પૂર્વથી પશ્ચિમ અથવા પશ્ચિમથી પૂર્વમાં એમ સીધી દિશામાં જીવ જે એક સમયમાં ઉત્પન્ન થાય છે તેને ऋजुगति કહેવાય છે. અને દિશામાંથી વિદિશામાં અથવા વિદિશામાંથી દિશામાં અથવા વિદિશામાંથી વિદિશામાં બે સમય ત્રણસમય કિંવા ચાર સમય ( અથવા કોઇ અપેક્ષાએ પાંચ સમય ) સુધીમાં એક ભવમાંથી અન્ય ભવમાં જે ઉત્પન્ન થવું તેનું નામ वक्रागत्ति અથવા विग्रहगत्ति કહેવાય છે. આ વક્રાગતિ. એક વક્રાગતિ, દ્વિવક્રાગતિ, ત્રિવક્રાગતિ અને ચતુર્વક્રાગતિ એમ ચાર પ્રકારની છે જે અનુક્રમે આ પ્રમાણે—

एकवक्रागति—દિશિમાંથી નીકળી અધઃ વા ઊર્ધ્વ ઉત્પન્ન થવું હોય તો એક વક્રાગતિ થાય. કારણ કે દિશામાંથી નીકળી ઉત્પત્તિ સ્થાનની સમશ્રેણિમાં આવી ત્યાંથી ઉત્પત્તિસ્થાને પહોંચે ઈત્યાદિ રીતે એમાં અનેક ભાંગા પણ ઉપજે તે સ્વયં વિચારવા. આકૃતિ. આ પ્રમાણેઃ—



द्विवक्रागति—ત્રસનાડી બહાર અધોલોકમાં દિશિથી નીકળી ત્રસનાડીમાં પ્રવેશી ઊર્ધ્વલોકે સન્મુખ દિશામાં ઉત્પન્ન થાય ત્યારે દ્વિવક્રાગતિ થાય. એમાં પહેલો સમય ત્રસનાડીની બહારની દિશિમાંથી ત્રસનાડીમાં પ્રવેશ કરવાનો, બીજો સમય ત્રસનાડીમાં ઊર્ધ્વદિશિગમનો અને ત્રીજો સમય સન્મુખદિશિગત ઉત્પત્તિ સ્થાનમાં પ્રવેશનો એમ ત્રણ સમયની દ્વિવક્રાગતિ થાય છે.

આ પ્રમાણે— એકસમય

બી
જો
સ
મ
ય

ત્રીજેસમય

ત્રિવક્રાગતિ—ત્રસનાડી બહાર અધોલોકની વિદિશામાંથી ઊર્ધ્વલોકમાં ત્રસનાડી બહાર દિશામાં ઉત્પન્ન થાય, અથવા અધોલોકમાં ત્રસનાડી બહાર દિશિમાં રહેલો જીવ ઊર્ધ્વલોકમાં ત્રસનાડી બહાર વિદિશામાં ઉત્પન્ન થાય, પુનઃ એજ બે પ્રકારે ઊર્ધ્વલોકમાંથી અધોલોકમાં ઉત્પન્ન થાય તો એ ચારે ભાંગે ત્રિવક્રાગતિ થાય છે. આકૃતિ નીચે મુજબ—



ચતુર્વક્રાગતિ—અધોલોકમાં ત્રસનાડીબહાર વિદિશામાં રહેલો જીવ ઊર્ધ્વલોકમાં ત્રસનાડીબહાર વિદિશામાં ઉત્પન્ન થાય, અથવા ઊર્ધ્વલોકમાં ત્રસનાડી બહાર વિદિશામાં રહેલો જીવ અધોલોકમાં ત્રસનાડીબહાર વિદિશામાં ઉત્પન્ન થાય ત્યારે પાંચ સમય પ્રમાણ ચતુર્વક્રાગતિ થાય. આકૃતિ આ પ્રમાણે:—



ત્રસનાડી બહારની વિદિશામાં

૪૯ પ્ર૦—ઉપશમ અને ક્ષયોપશમ એ બેમાં તફાવત શું? (૨૬૫)

૪૯ ઉ૦—સર્વઘાતીપ્રકૃતિની અપેક્ષાએ વિચારીએ તો ઉપશમમાં રસોદય (વિપાકોદય) તથા પ્રદેશોદય એ બન્નેનો અભાવ

છે અને ક્ષયોપશમમાં તો કેવળ રસોદયનોજ અભાવ હોય છે પરંતુ પ્રદેશોદયતો વર્ત્તતો હોય છે. તથા દેશઘાતીપ્રકૃતિની અપેક્ષાએ વિચારીએ તો ઉપશમમાં રસોદય તથા પ્રદેશોદય એ બન્નેનો અભાવ હોય છે અને ક્ષયોપશમમાં અલ્પદેશઘાતી રસોદય અથવા તો રસોદય રહિત કેવળ પ્રદેશોદય પણ હોય. એ પ્રમાણે ઉપશામ અને ક્ષયોપશમમાં બે રીતે તફાવત છે. (૨૬૫)

૫૦ પ્ર૦—ઉદયમાં આવતા કર્મપ્રદેશો સર્વથા રસ રહિત હોય ખરા? કે જેથી રસોદય રહિત કેવળ પ્રદેશોદય હોઈ શકે? (૨૬૫)

૫૦ ઉ૦—ઉદયમાં આવતા કર્મપ્રદેશો જોકે સર્વથા શુભ અથવા અશુભ રસ રહિત હોતા નથી, પરંતુ શુભ કિંવા અશુભ રસ વડે યુક્તજ હોય છે. (૨૬૬)

૫૧ પ્ર૦—જો એમ હોયતો સર્વથા રસ રહિત કેવળ પ્રદેશોદય કેવીરીતે હોય? (૨૬૭)

૫૧ ઉ૦—પ્રદેશોદયનો અર્થ 'સર્વથા રસરહિત કર્મપ્રદેશોનો ઉદય' એમ નથી, પરંતુ પ્રદેશોદયનો વાસ્તવિક અર્થ આ પ્રમાણે છે;

બંધાયેલું કર્મ સ્વરુપે (પોતાના સ્વભાવે) ઉદયમાં આવે તોતે રસોદય અથવા વિપાકોદય કહેવાય. અને સ્વરૂપે ઉદયમાં નહિ આવતાં પરરુપે (એટલે ઉદયવતી પર પ્રકૃતિમાં સંક્રમીને (પરપ્રકૃતિ રૂપે( ઉદયમાં આવે તો તે પ્રદેશોદય અથવા સ્તિવુકસંક્રમ કહેવાય., અથવા જેવા તીવ્રરસે (સર્વઘાતી રૂપે) બંધાયું હોય તેવા તીવ્રરસે (સર્વઘાતીપણે) ઉદયમાં ન આવતાં અતિ મંદ રસરૂપે( એટલે દેશઘાતીરૂપે) થઇ ઉદયમાં આવે તો તે ઉદય પણ જોકે રસોદય છે તોપણ પ્રદેશોદય સરખો અને ક્ષયોપશમભાવની ગણત્રીમાં આવનારો છે એમ જાણવું. (૨૬૭)

૫૨ પ્ર૦—બંધાયલું કર્મ સ્વરૂપે.ઉદયમાં ન આવતાં પરરૂપે ઉદયમાં આવવાનું કારણ શું? જ્યાંસુધી સ્વરૂપોદયને અવકાશ ન મળે ત્યાંસુધી ઉદયરહિત કેમ ન વર્ત્તે? (૨૬૮)

૫૨ ઉ૦—જે કર્મની અબાધાસ્થિતિ સમાપ્ત થઇ તે કર્મ કોઇ પણ પ્રકારે ઉદયમાં આવી નિર્જરવુંજ જોઇએ એવો અવશ્ય

નિયમ છે, માટે અબાધાસ્થિતિ સમાપ્ત થતાં જો વિરોધી પ્રકૃતિનો તે વખતે ઉદય ચાલુ હોય તો પોતે વિરોધી પ્રકૃતિમાં સંક્રમીને (એટલે વિરોધી પ્રકૃતિરૂપે પરીણમીને) પણ ઉદયમાં આવે અને વિરોધિ પ્રકૃતિનો ઉદય બંધ પડતાં તે કર્મ સ્વરૂપેજ ઉદયમાં આવે, અથવા કદાચ વિરોધિ પ્રકૃતિનો ઉદય ન હોય પરંતુ તે સ્થાનજ સ્વરૂપોદયને અયોગ્ય હોય તોપણ પરપ્રકૃતિરૂપે ઉદયમાં આવવુંજ જોઇએ એવા નિયમને અનુસરીને કર્મ પ્રદેશોદયરૂપે અથવા તો રસોદયરૂપે પણ ઉદયમાં આવવુંજ જોઈએ, કારણકે અબાધાસ્થિતિ સમાપ્ત થઇ છે માટે. (૨૬૮)

૫૩ પ્ર૦—હવે એ વાત સમજાય છે કે અબાધાસ્થિતિ સમાપ્ત થયે કર્મને ઉદયમાં આવ્યા વિના તો છુટકોજ નથી, અને તે સ્વરૂપે અથવા તો પરરૂપે પણ ઉદયમાં તો આવવુંજ જોઈએ' પરંતુ એ પ્રમાણે વિચારતાં તો ક્ષયોપશમભાવ સિવાયની બીજી પણ અનેક પ્રકૃતિઓ પ્રદેશોદયથી પણ ઉદયમાં અવવીજ જોઈએ. (૨૬૯)

૫૩ ઉ૦—હા, ધ્રુવોદય સિવાયની સર્વ અધ્રુવોદયી પ્રકૃતિઓ પ્રદેશોદયથી અને રસોદયથી બન્ને પ્રકારે ઉદયમાં આવી શકે છે અને ધ્રુવોદયપ્રકૃતિઓનો તો રસોદય ધ્રુવ હોવાથી હંમેશા રસોદયથીજ ઉદયમાં આવી શકે છે. જેમ જ્ઞાનવરણીયની પાંચ પ્રકૃતિઓ ધ્રુવોદયી હોવાથી હમેશાં રસોદયવાળી છે અને જિન નામ આહારકદ્વિક આદિ પ્રકૃતિઓ અધ્રુવોદયી હોવાથી અન્તમૂહુર્ત્ત આદિ-અબાધાસ્થિતિ સમાપ્ત થયે પ્રદેશોદય અને તેવા પ્રકારની અવસ્થા પ્રાપ્તથતાં રસોદયવાળી પણ વર્તે છે. (૨૬૯)

૫૪ પ્ર૦—શ્રી ભગવતી સૂત્ર (શતક ૨૦, ઉ૦ ૨, સૂ. ૨) માં ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયનાં અભિવચનો આપેલાં છે, તો અહીં અભિવચનથી શું સમજવું? ટીકાકાર શ્રી અભયદેવસૂરિ મહારાજા એનો અર્થ પર્યાય કરે છે તો તે હકીકત કેવીરીતે સંગત થાય છે? શું પ્રાણાતિપાત વિરમણાદિને ધર્માસ્તિકાયના પર્યાયરૂપે ગણાવાય? અને ગણાવાય તો કયા નયના આધારે? અને તેમ થતાં ધર્માસ્તિકાયના સ્વરૂપમાં ભિન્નતા આવે તેનું શું? (૨૬૦)

૫૪ ઉ૦—જૈન શાસ્ત્રોમાં એકજ વસ્તુને કહેવાવાળાં પર્યાયો જ્યાં આપવામાં આવે છે ત્યાં એકાર્થિક અનર્થાન્તર પર્યાય અને નામધેય વિગેરે શબ્દો આપવામાં આવે છે, અને તેવી જગ્યા ઉપર આપેલા શબ્દો એકજ અભિધેયને કહેવાવાળાં હોય છે, પણ શ્રીભગવતીજીમાં જણાવેલા પૂર્વોક્ત સૂત્રમાં એકાર્થિક અનર્થાન્તર પર્યાય કે નામધેય તરીકે નામો નહિં જણાવતાં 'અભિવચન' તરીકે તે નામો જણાવેલા છે, તેથી તે અભિવચનો એકજ વસ્તુને કહેનાર હોય એમ કહી શકાય નથિં. આવશ્યક નિર્યુક્તિમાં જેમ આકાશને ક્ષેત્ર તરીકે જણાવી પાછળથી વ્યંજન પર્યાયમાત્રની સરખાવટ લઈને ઇક્ષુક્ષેત્ર અને શાલિક્ષેત્રાદિકના કરણોને ક્ષેત્રકરણ તરીકે જણાવ્યાં છે, તેમ અહીં પણ અભિવચન શબ્દ સર્વથા એક અર્થને કહેવાવાળા એકાર્થિક કરતાં અન્ય પ્રકારે એકાર્થિક કહેવાને માટેજ પ્રવર્તેલો છે કેમકે ઇક્ષુક્ષેત્રાદિકનું કરણ વાસ્તવિક રીતે દ્રવ્યકરણ બને છે, પણ ક્ષેત્ર (આકાશ) કરણ બનતું નથી અને તેથીજ વ્યંજન પર્યાયને પ્રાપ્ત એટલે માત્ર શબ્દોનીજ સરખાવટ લીધી છે તેવીરીતે અહીં પણ અભિવચન શબ્દ શબ્દોની સરખાવટને માટે માત્ર લેવાયતો અડચણ જણાતી નથી. વળી વ્યાકરણના નિયમ પ્રમાણે બે પદથી બનેલા શબ્દમાં પહેલા અને પછીના પદનો લોપ 'ત્તે લુગ્વા' એ સૂત્રથી થાય છે અને તેથી ધર્માસ્તિકાય એ નામ ધર્મ અને અસ્તિકાય એ બે પદથી બનેલુ હોઇ આગળના અસ્તિકાય પદનો લોપ થાય ત્યારે માત્ર ધર્મ પદ રહે અને તેથીજ સૂત્રકાર મહારાજાએ પણ ધર્માસ્તિકાયના અભિવચનોમાં પહેલુ 'धम्मेइ वा' એમ કહી ધર્મ શબ્દનેજ અભિવચન તરીકે જણાવ્યો છે અને તે ધર્મ શબ્દના પર્યાય (એકાર્થિક) તરીકે પ્રાણાતિપાત વિરમણાદિક ઇર્યાસમિતિ આદિને લેવામાં કોઇ પણ જાતની અડચણ દેખાતી નથી. ધ્યાન રાખવું કે અધર્માસ્તિકાયના અભિવચનોમાં પણ પહેલાં 'अधम्मेईवा' એમ કહ્યું છે અને તેથી પ્રાણાતિપાત વિગેરે અને ઈર્યાસમિતિનો અભાવ વિગેરેને અધર્મના અભિવચનો તરીકે જણાવ્યાં છે. (૨૭૦)

૫૫ પ્ર૦—આયુષ્ય જલદી ભોગવાઈ જાય અગર તુટે એમ

માનવામાં કરેલ કર્મનો વગર ઊપભોગે નાશ થયો એમ માનવું પડે કે નહિં? (૨૭૧)

૫૫ ઉ૦—આયુષ્ય તો શું! પણ આઠે કર્મો બાંધેલા હોય તે ભોગવવાં તો પડેજ છે. બાંધેલા કોઇપણ કર્મનો ભોગવટા સિવાય નાશ થતોજ નથી, પણ જ્ઞાનાવરણીયાદિ કર્મનો જ્ઞાનભક્તિ વિગેરે દ્વારાએ અને આયુષ્યનો ઉપક્રમદ્વારાએ જે નાશ કહેવાય છે તે માત્ર તેના ભોગને જલદી કરવાને અંગે અને તેના રસના નાશને અંગે છે; એટલેકે કર્મબંધ બે પ્રકારે છે, એક રસબંધ અને બીજો પ્રદેશબંધ, તેમાં જેવા રસથી કર્મ બાંધ્યું હોય તેવા રસથીજ તે ભોગવવું પડે એવો નિયમ નથી, કેમકે રસને અંગે બાંધવા જેવો ભોગવવાનો નિયમ રાખવામાં આવે તો આત્મનિંદન ગર્હણ પ્રાયશ્ચિત વિગેરે ક્રિયા નિષ્ફળ થવા સાથે સર્વધર્મક્રિયાઓ પણ નિષ્ફળ ગણવી પડે, એટલુંજ નહિં પણ જ્ઞાનાદિકને માટે અભ્યાસ વિગેરેની જરૂર રહેજ નહિ અને તે નિન્દનાદિ બધા નિષ્ફળ હોયતો કર્મના અટલ સિદ્ધાન્તને જાણનાર અને પ્રરૂપનાર મહાપુરૂષો તે નિન્દનાદિ કરવાનો ઉપદેશ અને તે દ્વારાએ કર્મનો નાશ થવાનું કહેતજ નહિં. બીજો બંધ જે પ્રદેશદ્વારાએ કહ્યો છે તે તો જેવો પ્રદેશબંધ થયો હોય તેવો ભોગવવોજ પડે. તત્ત્વ એ છે કે રસબંધ ભોગવવો અનિયમિત છે, પણ પ્રદેશબંધ ભોગવવો નિયમિત છે. (૨૭૧)

૫૬ પ્ર૦—રસ અને પ્રદેશના ભેદમાં કોઇ દ્રષ્ટાન્તથી સમજણ આપી શકાય ખરી? (૨૭૨)

૫૬ ઉ૦—કોઇક મનુષ્યે વગર વિચાર્યે વધારે કેરીઓ અથવા વધારે પ્રમાણમાં કેળાં ખાધા હોય અને પછી તેના પેટમાં દુખાવો થતાં વૈદ્યને તે દુઃખાવો ટાળવા માટે પુછવામાં આવે ત્યારે વૈદ્ય તે દુઃખાવાની શાંતિ માટે કેરી ખાનારને સુંઠ અને કેળાં ખાનારને એલચી ખાવાનું જે જણાવે છે તે સુંઠ અને એલચી ખાધા પછી માત્ર કેરી અને કેળાંનો વિકાર દુર થાય છે, પણ કેરી અને કેળાંના પુદ્દગલો જે પેટમાં રહેલા છે તેનો નાશ કરતા નથી. તે પુદ્દગલો તો જઠરમાંજ રહે છે, તેવી રીતે જ્ઞાનાવરણીયાદિના

જ્ઞાન રોકવા પ્રમુખ વિકારને જ્ઞાનભક્તિ વિગેરે ક્રિયા દૂર કરી શકે છે પણ તેના નીરસ ( અલ્પરસવાળાં ) પુદ્ગલો તો આત્માનેજ ભોગવવાંજ પડે છે. ( ૨૭૨ )

પ્ર૦—આયુષ્ય વિગેરે કર્મોના ઉપક્રમ થાય અને તેથી તે જલદી ભોગવાય છતાં તેમાં કરેલા કર્મનો નાશ ન માનવો તે કેમ બને ? ( ૨૭૩ )

ઉ૦—એક મનુષ્ય પ્રતિદિન શેર અનાજ ખાતો હોય અને તેને જો એક મણ અનાજ આપવામાં આવે તો તેનો ચાલીશ દિવસનો ખોરાક છે એમ કહી શકાય, છતાં તે મનુષ્યને કોઈક એવો જબરો ભસ્મક વ્યાધિ ઉત્પન્ન થાય અને તે ચાલીશ દિવસનો ખોરાક ચાર દિવસમાં ખાઇ જાય તેમાં આહાર જલદી ખાધો કહેવાય પણ આહારનો નાશ થયો કહેવાય નહિં. તેવીજ રીતે બાંધેલા કર્મો પણ અનુક્રમે ભોગવતાં જેટલો વખત લાગે તેના કરતાં થોડા વખતમાં જે કર્મ ભોગવી લેવાય તેનું નામ ઉપક્રમ ( નાશ ) કહેવાય છે. ઘડીયાળની કુંચી ઘડીયાળ રીતસર ચાલે તો છવીશ કલાક સુધી પહોંચવાની હોય છતાં જો તેની ઠેસ ખસી જાય કે ખીલી ઢીલી થાય તો તે ચાવી જલદી ઉતરી જાય તેમાં ચાવીનો નાશ થયો કહેવાય નહિં, તેવી રીતે અનુક્રમે ભોગવવાનું આયુષ્ય સો આદિ વરસ ચાલવાનું હોય છતાં સિદ્ધાન્તોમાં જણાવેલા અધ્યવસાનાદિ ઉપક્રમ દ્વારાએ જલદી અન્તર્મુહૂર્ત્તથી માંડીને કોઇપણ વખતમાં પુરૂ થઇ જાય તેમાં કર્મ ઉડી ગયું–કર્મનો ભોગવ્યા સિવાય નાશ થઈ ગયો એમ કહેવાય નહિં. ( ૨૭૩ )

૫૮ પ્ર૦—અસંખ્યાત વર્ષના આયુષ્યવાળા મનુષ્યતિર્યંચનું આયુષ્ય ઉપક્રમવાળું હોતું નથી એમ ખરૂં ? ( ૨૭૪ )

૫૮ ઉ૦—અસંખ્યાત વર્ષના આયુષ્યવાળા મનુષ્ય-તિર્યંચનું આયુષ્ય નાશ પામતું નથી ( ઉપક્રમવાળુ હોતું નથી ) એમ જે કહેવાય છે તે પર્યાપ્ત અવસ્થા થયા બાદ સમજવું. કારણ કે અપર્યાપ્ત અવસ્થામાં તો યુગલિકનું ત્રણ પલ્યોપમનું આયુષ્ય હોય તે પણ ઘટીને અન્તર્મુહૂર્ત્ત જેટલું થઈ જાય છે. એમ જો ન માનીએ

તો યુગલિકની સ્ત્રીઓને નવલાખ ગર્ભજ જીવોની ઉત્પત્તિ મનાય નહિં, અથવા તો અકર્મભુમિ ક્ષેત્રમાં અન્તર્મુહૂર્તથી માંડીને સંખ્યાત વર્ષના આયુષ્યવાળા ગર્ભજ મનુષ્યો માનવા પડે. પણ તે બનતું નથી. પણ अद्धाजुगुक्कोसं ઇત્યાદિ કર્મપ્રકૃતિ વિગેરે શાસ્ત્રોમાં કહ્યા મુજબ અપર્યાપ્ત અવસ્થામાં ત્રણ પલ્યોપમનું આયુષ્ય અપવર્ત્તનીય થાય છે. ( ૨૭૪ )

૫૯ પ્ર૦—તમસ્કાય શી વસ્તુ છે? તથા તે ક્યાંથી આવે છે? તેમજ હરરોજ નિયમિત ટાઇમેજ આવે તેનું શું કારણ? (૨૭૫)

૫૯ ઉ૦—તમસ્કાય એ અપ્કાયનો વિકાર છે, તથા અરૂણોદ નામના સમુદ્રના મધ્ય ભાગમાંથી તમસ્કાયની શ્રેણિ નીકળે છે. ભીની હવા થતાં તેનો વિશેષ વિસ્તાર થાય છે અને સૂર્યના પ્રચંડ કિરણો વિગેરેથી તેનો ધ્વંસ થતો હોય તેમ સમજાય છે. ( ૨૭૫ )

૬૦ પ્ર૦—ભરતની જે શાશ્વતી ગંગા નદી છે તે હાલ છે તે કે બીજી? ( ૨૭૬ )

૬૦ ઉ૦—દિલ્હી, કાનપુર, કાશી થઇને બંગાળના અખાતમાં મળેલી જે આધુનિક ગંગા છે તે અષ્ટાપદથી વાળીને સમુદ્રમાં મેળવેલી ગંગા છે એમ શ્રી અજિતનાથ પ્રભુના ચરિત્રના આધારે જણાય છે. ( ૨૭૬ )

૬૧ પ્ર૦—સૂર્યોદય થયા બાદ નવકારશી આદિનું પચ્ચક્ખાણ લેવાય કે નહિં? ( ૨૭૭ )

૬૧ ઉ૦—મુખ્યવૃત્તિએ સૂર્યોદય પહેલાં ધારવું અને લેવું જોઇએ, છતાં હંમેશા પચ્ચક્ખાણ કરનારાઓને માટે પછી, પણ કારણ સર લેવા ધારવામાં અડચણ નથી. ( ૨૭૭ )

૬૨ પ્ર૦—જંબૂદ્વીપના પશ્ચિમ મહાવિદેહમાં ચોવીશમી તથા પચ્ચીશમી વિજય છેવટ એક હજાર યોજના નીચે ગયેલ છે. તો તેવીરીતે પુષ્કરાર્દ્ધ અને ધાતકીખંડની તે તે વિજયો ઉંડાણવાળી હશે કે કેમ? (૨૭૮)

૬૨ ઉ૦—પુષ્કરાર્દ્ધ અને ધાતકીખંડના પૂર્વ-પશ્ચિમ થઇને ચાર ચાર મહાવિદેહ ક્ષેત્રોમાં બત્રીશે વિજયો સરખી સપાટીએ

છે અર્થાત્ જંબૂદ્વીપના મહાવિદેહની કુબડી વિજયોની માફક અહીંની કોઈપણ વિજયો ઉંડાઈવાળી નથી અને તેથીજ કુબડી તરીકે ગણાતી પણ નથી. જંબૂદ્વીપના મેરૂપર્વતની પશ્ચિમે રહેલા મહાવિદેહ ક્ષેત્રની સપાટી સરખી ન હોવાથી ધીમે ધીમે ઉતરતી છેવટે હજાર યોજન ઉંડી થઇ જાય છે તેથી માત્ર જંબૂદ્વીપની મહાવિદેહનીજ ૨૪–૨૫ મી વિજયો કુબડીવિજય તરીકે કહેવાય છે. (૨૭૮)

૬૩ પ્ર૦—યુગપ્રધાનો કેટલા હોય? એમનું લક્ષણ શું? અને હાલમાં કોઇ યુગપ્રધાન છે કે નહિં? (૨૭૯)

૬૩ ઉ૦—પ્રવચનસારોદ્ધારની રચના તેરમી શતાબ્દીમાં થયેલ છે અને તેમાં મહાવીર મહારાજાના શાસનમાં બે હજાર અને ચાર (૨૦૦૪) યુગ પ્રધાનો થવાનું સ્પષ્ટ જણાવ્યું છે. આવશ્યકચૂર્ણિ વિગેરેમાં આર્યમહાગિરિજી અને આર્યસુહસ્તિજીને યુગપ્રધાન તરીકે જણાવેલા છે, શ્રી નિશીથચૂર્ણિમાં આર્ય કાલકાચાર્યને યુગપ્રધાન તરીકે જણાવેલા છે અને શ્રી મહાનિશીથ સૂત્રમાં શ્રી પ્રભઆચાર્યને યુગપ્રધાન તરીકે જણાવવામાં આવ્યા છે. એ ઉપરથી યુગપ્રધાન શબ્દ અને તેની વિવક્ષા ઘણા પ્રાચીન કાળની છે એમ જણાય છે. જે કાળે જે પુરૂષો વર્ત્તતા હોય તે પુરૂષોમાં આગમના સૂક્ષ્મ બોધને લીધે જેઓ શ્રેષ્ઠ હોય છે તેઓને યુગપ્રધાનાગમ અર્થાત્ યુગપ્રધાન કહેવાય છે. તેઓ એકાવતારી હોય છે. વર્ત્તમાનકાળમાં યુગપ્રધાન તરીકે કોઇપણ વ્યક્તિ જાહેર જાણવામાં આવી નથી. (૨૭૯)

૬૪ પ્ર૦—સુકાએલું આદુ (સુંઠ) જો ખાવાના ઉપયોગમાં લઇ શકાય તો તે પ્રમાણે બીજા બટાટાં વિગેરે કંદમૂલ સુકવીને પણ વાપરવામાં શી અડચણ? (૨૮૦)

૬૪ ઉ૦—સુંઠ એ એક હલકા ઔષધ તરીકે ઉપયોગમાં આવે છે, તે શાકની માફક વધારે પ્રમાણમાં લઇ શકાતી નથી, બટાટા પ્રમુખ બીજા કંદમૂલો આસક્તિથી ખાવામાં આવે છે અને વધારે પ્રમાણમાં લેવાય છે. અને વધારે પ્રમાણમાં વાપરવામાં આવવાથી ઘણાજ જીવોની હિંસાનો પ્રસંગ આવે છે. વળી આ

બાબતમાં આચીર્ણ અનાચીર્ણ વિભાગો પણ ધ્યાનમાં લેવાની જરૂર છે. (૨૮૦)

૬૫ પ્ર૦—પર્યુષણા પછી ભાદરવા સુદિ આઠમના દિવસે સામાચારી (કલ્પસૂત્રનું નવમું વ્યાખ્યાન) કેટલીક જગ્યાએ વાંચવામાં આવે છે અને કેટલેક સ્થળે નથી વંચાતી, તે એમાં વ્યાજબી શું ? (૨૮૧)

૬૫ ઉ૦—સામાચારી સંવચ્છરીના દિવસેજ સભાસમક્ષ વંચાય તે વ્યાજબી છે. કોઈ સ્થાને આઠમના દિવસે વંચાય છે પણ વાંચવી ઠીક નથી, સંવચ્છરીના દિવસે બારસાસૂત્ર વાંચતી વખતે છેલ્લે સામાચારી અર્થસહિત વાંચી સંભળાવવી યોગ્ય છે. (૨૮૧)

૬૬ પ્ર૦—ચતુર્વિધ સંઘમાં કલ્પસૂત્ર, બારસા–મૂળસૂત્ર વાંચવાનો અધિકારી કોણ ? (૨૮૨)

૬૬ ઉ૦—કલ્પસૂત્રના યોગવહન કર્યા હોય એવા સાધુનેજ મુખ્યતાએ ચતુર્વિધ સંઘ આગળ કલ્પસૂત્ર, બારસા–મૂળસૂત્ર વાંચવાનો અધિકાર છે. (૨૮૨)

૬૭ પ્ર૦—છ અઠ્ઠાઇઓ પૈકી આશ્વિન અને ચૈત્ર માસની અઠ્ઠાઇઓ શાશ્વતી અને બાકીની ચ્યાર અઠ્ઠાઇઓ અશાશ્વતી કહેવાય છે તેનું શું કારણ ? (૨૮૩)

૬૭ ઉઃ—જે અઠ્ઠાઈનું આરાધન, ભૂત–ભવિષ્ય અને વર્ત્તમાન કોઈપણ તીર્થંકરના શાસનમાં અવશ્ય હોયજ તે અઠ્ઠાઈ શાશ્વતી કહેવાય, અને જે અઠ્ઠાઇનું આરાધન અમુક તીર્થંકર મહારાજાના શાસન વખતેજ હોય તે અઠ્ઠાઇ અશાશ્વતી કહેવાય છે. આશ્વિન અને ચૈત્ર માસની અઠ્ઠાઇમાં શ્રી સિદ્ધચક્ર મહારાજાનું આરાધન કરવામાં આવે છે, ત્રણે કાલના પ્રત્યેક તીર્થંકરોના શાસનમાં આ પરમપવિત્ર શ્રી સિદ્ધચક્ર ભગવંતનું આરાધન અવશ્ય હોય છે, જ્યારે ત્રણ ચોમાસાની અને એક સંવચ્છરી (પર્યુષણા) પર્વની અઠ્ઠાઇનું આરાધન, પહેલા અને છેલ્લા તીર્થંકરના શાસનમાંજ નિયત હોય છે. બાવીશ તીર્થંકરના શાસનમાં ત્રણ ચોમાસી, તથા સંવચ્છરી પર્વનું આરાધન અનિયત છે, જે વાત લગભગ

કલ્પસૂત્રાદિના વચનથી સર્વત્ર પ્રસિદ્ધ છે. આ કારણથી ચોમાસાની ત્રણ અને પર્યુષણની એક એ ચ્યાર અઠ્ઠાઇઓ અશાશ્વતી છે, તેમજ ત્રણે કાલના પ્રત્યેક તીર્થંકરના શાસનમાં શ્રી સિદ્ધચક્ર મહારાજનું આરાધન અવશ્ય હોવાથી આશ્વિન અને ચૈત્રની અઠ્ઠાઇઓ શાશ્વતી છે. ( ૨૮૩ )

૬૮ પ્ર૦—કોઈ કોઇ વખત વીંછણના પેટમાંથી વીંછી રૂપે અસંખ્યાબંધ બચ્ચાઓની ઉત્પત્તિ જોવામાં આવે છે, તો તે કેમ બને ? તેને ગર્ભજ તો કહી શકાય તેમ નથી ! કારણકે એકેન્દ્રિયથી અસંજ્ઞિપંચેન્દ્રિય સુધીના સર્વ જીવો સંમૂર્છિમજ હોય છે. (૨૮૪)

૬૮ ઉ૦—વીંછણના પેટમાંથી વીંછીરૂપે બચ્ચાઓની જે ઉત્પત્તિ જોવાય છે તે નર-માદાના સંયોગ પૂર્વક ન હોવાથી ગર્ભજ નથી. વીંછણના ઉદરમાં જે ઉત્પત્તિ જોવાય છે તેટલા માત્રથી ગર્ભજની શંકાને સ્થાન આપવાની જરૂર નથી. કિંતુ વીંછણના ઉદરમાંજ કોઇ એવા પ્રકારના (શુક્ર-શોણિત વિનાજ) સંયોગો તથા એ વીંછીરૂપે બચ્ચાઓની ઉત્પત્તિ લાયક વાતાવરણ કોઇવાર મલી આવે છે કે નરમાદાના સંયોગ વિના પણ ત્યાં સેંકડો બચ્ચાઓની ઉત્પત્તિ થાય છે. તે માટે નીચેનો પાઠ સાક્ષિ આપે છે. यथा छगणादौ समुत्पन्नो वृश्चिकः पुत्रादि व्यपदेशाऽविषयोऽपि तथाविधलोकानामशुभोदयात् तदीयोदरे वहवः संमूर्छिमा वृश्चिका उत्पद्यन्ते उदरं विदार्य च निर्गच्छन्ति, तद् दृष्ट्वा चेमे वृश्चिकया जाता इति मातृपुत्रादिरूपेण लोकोक्तिः प्रवर्त्तते। [ पर्युषणा दशशतकम् ] ભાવાર્થ-સ્પષ્ટ છે. ( ૨૮૪ )

૬૯ પ્ર૦—કેવળજ્ઞાનીમહારાજ ગૌચરી લેવા માટે જાય કે કેમ ? અથવા શ્રુતકેવલી તેમના માટે ગૌચરી લાવી આપે તો છદ્મસ્થનો લાવેલો આહાર કેવલીભગવંતને કલ્પે ખરો ? (૨૮૫)

૬૯ ઉ૦—શ્રુતકેવલીનો લાવેલો આહાર કેવલીભગવંત વાપરી શકે. જે માટે પિંડનિર્યુક્તિમાં કહ્યું છે કે—

'ओहो सुओवउत्तो सुयनाणी जइवि गिण्हइ असुद्धं ।
तं केवलिवि भुंजइ अपमाणं सुयं भवे इहरा ॥ १ ॥'

ભાવાર્થ—ઓઘથી શ્રુતના ઉપયોગવાળા શ્રુતજ્ઞાની કદાચ

અશુદ્ધ આહાર લાવે તો પણ કેવલીભગવંત તે આહાર વાપરે. અન્યથા શ્રુત અપ્રમાણ થાય. (૨૮૫)

૭૦ પ્ર૦—દશ જણને એકીસાથે એકજ ક્ષેત્રમાં કેવળજ્ઞાન ઉત્પન્ન થાય તો તે અવસરે પહેલી દેશના કોણ આપી શકે? (૨૮૬)

૭૦ ઉ૦—કેવલજ્ઞાન થયા બાદ જોકે નાના મોટાનો (વંદ-નાદિકનો) પરસ્પર વ્યવહાર નથી, એટલે ગમે તે દેશના આપે તેમાં હરકત ન હોય, અથવા તો વધુ ચારિત્રપર્યાયવાળા પ્રથમ ધર્મદેશના આપે તો તે પણ વિચાર કરતાં ઠીક લાગે છે. (૨૮૬)

૭૧ પ્ર૦—અનંતજીવોએ સિદ્ધક્ષેત્ર (સિદ્ધાચળ) માં સિદ્ધિ-પદને પ્રાપ્ત કર્યું. તેજ ક્ષેત્રમાં વર્ત્તમાન ચોવીશીમાંથી એકપણ તીર્થંકર મહારાજાએ સિદ્ધિપદને કેમ ન પ્રાપ્ત કર્યું? (૨૮૭)

૭૧ ઉ૦—દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ અને ભવ એ પાંચ કારણ સામગ્રીથીજ ભવ્યાત્માને મોક્ષ પ્રાપ્તિ નિર્યમિત હોવાથી, તેમજ જ્ઞાનીની દૃષ્ટિએ કર્મના સિદ્ધાન્ત પ્રમાણે અમુક આત્માનો અમુક ક્ષેત્રમાંજ મોક્ષ થવાનો છે એ ચોક્કસ હોવાથી, આ ચોવીશીપૈકી એક પણ તીર્થંકરમહારાજાનું સિદ્ધાચળ ઉપર નિર્વાણ-મોક્ષકલ્યાણક ન થયું હોય તો તેમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી. (૨૮૭)

૭૨ પ્ર૦—મહાવીરમહારાજાએ નિર્વાણસમયે સોળપ્રહર પ્રર્યંત અખંડ ધર્મદેશના આપી તો તીર્થંકરો શું રાત્રે ધર્મદેશના આપે? બીજા કયા તીર્થંકરમહારાજાએ રાત્રે ધર્મદેશના આપેલ છે? (૨૮૮)

૭૨ ઉ૦—તીર્થંકરમહારાજાઓ તીર્થંકરનામકર્મના ફળરૂપે ધર્મદેશના આપે છે. તે દ્વારા તીર્થંકરનામકર્મની નિર્જરા થાય છે, અને એ કારણથીજ 'अगिलाणाए धम्मदेसणयाए' એવાં પદો સિદ્ધાન્તગ્રન્થોમાં નજરે પડે છે પરમાત્મા મહાવીરદેવનું આયુષ્ય પૂર્ણ થવા આવ્યું હોય અને હજુ તીર્થંકરનામકર્મનાં દલિકો વધારે પ્રમાણમાં અવશિષ્ટ હોય તો તે તીર્થંકરનામકર્મની નિર્જરા માટે એ પરમાત્માએ સોળપ્રહર સુધી ધર્મદેશના આપી હોય તો તેમાં કોઈ વિરોધ દેખાતો નથી. તીર્થંકરોનો કલ્પ જુદા પ્રકારનો હોવાથી તેમને સકારણ રાત્રે ધર્મદેશના-વિહારાદિમાં

અપ્રતિબદ્ધપણું છે. અન્ય કોઇ તીર્થંકરમહારાજાએ તે પ્રમાણે રાત્રે ધર્મદેશના આપ્યાનું પ્રસિદ્ધ જાણ્યું નથી. ( ૨૮૮ )

૭૩ પ્ર૦—વૈતાઢ્યનિવાસી ચાર વિદ્યાધર મુનિઓ ગૃહસ્થકેવલિ-કૂર્માપુત્ર પાસે પૂર્વભવ સાંભળી ક્ષપકશ્રેણિ-આરૂઢ થઇ કેવલજ્ઞાન પામી પાછા મહાવિદેહમાં ગયા, તો કેવલજ્ઞાન પામ્યા બાદ લબ્ધિ ફોરવાય નહિં વીતરાગદશામાં લબ્ધિ ફોરવવાની હોયજ નહિં, લબ્ધિ ફોરવવી તે એક પ્રકારની ઉત્સુકતા છે, ચંચળતા અને પ્રમાદ દશા માનેલી છે, તો ઉપરની બાબતમાં શું સમજવું ? ( ૨૮૯ )

૭૩ ઉ૦—ચાર વિદ્યાધર મુનિઓ કૂર્માપુત્ર પાસે કેવલજ્ઞાન પ્રાપ્ત થયા બાદ મહાવિદેહમાં ગયા છે તે વાત બરાબર છે, પરંતુ આ વિદ્યાધર મુનિઓને અન્ય લબ્ધિવંત કેવલીમુનિઓની માફક ગુણપ્રત્યયિક વિદ્યાઓ નથી-કિંતુ વિદ્યાધર કુલમાં જન્મ હોવાથી જન્મથીજ સિદ્ધવિદ્યાઓ પ્રાપ્ત થયેલી છે, એથી એ સિદ્ધવિદ્યાઓનો કેવલી અવસ્થામાં ઉપયોગ કરવામાં આવે તોપણ તે પ્રસંગમાં લબ્ધિ ફોરવવાના અંગે થતી પ્રમાદાદિકની ઉત્પત્તિ સંબંધી સંભાવના કરવી અનુચિત સમજાય છે. ( ૨૮૯ )

૭૪ પ્ર૦—ઝુંડ નામના જલચર પ્રાણિએ સેચનક હસ્તિને પકડયો તો તે ઝુંડ પ્રાણી લંબાઇમાં કેટલું અને કેવા આકારવાળું હોય ? ( ૨૯૦ )

૭૪ ઉ૦—શ્રી જીવવિચાર પ્રકરણની ગાથામાં ' सुसुमार मच्छ कच्छप गाहामगराइ जलचारी ' જે આવે છે, તેમાં ગાહા નો અર્થ ઝુંડ થાય છે. એ જલચર પ્રાણી-તાંતણાના આકારે હોય છે, પાણીમાં તેનું બલ ઘણું હોય છે, અને તેથી તે હાથી જેવા જબ્બર પ્રાણીને પણ પાણીમાં ઘસડી જાય છે. ( ૨૯૦ )

૭૫ પ્ર૦—તીર્થંકરભગવંતની સાથે ચારિત્રગ્રહણ કરનાર ભવ્યાત્માઓ ' કરેમિભંતે ' સાથેજ ઉચ્ચરે કે જુદું ? કારણ કે તીર્થંકરમહારાજા તો ' भंते ' પાઠ બોલતા નથી, અને સામાન્ય સાધુમહારાજાઓને તે પાઠની જરૂરીયાત રહે છે. ( ૨૯૧ )

૭૫ ઉ૦—તીર્થંકરભગવંતની સાથે ચારિત્ર અંગીકાર કર-

નાર ભવ્યાત્માઓ 'કરેમિભંતે' જાુદુ ઉચ્ચરે તેવું ક્યાંઈ પ્રાયઃ વાંચેલ નથી, પરંતુ તીર્થંકરભગવંતના ઉચ્ચારમાંજ તેઓ આવી જતા હોય તેમ માનવું ઠીક લાગે છે. જે વખતે સામુદાયિક ક્રિયા હોય તે અવસરે મુખ્યની ક્રિયામાં સર્વનો જેમ અન્તર્ભાવ થાય છે તે પ્રમાણે અહિં પણ સમજવું. ( ૨૯૧ )

૭૬ પ્ર૦—પરમાત્માના વચનનું ઉત્થાપન કરવાથી તેમજ પરમાત્મા મહાવીર દેવ સાથે વાદવિવાદ કરવા વડે કેટલાએક વિદ્વાનો જમાલિનો અનન્ત સંસાર જણાવે છે તો તે સાચું છે કે ખોટું ? ( ૨૯૨ )

૭૬ ઉ૦—જમાલિનો અનન્તસંસાર જેઓ જણાવતા હોય તેઓની તે વાત ખોટી છે. શ્રી મહાવીરચરિત્ર, ઉપદેશમાળા તથા શ્રી ભગવતીસૂત્રમાં પણ તે બાબત સ્પષ્ટ જણાવે છે. જે આ પ્રમાણે—

च्युत्वा ततः पञ्चकृत्त्वो भ्रान्त्वा गतिर्यग् नृनाकिषु।
अवाप्तबोधिर्निर्वाणं जमालिः समवाप्स्यति ॥ २ ॥

[ શ્રી હેમચન્દ્રાચાર્ય કૃત વીર ચરિત્ર. ]

ભાવાર્થ:—"ત્યાંથી ચ્યવીને પાંચ વખત તિર્યંચ મનુષ્ય અને દેવના ભવો કરીને પ્રાપ્ત કર્યું છે સમ્યક્ત્વ જેણે એવો જમાલિ મોક્ષે જશે."

"पुणरवि गोयम सामी पुच्छइ भयवं तओ सठाणाओ। चइउं कईहिं भवेहिं पाविस्सइ मोक्खपुरवासं ॥१॥ जिणनाहेण भणियं सुरतिरिअनरेसु पंचवेलाओ। भमिऊण पत्तबोही लहिइ निव्वाणसोक्खाइंति ॥ २ ॥ [ સં. ૧૧૩૯ માં શ્રી ગુણચન્દ્રગણિ મહારાજાએ રચેલ શ્રી વીર ચરિત્ર." ]

ભાવાર્થ:—"પુનઃ ગૌતમ મહારાજા પરમાત્મા મહાવીર દેવને પુછે છે કે હે ભગવંત! જમાલિ ત્યાંથી ચ્યવીને કેટલા ભવે મોક્ષ પામશે? તે અવસરે જિનેશ્વરભગવંતે કહ્યું કે દેવ, તિર્યંચ અને મનુષ્યની ગતિમાં પાંચ વખત ભમિને સમ્યક્ત્વ પ્રાપ્ત કરવા પૂર્વક જમાલિ મોક્ષ સુખ પ્રાપ્ત કરશે."

प्रत्यनीकतया धर्माचार्यादीनां तु तत्र सः। किल्बिषी किल्बिषेष्वेव देवत्वमपि लब्धवान् ॥ १ ॥ तिर्यङ्मनुष्यदेवेषु भ्रान्त्वा च

कतिचिद् भवान्। भूत्वा महाविदेहेषु दूरान्निर्वृत्तिमेष्यति ॥ २ ॥
[ ઉપદેશમાલાકર્ણિકા વૃત્તિ. ]

ભાવાર્થ:—ધર્માચાર્ય ઉપર પ્રત્યનીકપણું હોવાથી જમાલિ ત્યાંથી કાલધર્મ પામી કિલ્બિષિક દેવ થયો. ત્યાંથી ચ્યવીને તિર્યંચ મનુષ્ય અને દેવના ભવમાં કેટલાક ભવો સુધી ભમીને ઘણા લાંબે વખતે મહાવિદેહમાં નિર્વાણ પામશે.

વળી 'चत्तारि पंचत्ति' એ ભગવતી સૂત્રના વચનથી પણ જમાલિના પરિમિત ભવો થાય છે. પણ અનન્તસંસારિપણું નથી. ( ૨૯૨ )

૭૭ પ્ર૦—કોઇએ જ્ઞાનપંચમીની આરાધના શરૂ કરી હોય, ત્યારબાદ શારીરિક અથવા તેવા પ્રબલ કારણે કદાચિત્ પંચમીનો ઉપવાસ ન થઈ શકે અને આગળ કરી આપે તો પંચમીનો તપ અખંડ રહે ખરો? ( ૨૯૩ )

૭૭ ઉ૦—અખંડ રહે, ભંગ ન થાય, જે માટે શ્રી તિલકાચાર્યવિરચિત યોગવિધિમાં જ્ઞાનપંચમીના અધિકારમાં કહ્યું છે કે—

जइ कहवि असामत्थं, होइ सरीरस्स दिव्वजोगेणं । तो उत्तरकालंपि हु, पूरिज्जा असढभावाउ ॥१॥ एगं तेणं जेणं चउत्थवयपालणं दढं भणियं । तेणं जहा सत्तीए सेसे खलु होइ कायव्वं ॥२॥

ભાવાર્થ:—સુગમ છે. ( ૨૯૩ )

૭૮ પ્ર૦—પંખાથી ઉત્પન્ન થયેલો પવન સચિત્ત કે અચિત્ત છે? ( ૨૯૪ )

૭૮ ઉ૦—પંખાથી ઉત્પન્ન થયેલો પવન અચિત્તજ છે. જે માટે ઓઘનિર્યુક્તિની વૃત્તિમાં કહ્યું છે, તે આ પ્રમાણે;—

"अक्रंतादीय अचित्तोत्ति" यः कर्दमाद्यो आक्रान्ते सति भवति सोऽचित्तः, स च पञ्चधा. "अक्कंते १ धंते २ पीलिए ३ सरीराणुगमे ४ समुच्छिमे ५" तत्थ अक्कंतो चिक्खिल्लादिसु १ धंतो दितिमादीसु २ पीलिओ पुत्तचम्माइसु ३ ऊसासनीसासवाऊ उदरत्थाणिओ ४ संमुच्छिमो तालविंटादीहिं जणिओ ॥

આ પાંચ પ્રકારના અચિત્તવાયુમાં તાલવૃંત—પંખા વિગેરેથી ઉત્પન્ન થયેલા વાયુને પણ અચિત્ત ગણેલો છે. ( ૨૯૪ )

૭૯ પ્ર૦—કોઇ કહે છે કે 'મિથ્યાદષ્ટિ-અન્યદર્શનીએ બનાવેલા વ્યાકરણ-ન્યાયના ગ્રન્થો ભણવામાં મિથ્યાત્વ લાગે છે માટે સમકિતવંત જીવોએ તે ન ભણવા' આ બાબતમાં સત્ય શું છે? (૨૯૫)

૭૯ ઉ૦—'મિથ્યાદષ્ટિ-અન્યદર્શની વિરચિત ગ્રન્થો ભણવાથી મિથ્યાત્વ લાગેજ' એવું કથન પૂર્ણ વાસ્તવિક નથી કારણકે મિથ્યાશ્રુત પણ સમકિતવંતે ગ્રહણ કર્યું હોય તો તે સમ્યક્શ્રુતજ થાય છે. જે માટે પંચલિંગી ગ્રન્થમાં કહ્યું છે કે—

अंगाणंगपविट्ठं,सम्मसुयं लोइयं तु इत्थ मिच्छसुयं ।
आसज्जउ सामित्तं लोइयलोगुत्तरे भयणा ॥ १ ॥

ભાવાર્થ—અંગપ્રવિષ્ટ આચારાદિ, અનંગપ્રવિષ્ટ આવશ્યકાદિ એ બન્ને સમ્યક્શ્રુત છે, ભારત-રામાયણ વિગેરે લૌકિક શાસ્ત્રો તે મિથ્યાશ્રુત છે, તેમાં પણ સ્વામિત્વની અપેક્ષાએ, સમકિતવંતને સમ્યક્શ્રુત અને મિથ્યાશ્રુત બન્ને સમ્યક્શ્રુતરૂપેજ પરિણમે છે, જ્યારે મિથ્યાદષ્ટિને સમ્યક્શ્રુત તથા મિથ્યાશ્રુત એ બન્ને મિથ્યાશ્રુતજ હોય છે. શ્રી નંદીસૂત્રમાં પણ તેજ વસ્તુ ઘણીજ સ્પષ્ટતાથી જણાવેલ છે. જે બાબત 'सेकिं तं सम्मसुयं?' ઈત્યાદિ સવિસ્તર પાઠથી જિજ્ઞાસુઓએ જોઇ લેવી. (૨૯૫)

૮૦ પ્ર૦—પંચમહાવ્રતાદિ સાધુધર્મ પાળનારા સાધુઓ સિવાય અન્યદર્શની પરિવ્રાજક-બાવા-સંન્યાસી વિગેરેને દાન આપવામાં શ્રાવકોને સમ્યક્ત્વમાં દૂષણ લાગે? (૨૯૬)

૮૦ ઉ૦—ધર્મબુદ્ધિથી દાન આપવામાં અર્થાત્ શુદ્ધમુનિઓને દાન આપતી વખતે જેવો આદરસત્કાર અને સુપાત્રપણાની ધર્મબુદ્ધિ હોય છે તેવા આદર- સત્કાર અને ધર્મબુદ્ધિથી જો દાન આપે તો સમ્યક્ત્વ દૂષિત થાય, પરંતુ અનુકમ્પાબુદ્ધિથી આપવામાં જરાપણ દોષ નથી. ઉલટું અનુકમ્પાબુદ્ધિથી તો દાન આપવા માટે શ્રાવકોનાં અભંગદ્વાર કહ્યાં છે. જે માટે કહ્યું છે કે—

'सव्वेहिंपि जिणेहि दुज्जयजियरागदोसमोहेहिं ।
सत्ताणुकंपणट्ठा दाणं च न कहिंपि पडिसिद्धं ॥ १ ॥'

ભાવાર્થ—સ્પષ્ટ છે. (૨૯૬)

૮૧ પ્ર૦—સાધુઓ ગૃહસ્થના ઘેરથી નિર્દોષ પાણી લાવ્યા બાદ અમુક વખત પછી તે પાણીને ગળતાં તેમાં પુરા ( પોરા ) જોવામાં આવે તો તે પુરા (વાળા પાણી) ની શી વ્યવસ્થા કરે ? ( ૨૯૭ )

૮૧ ઉ૦—એ પુરાવાળું પાણી સાધુઓ જે ઘેરથી લાવ્યા હોય તે ઘેર તે પાણી પાછું આપે, અને તે ઘરમાં રહેનારા ગૃહસ્થો પણ તે પાણીને જે કુવામાંથી લાવ્યા હોય તે કુવામાં જયણાથી તે પાણીનો ઉપયોગ કરે, કદાચ કોઇ એમ કહે કે સાધુઓને ગળણું રાખવાનું હોતું નથી તો પછી પાણી ગળવાનું બને શી રીતે ? તો તેમ કહેવાની જરૂર નથી, કારણકે શ્રી કલ્પભાષ્યમાં સાધુઓને ગરણું રાખવા માટે કહેલું છે. તે પાઠ આ પ્રમાણે;—

उवग्गहिए चीरं गालणहेउं गणं तु गिण्हंति ॥

ભાવાર્થ—સાધુઓનો સમુદાય ઔપગ્રહિક ઉપધિમાં પાણી ગળવા માટે ગરણું રાખે. ( ૨૯૭ )

૮૨ પ્ર૦—સાધુઓને દિવસે સુવું કલ્પે કે નહિં ? ( ૨૯૮ )

૮૨ ઉ૦—ઉત્સર્ગથી ન કલ્પે, પરંતુ રસ્તાનો પરિશ્રમ માંદગી વિગેરે કારણે સુવું કલ્પે. તે માટે ઓઘનિર્યુક્તિની ૪૧૮ મી ગાથામાં કહ્યું છે કે;—

'संडसं पमज्जित्ता पुणो वि भूमिं पमज्जिय निसीयए ।
राओ य पुव्वभणियं तुव्वट्टणं कप्पइ न दिया ॥ १ ॥'

ભાવાર્થ—સ્પષ્ટ છે. ( ૨૯૮ )

૮૩ પ્ર૦—પરોવેલા ફુલનીમાળાવડે જિનપડિમાનું પૂજન થઈ શકે ખરૂં ? ( ૨૯૯ )

૮૩ ઉ૦—કરી શકાય, જે માટે દેવેન્દ્રસૂરિ વિરચિત શ્રાદ્ધદિનકૃત્યમાં કહ્યું છે કે—'वन्नगंधोवमेहिं वा पुप्फेहिं पवरेहि पवरेहि य । नाणापयारवंधेहि कुज्जा पूयं वियक्खणो ॥१॥' व्याख्याः—सद्वर्ण सद्गन्धद्रव्यमध्येऽतिशायिगुणयोगात् वर्णगन्धाभ्याम् उपमम् औपम्यं येषां तानि वर्णगन्धोपमानि तैश्च पुष्पै राजचम्पकाद्यैः प्रवरैः प्रत्यग्रैः नानाप्रकारवन्धैः प्रोतग्रथितादिभेदैः कुर्यात् पूजां विचक्षणो नानाप्रकारपूजारचनाचतुरः इति ॥

ભાવાર્થ:—જેના વર્ણ અને ગંધની અન્યને ઉપમા આપી શકાય તેવા ઉત્તમ વર્ણગન્ધવાળા, સુંદર અને જુદા જુદા પ્રકારે પરોવેલા તેમજ ગુંથેલા પુષ્પોવડે પૂજા કરવામાં કુશળ ભવ્યાત્મા પ્રભુની પૂજા કરે. ( ૨૯૯ )

૮૪, પ્ર૦—તામલિતાપસ મિથ્યાદૃષ્ટિ હતો, પરંતુ ઇશાનદેવલોકમાં ઇશાનેન્દ્ર તરીકે સમકિત સહિત ઉત્પન્ન થયો છે તો તેણે સમકિત ક્યાં પ્રાપ્ત કર્યું ? ( ૩૦૦ )

૮૪ ઉ૦—તામલિતાપસ કે જેણે છેલ્લા વખતમાં અણસણ કર્યું છે તેને અન્ત્યસમયે પંચમહાવ્રતના પાલક શુદ્ધ સાધુના દર્શનથી તેમજ સાધુધર્મની અનુમોદનાથી સમ્યક્ત્વ પ્રાપ્ત થયું છે. જે માટે વિચારસાર બૃહદ્ગ્રન્થમાં કહ્યું છે કે-' तामलिमुनिर्मिथ्यादृष्टिः सन्नीशानेन्द्रत्त्वेन कथं सम्यग्दृष्टिरुत्पन्नः ? इति यत् पृष्टं तत्रोच्यते, यद्यपि उपदेशमालावृत्तौ विशेषो नास्ति, तथापि वसतिमार्गप्रकाशकश्रीजिनेश्वरसूरिकृतकथाकोशे तामलिकथायां विशेषो भणितोऽस्ति, यथा तामलिनाऽन्त्यसमये अनशनस्थितेन श्वेतपटसाधवः पदे पदे ईर्यापथं शोधयन्तो वहिर्भूमिं गच्छन्तो दृष्टाः, तान् दृष्ट्वा चिन्तितमनेन अहो ! शोभनः श्वेतपटानां धर्मो यत्रेर्यापथे एवं जीवरक्षा क्रियते इति । ભાવાર્થ—સ્પષ્ટ છે. ( ૩૦૦ )

૮૫ પ્ર૦—કોઇક વખતે ધરતીકંપ થાય છે તો શું કોઈ દેવ પૃથ્વી ચલાવે છે ? કે બીજું કાંઇ કારણ છે ? ( ૩૦૧ )

૮૫ ઉ૦—ત્રણ કારણથી પૃથ્વી દેશથી ચાલે છે અને ત્રણ કારણથી પૃથ્વી સર્વથી ચાલે છે. જે માટે શ્રી ઠાણાંગસૂત્રમાં કહ્યું છે. તે આ પ્રમાણે;—" तिहिं ठाणेहिं देसेहि पुढवी चलेज्जा, तंजहा-अहेणं इमोसे रयणप्पभाए पुढवीए उराला पुग्गला निचलेज्जा, तएणं ते उराला पुग्गला निव्वत्तिज्जमाणा देसं पुढवीए चलेज्जा १, महोरए वा महड्ढिए वा जाव महसक्खे इमीसे रयणप्पभाए पुढवीए अहे उमज्ज निमज्जणीयं करेमाणे देसं पुढवीए चलेज्जा २। नागसुवण्णाण वा संगामंसि वट्टमाणंसि देसं पुढवीए चलेज्जा ३॥ इच्चेतेहिं तिहिं ठाणेहिं केवलकप्पा पुढवी चलेज्जा, तंजहा-अहेणं इमोसे रयणप्पभाए पुढवीए घणवाए गुपेज्जा, तएणं

से घणवाए गुप्पिए समाणे घणोदहिमेएज्जा, तएणं से घणोदहीए एइए समाणे केवलकप्पं पुढविं चालेज्जा १, देवे वा महड्ढिए जाव महसक्खे तहारूवस्स समणस्स माहणस्स वा इड्ढिजुत्तं जसं बलं वीरियं पुरिसक्कार-परिक्कमं उवदंसेमाणे केवलकप्पं पुढविं चालेज्जा २, देवा सुरसंगामंसि वा वट्टमाणंसि केवलकप्पा पुढवी चलेज्जा ३॥

ભાવાર્થ:—વિસ્રસાપરિણામથી મોટા પત્થરના જેવા મહાન્ પુદ્ગલો રત્નપ્રભાપૃથ્વીની નીચે આવે અથવા છુટા પડે ત્યારે પૃથ્વી દેશથી હાલે–કંપાયમાન થાય છે ૧, કોઈ વ્યન્તર વિશેષ વૈક્રિયશરીર અને ઋદ્ધિ વિકુર્વતો અભિમાનમાં આવીને ખુબ કુદાકુદ કરે ત્યારે પણ ધરતીકંપ થાય ૨, અથવા ભવનપતિ નિકાયના અસુરકુમાર નાગકુમાર સુવર્ણકુમાર વિગેરે પરસ્પર યુદ્ધ કરે ત્યારે પણ દેશથી ધરતીકંપ થાય છે ૩. રત્નપ્રભા પૃથ્વીની નીચે જે ઘનવાત છે તે સ્વાભાવિક રીતે કોપાયમાન થાય ત્યારે ઘનવાત કોપાયમાન થતાં ઘનોદધિ ક્ષુબ્ધ થાય અને ઘનોદધિ ક્ષુબ્ધ થતાં તેના આધારે રહેલી સમગ્ર રત્નપ્રભા પૃથ્વી પણ સંક્ષુબ્ધ થાય અને તેમ થતાં અહિં દરેક ઠેકાણે ધરતીકંપ દેખાય. ૧, કોઈ સમર્થ દેવ પોતાનું બલ પરાક્રમ ઋદ્ધિ વિકુર્વે ત્યારે સમગ્ર પૃથ્વી કંપાયમાન થાય છે, કારણકે બલ વીર્ય વિગેરેનું બતાવવું પૃથ્વી વિગેરેના ચાલન સિવાય સંભવી શકતું નથી. ૨, અને વૈમાનિક તેમજ ભુવનપતિદેવોને ભવપ્રત્યયિક વૈરાનુબંધ હોવાથી તેઓનો પરસ્પર સંગ્રામ થાય ત્યારે પણ પૃથ્વી કંપાયમાન—( ધરતીકંપ ) થાય છે. ( ૩૦૧ )

૮૬ પ્ર૦—કેવલિભગવંતને 'મન' નું શું પ્રયોજન હોય? લોકાલોકનું સ્વરૂપ તો કેવલજ્ઞાન કેવલદર્શનના બલવડે જાણી જોઇ શકાય છે. ( ૩૦૨ )

૮૬ ઉ૦—અનુત્તરદેવલોકવાસિદેવ વિગેરેએ મનથી પુછેલા પ્રશ્નોના સમાધાન કરવા માટે મનની જરૂર છે. જે માટે શ્રી ભગવતીસૂત્રના ચોથા શતકના પાંચમા ઉદ્દેશામાં કહ્યું છે. તે આ પ્રમાણે;—' पहू णं भंते ! अणुत्तरोववाइया देवा तत्थ गया चेव समाणा इहगएणं केवलिणा सद्धिं आलावं वा संलावं वा करित्तए?

हंता, गोयमा ! पहू। से केणट्ठेणं जाव-पहू णं अणुत्तरोववाइआ देवा जाव करित्तए ? गोयमा ! जं णं अणुत्तरोववाइआ देवा तत्थ गया चेव समाणा अट्ठं वा, हेउं वा, पसिणं वा, कारणं वा, वागरणं वा पुच्छन्ति, तं णं इह गए केवली अट्ठं वा वागरणं वा वागरेइ, से तेणट्ठेणं। जं णं भंते ! इह गए केवली अट्ठं वा हेउं वा जाव वागरेइ, तं णं अणुत्तरोववाइआ देवा तत्थ गया चेव समाणा जाणंति, पासंति? हंता, जाणंति पासंति ! से केणट्ठेणं जाव-पासंति ? गोयमा ! तेसिं णं देवाणं अणंताओ मणोदव्ववग्गणाओ लद्धाओ, पत्ताओ, अभिसमण्णागयाओ भवंति; तेणट्ठेणं ! जं णं इह गए केवली जाव पासंति ॥

ભાવાર્થ;—"હે ભગવંત ! અનુત્તર વિમાનના દેવો ત્યાં રહ્યા થકા અહિં રહેલા કેવલી સાથે આલાપ-સંલાપ કરી શકે ખરા ? હે ગૌતમ ! હા, ત્યાં રહેલા અનુત્તર દેવો પણ અહિં રહેલા કેવલી પ્રભુ સાથે આલાપ સંલાપ કરી શકે છે. હે ભગવંત ! તે શીરીતે બની શકે ? ગૌતમ ! ત્યાં રહેલા અનુતર દેવો અહિં રહેલા કેવલી ભગવંતને અર્થ હેતુ પ્રશ્ન કારણ અથવા વ્યાકરણને પુછે અને અહિં રહેલા કેવલી ભગવંત તે અનુત્તર દેવે પુછેલા અર્થ યાવત્ વ્યાકરણને કહે. તે કારણથી હે ગૌતમ ત્યાં રહેલા અનુત્તર દેવો અહિં રહેલા કેવલી ભગવંત સાથે આલાપ સંલાપ કરી શકે છે. હે ભગવંત કેવલી ભગવંતે કહેલા અર્થ, હેતુ, પ્રશ્ન કારણ અથવા વ્યાકરણને ત્યાં રહેલા અનુત્તર દેવો જાણે ? હા ગૌતમ ! જાણે, હે ભગવંત ! તે કેવી રીતે જાણે ? ગૌતમ ! અનુત્તર દેવે પુછેલા પ્રશ્નના ઉત્તર માટે કેવલી ભગવંતે ગ્રહણ કરેલી અનંતી મનોવર્ગણાઓ જાણવાની અનુત્તર દેવમાં શકિત છે. અને તેથીજ ત્યાં રહેલાં અનુત્તર દેવો કેવલી ભગવંતે કહેલા પ્રશ્નાદિકને જાણે છે"

આ કથનથી કેવલી ભગવંતને દ્રવ્યમન હોવાનું સાબીત થાય છે. ( ૩૦૨ )

૮૭ પ્ર૦—શ્રી સિદ્ધગિરિને અભવ્ય ફરસે નહિં એમ જે કહે છે તો તે સર્વથા અભવી ફરસે નહિં કે ભાવથી ફરસે નહિં ?

જો ભાવથી ન ફરસે એમ કહેશો તો ભાવથી કોઇ પણ તીર્થે અભવી જતોજ નથી તો સિદ્ધગિરિની શું વિશેષતા? સર્વથા ન ફરસે એમ કહેશો તો અસંખ્ય નિગોદવર્તિ અનન્ત જીવો તેને ફરસે છે તેમાં અભવિનો જીવ આવતો હશે કે નહિં. ? ( ૩૦૩ )

૮૭ ઉ૦—સિદ્ધગિરિને અભવી દુર્ભવી ન દેખે ન ફરસે ઇત્યાદિવચનો સિદ્ધગિરિનું માહાત્મ્ય સૂચવનારા તેમજ બહુલતા એ છે, સર્વથા ન ફરસે તેમ કહેવામાં અનેક બાધ આવે, બાકી નિગોદની ફરસના તે ફરસના ગણાયજ નહિં. કારણકે આ બાબત જે હકીકત કહેવામાં આવેલ છે, સંજ્ઞિપંચેંદ્રિયને આશ્રયીને પ્રાય: કહેવામાં આવી હોય તેમ સમજાય છે. ( ૩૦૩ )

૮૮ પ્ર૦—રાત્રે ચોવિહાર કરનાર તમાકુ ( અણાહારી ) ખાય છે તે ખવાય કે નહિં ? અને જો તમાકુ ખવાય તો બીડી શા માટે ન પીવાય ? કદાપિ તેમાં તેઉકાયની વિરાધના થાય છે તેમ કહેશો તો તેમાં તેઉકાયની વિરાધના ન કરવાનું પચ્ચખ્ખાણ ક્યાં છે ? ( ૩૦૪ )

૮૮ ઉ૦—બન્ને વાત આચરણીય નથી. કારણકે તમાકુ ખાઇને થુંકવાથી પણ અનેક સૂક્ષ્મજીવોની ઉત્પત્તિ અને વિરાધના થાય છે. પરંતુ તમાકુ ખાવાથી બીડી પીવાની પણ છુટ થાય છે તેમ ન સમજવું, કારણકે તેઉકાયની વિરાધના ઉપરાંત બીડીતો ઘણા કારણોથી ત્યાગ કરવા લાયક છે. ચોવિહાર આદિ પચ્ચ૦ કરવાનો હેતુ આરંભત્યાગ વગેરે વિચારાય તો આ પ્રશ્નજ ન થાય. ( ૩૦૪ )

૮૯ પ્ર૦—જૈન ધર્મમાં જે સાત ક્ષેત્રો કહેલાં છે, તેમાં જે જ્ઞાન ક્ષેત્ર કહેલું છે તે સંબંધી દ્રવ્ય શ્રી મહાવીરસ્વામિના સમયમાં શેમાં વપરાતું હશે ? કારણકે તે વખતે કાંઈ પુસ્તકો તો લખેલાં ન હતાં. પુસ્તકો તો પૂ૦ શ્રી દેવર્ધિગણિ ક્ષમાશ્રમણ મહારાજાના સમયથી શરૂ થયાં. એથી પ્રશ્ન થાય છે કે તે ક્ષેત્ર ન હોય તો પછી તે સંબંધી દ્રવ્ય ગણવાની તે સમયે શી જરૂર ? ( ૩૦૫ )

૮૯ ઉ૦—આ પ્રશ્ન અજાણપણાનો છે. શ્રી મહાવીરપ્રભુના

સમયમાં અંગ ઉપાંગ લખેલાં ન હતાં, પણ બીજા અનેક શાસ્ત્રો લખેલાં હતાં અને લખાતાં પણ હતાં. તેવાં શાસ્ત્રો વાંચવાનો અધિકાર પણ શ્રી ઉપદેશમાલા વિગેરેમાં છે. જિનદાસ શ્રાવક પૌષધમાં શાસ્ત્રો વાંચતા હતા તે સાંભળવાથી કંબળ સંબળ નામના વૃષભ ભદ્રકભાવી થયા છે. શ્રી નિશીથચૂર્ણિ આદિમાં પણ સાધુઓને ઉપકરણમાં આલોચનાદિ વિષયક પુસ્તક રાખવા જણાવેલું છે તે પણ અગાઉ પુસ્તકો હતાં તેની સિદ્ધિ કરે છે. આ કારણથી જ્ઞાન ક્ષેત્ર અને તદુપયોગિ દ્રવ્ય મૂળથીજ શાસ્ત્રોકત છે એ સાબીત થાય છે. ( ૩૦૫ )

૯૦ પ્ર૦—ફુલ ચાર પ્રકારે ચઢાવવાનું કહ્યું છે. ૧ ગ્રંથિમ, ૨ વેઢિમ, ૩ પુરિમ અને ચોથું સંઘાતિમ, તો તે ચારે પ્રકારનો શો અર્થ ? ( ૩૦૬ )

૯૦ ઉ૦—દોરાવડે ગુંથવા તે ગ્રંથિમ ૧, ફુલના ગોટાની જેમ બાંધવાં તે વેઢિમ. ૨, જુદી જુદી સળીપર કે કલગી ઉપર ચઢાવવાં તે પુરિમ. ૩, અને એક ફુલની નાળ પછવાડે બીજું નાળવાળું ફુલ પરોવીને પુષ્પમાળ બનાવવી તે સંઘાતિમ. ૪, ( ૩૦૬ )

૯૧ પ્ર૦—સૂર્યાભ દેવતાના અધિકારમાં પ્રભુપાસે ધૂપ કર્યાનો અધિકાર છે તો દેવતા ધૂપ કેમ કરતા હશે ? કારણકે ત્યાં બાદર અગ્નિકાય તો નથી, વળી તે ધૂપના પુદ્ગલો વૈક્રિય કે ઔદારિક ? ( ૩૦૭ )

૯૧ ઉ૦—દેવતા સ્વશકિતથી ધૂપનું દહન કરી શકે છે. તેમાં તેઓને બાદર અગ્નિની જરૂર પડતી નથી. બાકી દેવને અઢીદ્વીપની બહાર અગ્નિની જરૂર જણાયતો વૈક્રિય વિકુર્વે, જેવી રીતે નરકના જીવોને દુઃખ આપવા માટે પરમાધામી વિકુર્વે છે તે પ્રમાણે, ધૂપના પુદ્ગલો ઔદારિક સંભવે છે. પણ વૈક્રિય હોય તેવો સંભવ નથી. ( ૩૦૭ )

૯૨ પ્ર૦—જીવનો ઊર્ધ્વગતિ સ્વભાવ છે તો મરણ પામે ત્યારે દરેક જીવ સીધો લોકાગ્રે જાય કે ત્રસનાડીમાં થઇને જ્યાં ઉત્પન્ન થવું હોય ત્યાંજ જાય ? વિગ્રહ ગતિમાં ૪-૫ સમય થાય

છે, તે સીધો લોકાગ્ર જઇને જ્યાં ઉપજવું હોય ત્યાં જાય ? તે મધ્યે થાય કે બીજી રીતે થાય ? ( ૩૦૮ )

૯૨ ઉ૦—દરેક જીવ લોકાગ્રે જાય એમ ન સમજવું. એતો માત્ર શુદ્ધ કર્મ રહિત જીવનો ઊર્ધ્વગમન રૂપ સહજ સ્વભાવ સમજવો, બાકી તો સમ શ્રેણીએ,-દિશામાં જાય. પણ વાંકી વિષમ ગતિ-અર્થાત્ વિદિશામાં સીધો ગમન ન કરે. ૪-૫ સમય તો ત્રસનાડી બહાર વિદિશામાંથી ચ્યવીને બીજી વિદિશામાં ત્રસનાડી બહાર ઉપજનારા એકેંન્દ્રિયો માટે સમજવા, આ બાબત વધુ ખુલાસો અગાઉના પ્રશ્નોત્તરમાં આવી ગયો છે. ( ૩૦૮ )

૯૩ પ્ર૦—દેવતાઓના પુસ્તકમાંની લિપિ કઈ હશે અને તેમાં શું લખેલું હશે ? ( ૩૦૯ )

૯૩ ઉ૦—લીપી દેવનાગરી ( શાસ્ત્રી ) સંભવે છે. અને તેમાં પોત પોતાના વિજ્ઞાન સંબંધી સ્થિતિ, મર્યાદા વિગેરે કલ્પ લખેલા હોય છે. ( ૩૦૯ )

૯૪ પ્ર૦—દિક્કુમારી અને ૨૪ યક્ષિણી કઈ નિકાયની હશે ? ( ૩૧૦ )

૯૪ ઉ૦—દિક્કુમારી કેટલીક ભુવનપતિ અને કેટલીક વ્યંતર નિકાયની છે. અને ૨૪ યક્ષિણી વ્યંતર જાતિની છે. ( ૩૧૦ )

૯૫ પ્ર૦—શાલિભદ્રને ઘેર ઉતરતી દેવતાઈ વસ્તુઓ ઔદારિક કે વૈક્રિય ? ( ૩૧૧ )

૯૫ ઉ૦—દિવ્ય શકિતથી ઔદારિક હોય તેમ સંભવે છે. ( ૩૧૧ )

૯૬ પ્ર૦—સમવસરણમાં દેવીઓ ઉભી રહેતી હશે કે શ્રાવિકાઓ પણ ઉભી રહેતી હશે ? ( ૩૧૨ )

૯૬ ઉ૦—દેવીઓ ઉભી રહે, શ્રાવિકાઓ બેસે, તે પ્રમાણે આવશ્યકાદિમાં પાઠ છે. ( ૩૧૨ )

૯૭ પ્ર૦—સનત્કુમાર-માહેન્દ્ર-બ્રહ્મ-લાન્તક--શુક્ર--સહસ્રાર દેવલોકના દેવો સૌધર્મ-ઈશાન દેવલોકવાસી સ્વ, સ્વયોગ્ય અપરિગ્રહીતા દેવીઓ સાથે સ્પર્શ-રૂપદર્શન-શબ્દશ્રવણાદિવડે વિષયસુખ અનુભવે છે તે તો બરાબર છે પરંતુ આનત-પ્રાણત-આ-

રણ-અચ્યુત દેવલોકવાસી દેવો મનથીજ વિષયસુખ અનુભવે છે તેમ કહ્યું તો તે દેવોયોગ્ય સૌધર્મ-ઈશાનવાસી દેવીઓ તેઓના મનમાં ઉત્પન્ન થયેલ પ્રવિચાર પરિણામને જાણે શી રીતે? અવધિજ્ઞાન તેટલી હદનું તો હોતું નથી, અને અવધિજ્ઞાન હોય તો પણ તેવા માનસિક વિચારો પ્રત્યક્ષ જાણવાની શક્તિ મનઃપર્યાય જ્ઞાની-કેવલજ્ઞાની સિવાય પ્રાયઃ બીજાને હોઈ શકતી નથી. (૩૧૩)

ઉ૦—દિવ્ય પ્રભાવથી અથવા તેવા સ્વભાવથીજ દેવોનાં શુક્ર પુદ્ગલો દેવીઓના શરીરમાં પરિણામ પામે છે, તેથી તે દેવીઓને પણ પોતાના અંગનું ફરકવું વિગેરે વડે કામની અભિલાષા સંબંધી જ્ઞાન થાય છે જે માટે શ્રી પ્રવચન સારોદ્ધાર-૨૬૬ મા દ્વારની વૃત્તિમાં આ પ્રમાણે કહ્યું છે—'चत्वार आनत-प्राणता-ऽऽरणा-च्युताभिधानदेवलोकदेवा मनसा सप्रविचारा भवन्ति, ते हि यदा प्रविचारचिकीर्षया देवीचित्तस्य गोचरी कुर्वन्ति, तदैव ताः संकल्पाज्ञानेऽपि तथाविधस्वभावतः कृताद्भुतशृङ्गारा. स्वस्थानस्थिता एव उच्चावचांसि मनांसि दधाना मनसैव भोगाय उपतिष्ठन्ति । तत इत्थं अन्योन्यं मनःसंकल्पे दिव्यप्रभावाद् देवदेवीषु शुक्रपुद्गल-संक्रमः, उभयेषां कायप्रविचाराद् अनन्तगुणं सुखं संपद्यते, तृप्तिश्च उल्लसति इति ( ३१२ )

વલી પ્રશ્નોત્તર ગ્રન્થમાં પણ કહ્યું છે કે—

"अत्र दिव्यानुभावतः शुक्रपुद्गलास्तासां शरीरे रूपादितया परिणमन्ति, तथा त्वरितमेव तासामङ्गस्फुरणादिना तदभिलाष ज्ञानमपि भवति."

બન્નેપાઠનો ભાવાર્થ—"આનત, પ્રાણત, આરણ, અચ્યુત એ ચાર દેવલોકના દેવો મનથી વિષય ભોગવનારા હોય છે, અર્થાત્ તે દેવો વિષય સુખ ભોગવવાની ઇચ્છાથી દેવીઓસંબંધી મનમાં વિચાર કરે છે, તેજ અવસરે જે દેવી સંબંધી વિચારણા થયેલી છે તે દેવીઓ યદ્યપિ દેવોએ કરેલા સંકલ્પને જાણતી નથી તોપણ તેવા પ્રકારના સ્વભાવ વિશેષથીજ અદ્ભુતશૃંગારાદિ કરવા પૂર્વક પોતાના સ્થાનોમાં રહી થકીજ મનને ઉંચું નીચું કરતી મનવડેજ ભોગ માટે તૈયાર રહે છે. આ પ્રમાણે પરસ્પર

માનસિક સંકલ્પ થયે છતે દિવ્યપ્રભાવથી દેવ-દેવીઓમાં પરસ્પર શુક્રપુદ્‌ગલોનો સંક્રમ થાય છે. અને ઉભયને આવા પ્રકારના માનસિક વિષય સંભોગથી ઉત્પન્ન થતું સુખ, કાયિક સંભોગ-જન્ય સુખથી અનન્ત ગુણ છે.”

“ અહિં દિવ્યાનુભાવથી શુક્રપુદ્‌ગલો તે સ્વયોગ્ય દેવીઓના શરીરમાં રૂપાદિપણે પરિણમે છે અને તૂર્તજ તેણીઓના અંગ-સ્ફુરણાદિવડે દેવોના અભિલાષ સંબંધી જ્ઞાન પણ થાય છે. એમ વિચારવું ઠીક લાગે છે.” ( ૩૧૩ )

૯૮ પ્ર૦—સાધુ-સાધ્વી અને સામાયિક પૌષધમાં વર્ત્તતા શ્રાવક-શ્રાવિકાઓને વિજળી તેમજ દીવા વિગેરેની પ્રભાનો સ્પર્શ થાય તો ‘ ઇર્યાવહી ’ આવે છે તે શી રીતે ? ( ૩૧૪ )

૯૮ ઉ૦—તેઉકાયના જીવોને મલિનશરીરનો સંઘટ્ટો થવાથી જીવવિરાધના થાય અને તેના પ્રાયશ્ચિત્ત તરીકે ‘ ઇર્યાવહી ’ પડિક્કમવાની હોય છે, એથીજ શાસ્ત્રમાં તેવા પ્રકારના સ્પર્શાદિકના પ્રસંગમાં કામળ ઓઢવાનું કહેલું છે. તે આ પ્રમાણેઃ—

‘ सचितसलिल १ महिया २ रय ३ संपाइमइपमुहजीवाणं ।
रक्खट्ठाउवइट्ठं कंवलग्गहणं सुसाहूणं ॥ १ ॥
कंवलमहुरत्त गुणेण नोदगाइ जोया वि वज्जंति ।
अइखार मलिणयाए य अंगसंगंमि जंति खयं ॥ २ ॥

( ભાવાર્થ-સ્પષ્ટ છે ) ( ૩૧૪ )

૯૯ પ્ર૦—‘ ગર્ભજ તન્દુલીઓ મચ્છ અન્તર્મુહૂર્ત્તના આયુષ્યવાળો મહારૌદ્રધ્યાની આયુષ્યપૂર્ણ કરીને નરકમાં ઉત્પન્ન થાય છે ’ એમ સર્વ કહે છે, પરંતુ તે સંબંધી સૂત્ર સિદ્ધાન્તમાં ક્યાંઇ સ્પષ્ટ અક્ષરો છે ? ( ૩૧૫ )

૯૯ ઉ૦—જીવાભિગમ સૂત્રની વૃત્તિમાં સ્પષ્ટ અક્ષરો છે. જે આ પ્રમાણે—

‘ नेरइयस्सणं भंते ! अंतरं कालओ केवच्चिरं होइ? गोयमा! जहन्नेणं अंतोमुहुत्तं उक्कोसेणं वणस्सइकालो । अस्य व्याख्याः— ××××× नैरयिकस्य भदन्त ! अन्तरं नैरयिकत्त्वात् परिभ्रष्टस्य भूयो नैरयिकत्त्वाऽप्राप्तेरपान्तरालं कालतः कियच्चिरं भवति ?

कियत्कालं यावत् भवतीत्यर्थः । भगवानाह–गौतम ! जघन्येनान्त-र्मुहूर्त्तम्, कथमिति चेदुच्यते नरकादुद्वृत्य मनुष्यभवे तिर्यग्भवे वा अन्तर्मुहूर्त्तं स्थित्वा भूयो नरकेषूत्पादात् । तत्र मनुष्यभवभावना इयं;–कश्चिन्नरकादुद्वृत्य गर्भजमनुष्यत्वेनोत्पद्य सर्वाभिः पर्याप्तिभिः पर्याप्तो विशिष्टसंज्ञानोपेतो वैक्रियलब्धिमान् राज्याद्याकांक्षी परच-क्रामुपद्रवमाकर्ण्य स्वशक्तिप्रभावतः चतुरंगसैन्यं विकुर्व्य संग्रा-मयित्वा च महारौद्रध्यानोपगतो गर्भस्थ एव कालं कृत्वा भूयो नरकेषूत्पद्यते, तदेवमन्तर्मुहूर्त्तं नरकादुद्वृत्य, तिर्यग्भवे गर्भव्यु-त्क्रान्तिकतन्दुलमत्स्यत्वेन उत्पद्य महारौद्रध्यानोपगतोऽन्तर्मुहूर्त्तं जी-वित्वा भूयो नरकेषु जायत इति ॥

ભાવાર્થ—હે ભગવંત! કાલથી નારકીનું અંતર કેટલું ? હે ગૌતમ ! જઘન્યથી અન્તર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી વનસ્પતિ કાળ. તેની વ્યાખ્યા;– હે ભગવંત ! નારકીનું અંતર અર્થાત્ નરકના ભવમાંથી નીકળેલો જીવ ફેર નરકમાં ઉત્પન્ન થાયતો જઘન્ય તેમજ ઉત્કૃષ્ટ કેટલા કાળે ઉત્પન્ન થાય ? હે ગૌતમ ! જઘન્યથી અન્તર્મુહૂર્ત્ત પછી પણ નરકમાંથી નીકળેલો જીવ પુનઃ નરકમાં ઉત્પન્ન થાય. કેવી રીતે થાય તે કહેવાય છે–નરકમાંથી નીકળેલો જીવ, ગર્ભજ મનુષ્ય અથવા ગર્ભજ તિર્યંચમાં ઉત્પન્ન થાય, ત્યાં અન્તર્મુહૂર્ત્ત રહીને ફેર નરકમાં ઉત્પન્ન થવું હોયતો થઇ શકે. તેમાં મનુષ્યભવમાં આ પ્રમાણે–કોઇક જીવ નરકના ભવમાંથી નીકળીને ગર્ભજ મનુષ્યપણે ઉત્પન્ન થયો, સર્વપર્યાપ્તિવડે પૂર્ણ થતાં વિશિષ્ટસંજ્ઞા યુક્ત વૈક્રિયલબ્ધિસંપન્ન રાજ્યાદિકનો અભિલાષી એવો તે જીવ શત્રુસૈન્યાદિને આવેલું જાણી સ્વશક્તિના પ્રભાવથી વૈક્રિયલબ્ધિ-દ્વારા ચતુરંગી સૈન્યવિકુર્વીને લડાઇ કરીને મહાન્ રૌદ્રધ્યાનયુક્ત ગર્ભમાં રહ્યો થકોજ કાળધર્મ પામી નરકમાં ઉત્પન્ન થાય છે. તેજ પ્રમાણે નરકમાંથી નીકળેલો જીવ તિર્યંચના ભવમાં ગર્ભજ તન્દુલીયા મચ્છપણે ઉત્પન્ન થઇ મહારૌદ્રધ્યાનની પરિણતિવડે ( સાતમી ) નરકનું આયુષ્ય બાંધી અન્તર્મુહૂર્ત્ત સંબંધી આયુષ્ય પૂર્ણ કરી નરકમાં ઉત્પન્ન થાય છે. " આ પ્રમાણે લગભગ ઘણા સ્થલોમાં તન્દુલીયામચ્છનું આયુષ્ય અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ કહ્યું છે, પરંતુ પૂ૦ શ્રી હરિભદ્રસૂરિ મહારાજાકૃત હિંસાષ્ટકનીવૃત્તિમાં

તન્દુલીયઅચ્છ માટે 'नवमासान् गर्भे स्थित्वा' એવા અક્ષરો લખેલા છે. તે કઇ અપેક્ષાએ લખેલા છે અને તેનો કઇ રીતે સમન્વય કરવો? એ શાસ્ત્રજ્ઞ પુરૂષોએ વિચાર કરવાની જરૂર છે. (૩૧૫)

૧૦૦ પ્ર૦—નરકમાં વર્તતા મિથ્યાદૃષ્ટિ પ્રમુખ નારકજીવો અશુભવર્ણગન્ધાદિવાળાં પુદ્ગલોને ગ્રહણ કરે છે તો ભવિષ્યમાં થવાવાળા તીર્થંકરભગવંતના કોઇક જીવો વર્ત્તમાનમાં નરકમાં વર્તતા હોય તે વખતે તેઓ પણ અશુભવર્ણાદિવાળા પુદ્ગલો ગ્રહણ કરે કે બીજાં? (૩૧૬)

૧૦૦ ઉ૦—ભવિષ્યમાં તીર્થંકરપણે ઉત્પન્ન થનારા નરકસ્થ જીવો શુભવર્ણાદિવાળા પુદ્ગલોને ગ્રહણ કરે છે પરંતુ અન્ય-નારકજીવોની માફક અશુભવર્ણાદિગન્ધવાળા નહિં. જે માટે શ્રી ભગવતીસૂત્રના પ્રથમશતકના પ્રથમ ઉદ્દેશાનીવૃત્તિમાં કહ્યું છે કે—

"वण्णओ कालनीलाइं, गंधओ दुब्भिगंधाइं, रसओ तित्तकडुयरसाइं, फासओ कक्खडागुरुयसीयलुक्खाइं" एतानि च प्रायो मिथ्यादृष्टय एव आहारयन्ति, न तु भविष्यत्तीर्थंकरादयः॥

ભાવાર્થ:—સુગમ છે. (૩૧૬)

૧૦૧ પ્ર૦—વ્યન્તરદેવોથી પણ ભવનપતિદેવો અલ્પઋદ્ધિવાળા હોય? (૩૧૭)

૧૦૧ ઉ૦—હા, હોય છે પણ કોઇક! જે માટે શ્રી ભગવતીસૂત્રના પ્રથમ-શતકના પ્રથમ ઉદ્દેશાનીવૃત્તિમાં કહ્યું છે, તે આ પ્રમાણે—

'असन्नीणं जहन्नेणं भवणवासीसु उक्कोसेणं वाणवंतरेसुत्ति, इह यद्यपि' 'चमरबलिसारमहियं' इत्यादि वचनाद् असुरादयो महर्द्धिकाः, 'पलिओवममुक्कोसं वंतरियाणंति, वचनाच्च व्यन्तरा अल्पर्द्धिकाः तथापि अत एव वचनाद् अवसीयते यत्' सन्ति व्यन्तरेभ्यः सकाशाद् अल्पर्द्धयो भवनपतयः केचन।

ભાવાર્થ:—અસંજ્ઞિનો જઘન્યથી ભવનપતિમાં અને ઉત્કૃષ્ટથી વાણવ્યંતરમાં ઉપપાત હોય છે. જો કે ચમરેન્દ્ર બલીન્દ્રનું સાગરોપમ અને સાગરોપમથી અધિક અનુક્રમે આયુષ્ય કહેલું હોવાથી, તથા વ્યન્તરોનું ઉત્કૃષ્ટ આયુષ્ય પલ્યોપમ જેટલું કહેલું હોવાથી

ભવનપતિ મહર્દ્ધિક છે અને વ્યન્તરો તે અપેક્ષાએ અલ્પઋદ્ધિવાળા હોય છે. તો પણ ઉપરના વચનથીજ સ્પષ્ટ થાય છે કે, કોઈ ભવનપતિદેવો પણ વ્યન્તરોની અપેક્ષાએ અલ્પઋદ્ધિવાળા હોય છે, (૩૧૭)

૧૦૨ પ્ર૦—અનાદિમિથ્યાદૃષ્ટિ પ્રથમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરે તો ક્ષયોપશમસમ્યક્ત્વ પ્રથમ પ્રાપ્ત કરે કે ઉપશમસમ્યક્ત્વજ પ્રાપ્ત કરે? (૩૧૮)

૧૦૨ ઉ૦—અતિવિશુદ્ધ જીવ ક્ષયોપશમસમકિત પણ પ્રાપ્ત કરે, અને મન્દવિશુદ્ધિવાળો ઔપશમિકસમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે. જે માટે શ્રી બૃહત્કલ્પમાં આ પ્રમાણે કહ્યું છે—

"इयमत्र भावना-द्विविधस्तत्प्रथमतया सम्यग्दर्शनप्रतिपत्ता-अतिविशुद्धो मन्दविशुद्धश्च, तत्र योऽतिशुद्धः सोऽपूर्वकरणमारूढो मिथ्यात्त्वं पुञ्जीकरोति, कृत्वा च अनिवृत्तिकरणे प्रविष्टः तत्प्रथमिकतया क्षायोपशमिकं सम्यग्दर्शनमासादयति, सम्यक्त्त्वपुञ्जोदयात्। यस्तु मन्दविशुद्धः सोऽपूर्वकरणमप्यारूढस्तीव्राध्यवसायाऽभावाद् न मिथ्यात्त्वं त्रिपुञ्जीकर्तुमलम्, ततोऽनिवृत्तिकरणमुपगतोऽन्तरकरणं कृत्त्वा तत्र प्रविष्टः तत्प्रथमतया औपशमिकसम्यग्दर्शनमनुभवति, अन्तरकरणं च अन्तर्मुहूर्त्तप्रमाणम्, एतस्य वा क्षये अन्येषां पुद्गलानामुदयतो मिथ्यात्त्वमेति।

ભાવાર્થ:—"સમ્યગ્દર્શન પ્રાપ્ત કરનાર આત્માઓ બે પ્રકારના છે. અતિવિશુદ્ધ અને મન્દવિશુદ્ધ. તેમાં જે અતિવિશુદ્ધ આત્મા હોય તે અપૂર્વકરણમાં દાખલ થયો થકો મિથ્યાત્વના ત્રણ પુંજ (શુદ્ધ=સમ્યક્ત્વમોહનીય, અર્દ્ધશુદ્ધ=મિશ્રમોહ૦, અશુદ્ધ=મિથ્યાત્વમોહનીય) કરે છે, કરીને અનિવૃત્તિકરણમાં દાખલ થવાની સાથેજ પ્રથમસમયથીજ શુદ્ધ=સમ્યક્ત્વમોહનીયપુંજના ઉદયથી ક્ષયોપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે. જે મન્દવિશુદ્ધિવાળો છે તે અપૂર્વકરણમાં દાખલ થવા છતાં મન્દવિશુદ્ધિવાળો હોવાથી મિથ્યાત્વના ત્રણપુંજ કરી શકતો નથી, તેથી અનિવૃત્તિકરણમાં દાખલ થઇને અન્તરકરણ કરવાપૂર્વક તેમાં દાખલ થઇને તે અંતરકરણના પ્રથમસમયથી ઔપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે.

અન્તરકરણ અન્તર્મુહૂર્ત્ત પ્રમાણનું છે, એ અન્તકરણ પ્રમાણકાળ પૂર્ણ થતાં પુનઃ મિથ્યાત્વમોહનીયપુદ્ગલોના ઉદયથી આત્મા મિથ્યાત્વે જાય છે. ”

કર્મગ્રન્થકાર અનાદિમિથ્યાદષ્ટિને સર્વથી પ્રથમ ઉપશમ સમકિતજ હોવાનું કહે છે, જ્યારે સિદ્ધાન્તકાર અનાદિમિથ્યાદષ્ટિને સર્વથી પ્રથમ ક્ષયોપશમસમકિત પણ હોવાનું જણાવે છે તે બન્ને મન્તવ્યોનો સમન્વય ઉપર જણાવેલા બૃહત્કલ્પના વચનથી કરવો હોય તો થઈ શકે છે. ( ૩૧૮ )

૧૦૩ પ્ર૦—કુત્રિકાપણ કોને કહેવાય ? ( ૩૧૯ )

૧૦૩ ઉ૦—‘ कु ’ એટલે લોક અને ત્રિક એટલે ત્રણ, અર્થાત્ સ્વર્ગ-મૃત્યુ-પાતાલ, એ ત્રણે લોકમાં રહેલી સમગ્ર જે વસ્તુઓ તેને ‘ कुत्रिकं ’ કહેવાય છે. તેના વ્યાપાર માટે જે દુકાન તેનું નામ ‘ કુત્રિકાપણ ’. આ કુત્રિકાપણમાં કોઇક વણિકને મન્ત્રાદિથી આરાધિત સિદ્ધ-વ્યન્તર સુર હોય છે, અને ખરીદ કરનારને ઇષ્ટ કોઇપણ વસ્તુ દિવ્યશક્તિથી ગમે ત્યાંથી લાવીને મેળવી આપે છે, અને તેનું મૂલદ્રવ્ય તો વણિક્ ગ્રહણ કરે છે. કેટલાક ગ્રન્થકારો એમ જણાવે છે કે વણિક્ રહિત દેવાધિષ્ઠિત તે દુકાનો હોય છે. અને મૂલ્યદ્રવ્ય તે વ્યન્તરદેવ સ્વીકારે છે. આ કુત્રિકાપણ અમુક વખતે અમુક નગરમાંજ હોય છે, પરંતુ સર્વત્ર નહિં. ( ૩૧૯ )

૧૦૪ પ્ર૦—નિગોદમાંથી નીકળી [ કેળના ભવને કરી ] મનુષ્યભવ પામીને મારૂદેવામાતા-મોક્ષે ગયાં. એમ જે કહેવાય છે તે સંબંધી ક્યાંઈ શાસ્ત્રીય અક્ષરો છે ? ( ૩૨૦ )

૧૦૪ ઉ૦—બૃહત્કલ્પભાષ્યનીવૃત્તિમાં તે પ્રમાણે કહ્યું છે. તે આ રીતે—‘ मरुदेवा भगवती अनादिवनस्पतिकायिका तद्भवेन सिद्धा ’ “ પૂ૦ શ્રી મરૂદેવામાતા અનાદિવનસ્પતિકાયિકમાંથી નીકળી ( કેળનો ભવ કરી ) મનુષ્યનો ભવ પામી તેજ ભવમાં મોક્ષે ગયાં. ” આ બાબતમાં मरुदेवाऽच्चन्तथावरा सिद्धा ઇત્યાદિ સૂત્ર-સિદ્ધાન્તના બીજા પણ અનેક પાઠો છે. જિજ્ઞાસુઓએ-આવશ્યક પન્નવણાદિ ગ્રન્થો જોવા. ( ૩૨૦ )

૧૦૫ પ્ર૦—ભવ્યાદિ એકંદર જીવોના કેટલા પ્રકાર? અને જાતિભવ્યનું લક્ષણ શું? (૩૨૧)

૧૦૫ ઉ૦—ભવ્ય, જાતિભવ્ય, અભવ્ય, અને સિદ્ધ, એમ ચાર પ્રકારે છે. તેમાં જાતિભવ્યનું લક્ષણ આ પ્રમાણેઃ—

"सामग्गि अभावाओ ववहारिअरासि अप्पवेसाओ ।
भव्वावि ते अणंता जे मुत्तिसुहं न पावंति ॥ १ ॥

"સામગ્રીના અભાવે વ્યવહાર રાશિમાં પ્રવેશ નહિં થયેલો (થતો) હોવાથી એવા ભવ્યજીવો પણ અનંત છે કે જે મુક્તિ-સુખ પામ્યા નથી, પામતા નથી અને અનન્તોકાળ જશે તોપણ પામશે નહિં. આવા જીવો હોય તેને જાતિભવ્ય કહેલા છે.

ઉપર ચાર પ્રકારના જે જીવો કહ્યા, તેમાં અભવ્ય અનન્ત છે પણ આગળની ત્રણ પ્રકારની અપેક્ષાએં સર્વથી અલ્પ છે. તેનાથી સિદ્ધ અનન્તગુણ છે. તેનાથી ભવ્ય (મોક્ષગામી) અનન્ત છે અને તેનાથી ઉપર કહ્યા તેવા જાતિભવ્ય અનન્તગુણ છે. (૩૨૧)

૧૦૬ પ્ર૦—ઉત્કૃષ્ટકાળે ૧૭૦ તીર્થંકર હોય તેમ કહેવાય છે તો તે કેવી રીતે? (૩૨૨)

૧૦૬ ઉ૦—અઢીદ્વીપમાં પાંચ મહાવિદેહ, પાંચ ભરત અને પાંચ ઐરવત એમ ૧૫ કર્મભૂમિનાં ક્ષેત્રો છે. તે પાંચ મહાવિદેહ પૈકી પ્રત્યેકમહાવિદેહમાં ૩૨-૩૨ વિજયો છે. જે વખતે તે પ્રત્યેક-વિજયોમાં મહાનુભાવ તીર્થંકરભગવંતો વિચરતા હોય તે અવસરે પાંચ મહાવિદેહના ૩૨×૫=૧૬૦ તીર્થંકરો થાય, તેજ અવસરે પાંચ ભરત અને પાંચ ઐરવતમાં એક એક તીર્થંકર હોયજ તેથી એમ કુલ દશ તીર્થંકર હોય. ૧૬૦+૧૦=૧૭૦. આ પ્રમાણે ૧૭૦ તીર્થંકર ઉત્કૃષ્ટકાળે હોય. આ અવસર્પિણીમાં શ્રી અજિતનાથ પ્રભુના વારામાં કર્મભૂમિના પ્રત્યેક ક્ષેત્રોમાં તીર્થંકરો વિચરતા હોવાથી ૧૭૦ તીર્થંકરો હતા. (૩૨૨)

૧૦૭ પ્ર૦—જઘન્યકાળે કેટલા તીર્થંકરો હોય? (૩૨૩)

૧૦૭ ઉ૦—જઘન્યકાળે વીશ તીર્થંકરો હોય છે. તે આ પ્રમાણે—પાંચ મહાવિદેહ પૈકી પ્રત્યેક મહાવિદેહની ચાર ચાર વિજયોમાં તીર્થંકરો અવશ્ય હોયજ, વર્તમાનમાં પણ જંબૂદ્વીપના

મહાવિદેહમાં શ્રી સીમંધર–યુગંધર–બાહુ અને સુબાહુ એમ ચાર તીર્થંકરો છે. પાંચ મહાવિદેહ હોવાથી ૫×૪=૨૦ તીર્થંકરો જઘન્યકાળે હોય છે. મતાંતરે–મેરૂની પૂર્વ–પશ્ચિમ મહાવિદેહમાં જઘન્યથી એક એક તીર્થંકર હોય, તેથી પાંચ મહાવિદેહમાં જઘન્યથી દશ તીર્થંકરો હોય છે. જે માટે શ્રી આચારાંગ સૂત્રની ટીકામાં કહ્યું છે કે;—

तत्रोत्सर्गतः समयक्षेत्रसम्भविनः सप्तत्युत्तरशतं, तच्चैवं-पञ्चस्वपि विदेहेषु प्रत्येकं द्वात्रिंशत्क्षेत्रात्मकत्वात् एकैकस्मिन् द्वात्रिंशत् द्वात्रिंशत्, पञ्चस्वपि भरतेषु पञ्चैवमैरावतेष्वपीति, तत्र द्वात्रिंशतपञ्चभिर्गुणिता षष्ठ्युत्तरशतं, भरतैरावतदशप्रक्षेपेण सप्तत्यधिकं शतमिति, जघन्यतस्तु विंशतिः, सा चैवं-पञ्चस्वपि महाविदेहेषु महाविदेहान्तर्महानद्युभयतटसद्भावात्तीर्थकृतां प्रत्येकं चत्वारः, तेऽपि पञ्चभिर्गुणिता विंशतिः, भरतैरावतयोस्त्वेकान्तसुषमादावभाव एवेति । अन्ये तु व्याचक्षते मेरोः पूर्वाऽपरविदेहयोरेकैकसद्भावात् महाविदेहे द्वावेव, ततः पञ्चस्वपि दशैवेति, तथा च ते आहुः— “सत्तरसयमुक्कोसं, इअरे दस समयखेत्तजिणमाणं । चोत्तीस पढमदीवे, अणंतरऽद्धे य ते दुगुणा ॥ २ ॥” (ભાવાર્થ સુગમછે) (૩૨૩).

૧૦૮ પ્ર૦—તીર્થંકરભગવંતોના–ચ્યવન–જન્માદિ કલ્યાણક પ્રસંગે નરકક્ષેત્રમાં ઉદ્યોત થાય છે, તે કેવો હોય? (૩૨૪)

૧૦૮ ઉ૦—સાતે નારકીમાં ન્યૂનાધિક ઉદ્યોત થાય છે. જે માટે શ્રી નવપદબાલાવબોધમાં કહ્યું છે કે—

‘ प्रथमनरकपृथिव्यां सूर्यसदृशः, द्वितीयपृथिव्यां मेघाच्छादितसूर्यसमानः, तृतीयनरके सोमसमानः, चतुर्थनरकपृथिव्यां घनाच्छादितसोमसमानः, पञ्चमपृथिव्यां ग्रहतारासन्निभः, षष्ठभूमौ नक्षत्रतारासमः, सप्तमभूमौ तारासदृशः प्रकाशः ॥ ’

ભાવાર્થ:—‘ પ્રથમનરકપૃથ્વીમાં સૂર્યસરખો, બીજીપૃથ્વીમાં મેઘથી ઢંકાયેલા સૂર્યસરખો, તૃતીયનરકમાં ચન્દ્રસરખો, ચોથીનરકમાં મેઘાચ્છાદિત ચન્દ્રસરખો, પંચમપૃથ્વીમાં ગ્રહતારાસરખો, છઠ્ઠીપૃથ્વીમાં નક્ષત્રતારાસરખો અને સાતમીપૃથ્વીમાં તારાસરખો પ્રકાશ હોય છે. ( ૩૨૪ )

શ્રી જિન-અઢીસે-અભિષેક—

પ્ર૦—તીર્થંકરભગવંતના જન્માભિષેક સમયે ૨૫૦ અભિષેકની ગણતરી કઈ રીતે હોય ? (૩૨૫)

ઉ૦—બાર દેવલોકના દશ ઇન્દ્રોના અભિષેક દશ ૧૦

| | |
|---|---|
| ભુવનપતિનિકાયના દક્ષિણોત્તર દિશાની અપેક્ષાએ વીશ ઈન્દ્રો તેના અભિષેક | ૨૦ |
| આઠ વ્યંતરના ૧૬ ઈન્દ્રો, આઠ વાણવ્યંતરોના ૧૬ ઈન્દ્રો, એ ૩૨ ઈન્દ્રો તેના અભિષેક | ૩૨ |
| જંબૂદ્વીપના સૂર્ય તથા ચન્દ્રનો એક એક અભિષેક એટલે કુલ— | ૨ |
| લવણ સમુદ્રવર્ત્તિ સૂર્ય ચન્દ્રના ચાર અભિષેક | ૪ |
| ધાતકીખંડના ચન્દ્રના ૬ અને સૂર્યના ૬ = | ૧૨ |
| કાલોદધિ સમુદ્રવર્ત્તિ ચન્દ્ર-સૂર્યના ૨૧-૨૧ = | ૪૨ |
| પુષ્કરાર્ધ દ્વીપવર્ત્તિ ચન્દ્ર-સૂર્યના ૩૬-૩૬ અભિષેક | ૭૨ |
| ત્રાયસ્ત્રિંશકદેવોના અભિષેક | ૩૩ |
| સામાનિકદેવોનો ” | ૧ |
| આભ્યન્તર પર્ષદાનાદેવોનો ” | ૧ |
| મધ્યમપર્ષદાનાદેવોનો ” | ૧ |
| બાહ્ય પર્ષદીયદેવોનો ” | ૧ |
| આત્મરક્ષકદેવોનો ” | ૧ |
| ચાર લોકપાલદેવોના ” | ૪ |
| સાત સૈન્યના ” | ૭ |
| પ્રકીર્ણકદેવોનો ” | ૧ |
| આભિયોગિકદેવોનો ” | ૧ |
| અગ્રમહિષી દેવીઓના અભિષેક પાંચ | ૫ |
| | ૨૫૦ |

इति विविधविद्वद्वरेण्यविहित प्रश्नराजिविराजितायां विद्वद्वृन्दा-
वतंस-संशयान्धतमःसमुच्छेदसहस्ररोचिहंसाऽमितप्रज्ञा-
प्राग्भाराधरीकृतविबुधवृन्द-समाराधितविद्यापीठादि-
पञ्चप्रस्थानमयश्रीसूरिमंत्र-प्रवचनपीयूषपानपीन-
व्याख्यातृचूडामणि-निरवद्यसंयमसेवाहेवाक-तपा-
गच्छालङ्काराराध्यपाद-भट्टारकाचार्यवर्य विजय-
मोहनसूरिशेखरवितीर्णोत्तरसुमनस्सुरभिसम-
लंकृतायां सच्चारित्रिशिरोमणि-आचार्य
श्रीमद् विजयप्रतापसूरीश्वर तदन्तेवासि
पंन्यासप्रवर-श्री धर्मविजयगणिभ्यां
संगृहीतायां श्रीप्रश्नोत्तर मोहन-
मालायां अष्टाधिकशतप्रश्नो-
त्तरमयी तृतीया श्रेणिः
समाप्ता ॥

समाप्तश्चास्य ग्रन्थस्य प्रथमो भागः ॥